# ખુત્બાતે હકીમુલ ઉમ્મત

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝોનો સંગ્રહ)

## ભાગ-૧




:: સારસંકલન, અનુવાદ ::

મવ. યાકૂબ ઈખરવી સા.





:: પ્રકાશક ::

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧,

ગુજરાત-ઈન્ડિયા

પ્રકાશન નં. ૫૩૧

# ખુત્બાતે હકીમુલ ઉમ્મત

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝો)

(ભાગ-૧)



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ

માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,

ગુજરાત–ઈન્ડિયા

કિતાબનું નામ : ઈખ્લાસ (ભાગ–૧)

અનુવાદ : મવ. યાકૂબ ઈખરવી સા.

આવૃત્તિ : પહેલી

પ્રત : ૧૦૦૦

પ્રકાશન નં. : ૫૩૧

પ્રકાશન વર્ષ : ૧૪૩૧ / ૨૦૧૦

મૂલ્ય : અમલ

✦ પ્રકાશક ✦

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,
ગુજરાત–ઈન્ડિયા



PUBLICATION DEPARTMENT :

DARUL ULOOM ISLAMIYYAH ARABIYYAH MATLIWALA
EIDGHAH ROAD, BHARUCH-392 001
(GUJARAT-INDIA)

# અનુવાદકની કથની

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.**

નાચીઝ ગુનેહગારે આજથી ૧૩, ૧૪ વર્ષ પૂર્વે પ્રથમ **"તસ્હીલુલ મવાઈઝ"** ભાગ-૧,૨ ના ૫૨ (બાવન) બયાનાત અને ત્યાર પછી **"મઆરિફુલ હદીષ" (લેખક : હઝ. મવ. મુહમ્મદ મંઝૂર સા. નો'માની (રહ.)** ભાગ-૧, ૨, ૩ સંપૂર્ણ ને ભાગ-૪ નો આંશિક ગુજરાતી ભાવાનુવાદ કર્યો.

આ ખિદમત "દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ મહમૂદનગર, મુ. પો. કંથારીઆના "પ્રકાશન વિભાગ" હેઠળ અંજામ અપાઈ હતી. તદુપરાંત, એથી પણ અગાઉ એક અરબ આલિમની કિતાબનો **"જન્નતી તોહફો"**ના નામથી તથા **"ઈસ્લામી તા'લીમ"** ભાગ-૧ નો ગુજરાતી તરજુમો મજકૂર- ઉપરોકત વિભાગ હેઠળ નાચીઝે કર્યો હતો.

એ તક આપવા બદલ સંસ્થા તથા પ્રકાશન વિભાગના જિમ્મેદારોનો શુક્રગુઝાર છું. જઝાકુમુલ્લાહુ તઆલા ખયરલ જઝાઅ........

કમતરીન :

**યાકૂબ ઈખરવી (ગુફિર લહૂ)**

આશિયાના નગર, મુ. પો. **કંથારીઆ,**

તા. ૨૬ રમઝાનુલ મુબારક ૧૪૩૧ હિજરી

૬ સપ્ટેમ્બર ૨૦૧૦ ઈસ્વી

# ખુત્બાતે હકીમુલ ઉમ્મત

## [હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝોનો સંગ્રહ]

## ભાગ-૧



પ્રકાશન નં. ૫૩૧

**(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વચન)**

# ઈખ્લાસ

## (ભાગ–૧)



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,

ગુજરાત–ઈન્ડિયા



# અનુક્રમણિકા





# પ્રકાશકીય

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

**હામિદંવ્ વ મુસલ્લિયા.......................**

હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી સા. થાનવી (કુદ્દિ–સ સિર્રુહૂ)ના તેર (૧૩) ખુત્બાત યા બયાનાતનો સંપુટ ગુજરાતી વાચકવર્ગના કરકમળમાં મૂકવા બદલ અલ્લાહ તઆલાનો અપાર શુક્ર અદા કરીએ છીએ.

કહેવાની ઝાઝી જરૂર નથી કે, હઝરત થાનવી (રહ.)નાં બયાનાત હિકમતસભર, ગુણવત્તાયુક્ત, તાત્ત્વિક, સાત્ત્વિક, ફૈઝદાયક, બોધપ્રદ અને અમલપ્રેરક હોય છે. હઝરતનાં બયાનો અને લખાણોએ અગણિત મુસલમાનોની કાયાપલટ કરી નાખી છે અને આજે પણ એ ઘણા ઉપયોગી અને અસરકારક પુરવાર થઈ રહયાં છે અને થતાં રહેશે, ઈન્શા અલ્લાહ........ અનુવાદ સુંદર, સરળ, પ્રવાહી, સ્પષ્ટ અને તરત સમજાય એવો છે........ ગુજરાતી ભાષામાં આવી ઉપયોગી વાચનસામગ્રીનો ઉમેરો કરવા બદલ હઝરત મવલાના યાકૂબ ઈખરવી સા. (મ. ઝિ.)નો હાર્દિક આભાર...... જઝાહુલ્લાહુ ખયરા.....

ખુશીની વાત છે કે, હઝરત મવલાના યાકૂબ ઈખરવી સા. (મ. ઝિ.)એ હઝરત થાનવી (રહ.)ના ખુત્બાત "તસ્હીલુલ મવાઈઝ" (ભાગ: ૧/૨)ના પર (બાવન) બયાનાતને ગુજરાતી ભાષામાં રૂપાંતરિત

કરવાનું બીડું ઝડપી લીધું અને ગુજરાતી ભાષામાં ખુત્બાતે થાનવીની લાંબી હારમાળા સર્જી દીધી છે. "પ્રકાશન વિભાગ" હેઠળ અત્યાર સુધી ૨૮ ખુત્બાત પ્રગટ થઈ ચૂકયા છે અને હજુ ૨૪ ખુત્બાત પ્રકાશન (ઈશાઅત)ની પ્રતીક્ષા કરી રહયા છે. અપ્રકાશિત ખુત્બાતના પ્રકાશનમાં યથાશક્તિ તઆવુન ફરમાવવા અસ્હાબે ખૈર હઝરાતને નમ્ર વિનંતી અને અપીલ છે. પોતાના અને પોતાના મર્હૂમ સગાં–સ્નેહીઓના ઈસાલે સવાબ માટેની આ અનમોલ તક છે.

વાંચન હેઠળના ૧૩ (તેર) ખુત્બાતના પ્રકાશનમાં ........

**(૧) હજીયાણી હૂરીબહેન હાજી અલી મુન્શી (મરચું),**
(વહાલુ, જિ. ભરૂચ),

**(૨) હજીયાણી ઝરીનાબહેન હાજી મુહમ્મદ સિદ્દીક હાફેઝી,**
(સીંધીવાડ ટેકરો, ભરૂચ) તથા

**(૩) હજીયાણી ફાતિમાબહેન મૌલાના યાકૂબ અહમદ ઢીલા,**
(વલણ, તા. કરજણ, જિ. વડોદરા)

—નો સિંહફાળો રહેવા પામ્યો છે.

જ્યારે હઝરત **મવલાના સિરાજુદ્દીન ભાદી સા. ઝી. મ.** (મુદર્રિસ : દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆ) તેમજ **મવલાના અબ્દુલ મજીદ મૂસા ઉઘરાદાર સા.** (મુ.પો. વલણ, જિ. વડોદરા)આ લાભદાયી પ્રકાશન માટે નિમિત્ત બન્યા છે. સૌનો ઋણ–સ્વીકાર અને હૃદયપૂર્વક આભાર.

**જઝાહુમુલ્લાહુ તઆલા ખયરલ્ જઝાઅ્......**

અલ્લાહ તઆલા સૌની ખિદમાતને શર્ફે કબૂલ અતા ફરમાવે અને આ અમૂલ્ય સંગ્રહના ફૈઝને આમ ફરમાવે, આમીન !

**પ્રકાશન વિભાગ :** અલ્પજ્ઞ,
દારુલ ઉલૂમ, કંથારીઆ **હસન ભડકોદ્રવી**



બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ.

હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...

## આબે હયાત, ગંદા જામમાં !

જે હિકમતભરી વઅઝો પ્રિય વાચકોની સેવામાં રજૂ થઈ રહી છે તેના માટે ખુદ હઝરત હકીમુલ ઉમ્મત (રહ.) લખે છે : અહકરનો મશ્વરો–સલાહ છે કે, ‘‘બેહિશ્તી ઝેવર’’ની જેમ કોઈ ઘર એનાથી વંચિત ન રહેવું જોઈએ ! તેનો લાભ ખૂબ જ જલદી ઘરવાળાઓની સુધારણામાં (સવિશેષ આજના ટી. વી. યુગમાં) આંખોથી દેખાવા લાગશે !

(ફકત અશરફ અલી મુહર્રમ ૧૩૩૫ હિ.)

હઝરત (રહ.)ના એક ખલીફ–એ–અર્શદ લખે છે : હઝરત હકીમુલ ઉમ્મત મુર્શિદ થાનવી (રહ.)ની કિતાબો, મલ્ફૂઝાત, વઅઝો તથા પત્રો રુશ્દો–હિદાયતનો અમૂલ્ય ખઝાનો છે. (સવિશેષ) હઝરતની વઅઝોએ લાખો માનવીઓનાં દિલો બદલી નાખ્યાં. દીનથી ભાગનારા દીનના આશિક બની ગયા. (તેમના માધ્યમથી) હઝરત રુશ્દો–હિદાયતની એવી શમા રોશન ફરમાવી ગયા કે ખૂબ લાંબા સમય સુધી કિતાબ તથા સુન્નતની રાહ ઉજાગર થઈ ગઈ. જે રાહ પર રુસૂમ તથા બિદઅતોની ધૂળ જામી ગઈ હતી અને (જેનાથી) હકીકત અદૃશ્ય થઈ ગઈ હતી, હઝરતના મવાઈઝની બરકતથી હજારો ગુમરાહ માનવો ઈન્સાનિયત તથા નેકીના પરિપૂર્ણ દરજ્જે પહોંચ્યા



તથા અખ્લાકી-નૈતિક રોગોથી શિફા પામ્યા !

(મુહમ્મદ શરીફ, મુલતાન, રજબ ૧૪૦૩ હિ.)

જગવિખ્યાત આલિમ, હઝરતે અકદસ શાહ રાયપૂરી (રહ.)ના ખલીફા હઝરત મવ. અબુલ હસન અલી નદવી (રહ.) ફરમાવે છે કે, "સૌથી વધુ અસરકારક ચીજ એ છે કે, બુઝુર્ગાને દીનના હાલાત પઢો અને જો અલ્લાહ તઆલા નસીબ કરે તો કોઈ બુઝુર્ગની સોહબત-સહવાસ ઈખ્તિયાર કરો. હું વિના સંકોચે કહું છું કે, આ વિષયમાં સૌથી બેહતર અને લાભદાયી હઝરત હકીમુલ ઉમ્મત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની કિતાબો, ખાસ કરીને આપના મલ્ફૂઝાત અને વઅઝો બહુ સારી અસર ધરાવે છે.

મેં અલ્હમ્દુ લિલ્લાહ ! મારી સઘળી નદવિય્યત, મારા સઘળા અદબી ઝવક, મારા તારીખી તથા એ'તિકાદી લગાવ સાથે એનાથી ફાયદો ઉઠાવ્યો છે અને આપ સૌને પણ સલાહ આપું છું કે, એનાથી આપના દિલમાં વસેલી માલની મુહબ્બત, માનહોદ્દાની લાલસા તેમજ વ્યવહારમાં થતી કોતાહીઓની જાણ થશે. ખાસ કરીને અખ્લાકની ઈસ્લાહ પર તેમજ સામુહિક કામો-ખિદમતોની અગત્ય પર આપે જે ઘણો ભાર મૂકયો છે તે સમજાશે. અલ્લાહ તઆલાએ એ માનવંત દ્વારા ખાસ રીતે કામ લીધું છે. આપ સૌ એ તરફ જરૂર ધ્યાન આપો. આપના ઘરૂમાં એ સાહિત્ય ઓછાવત્તા પ્રમાણમાં જરૂર ઊતરવું જોઈએ."

(દારુલ ઉલૂમ માસિક : ઓગષ્ટ, ૧૯૮૮, પેજ : ૩૭-૩૮)

ઈસ્લામી જગતની સૌથી વિશાળ અને સૌથી વધુ લાભદાયી ચળવળ "દઅવત વ તબ્લીગ"ના બાની હઝરત મવલાના મુહમ્મદ ઈલ્યાસ કાંધલવી (રહ.) ફરમાવે છે કે,

"હઝરત મવલાના થાનવી (રહ.)એ ઉમ્મતની ઈસ્લાહ-સુધારણાનું ઘણું મોટું કામ કર્યું છે. બસ, મારું દિલ એ ચાહે છે કે, તાલીમ તો તેમની હોય અને તબ્લીગનો તરીકો-પ્રચારની રીત મારી હોય કે આ રીતે તેમની તાલીમ આમ-સર્વ વ્યાપક થઈ જશે."

(મલફુઝાતે હઝરત મવ. મુહમ્મદ ઈલ્યાસ (રહ.), પેજ : ૫૮, મલફુઝ : ૫૬)

પરંતુ આવા આબે હયાત-અમૃતજળનું સાર-સંકલન તથા ભાવાનુવાદ મારા જેવા ધરતીના સૌથી મોટા મુજરિમ તથા પાપીની કલમે, આસારે કિયામત-જગ પ્રલયનાં ચિહ્નોમાંથી છે. એ ન ફકત રેશમમાં ટાટનું થીંગડું મારવા કે ગુલાબજળમાં પેશાબની મેળવણી સમાન હરકત છે, બલકે નાચીઝનો દિલી એહસાસ-અનુભૂતિ છે કે, એ આબે હયાત મુજ સાંગોપાંગ પાપીના ઝેરથી દૂષિત ન થયું હોય. એ આબે હયાત્ત તથા તિર્યાક પૂરતા પ્રમાણમાં સતત ગુર્જર મુસ્લિમોને હાથવગું ન હોવાના એહસાસે જ આ ના-અહલને ધૃષ્ટતા તરફ પ્રેર્યો છે. બાકી "મન આનમ કે મન દાનમ!" "થાનવી હિકમત"ના ગુજરાતી પોશાકમાં ઝોલ દેખાય તો એ નાચીઝની બિન કાર્યદક્ષતાને આભારી છે. આ ખિદમત તે પાક તથા કરીમ બારગાહમાં આ પાપીની નજાતનું બહાનું બની જાય, તો "**વમા ઝાલિ-ક અલલ્લાહિ બિ-અઝીઝ !**" અલ્લાહ તઆલા માટે કાંઈ મુશ્કિલ નથી.

શે'ર : **"કુબૂલસ્ત ગર ચે હુનર નેસ્તત**
**કે જુઝમા પનાહે દીગર નેસ્તત."**

કમતરીન : યાકૂબ ઇખરવી (ગુફિર લહૂ)
આશિયાના નગર, મુ. પો. કંથારીઆ, તા. જિ. ભરૂચ



બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# ઈખ્લાસ (ભાગ–૧)

નહ્‌મદુહુ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ : કા–લન્નબિય્યુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, **ઈન્નલ્લા–હ લા યન્ઝુરુ ઈલા સુવરિકુમ્ વ અમ્વાલિકૂમ્ વલા કિન્ યન્ઝુરુ ઈલા નિય્યાતિકુમ્ વ આમાલિકુમ્ :** તરજુમો : રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, અલ્લાહ તઆલા તમારી સૂરતો તથા માલો પર નજર નથી કરતા, પરંતુ તમારી નિય્યતો તથા કામો પર નજર ફરમાવે છે ! આ હદીસ શરીફથી નીચેની વાતો સંકલિત છે :

(૧) આ હદીસમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે વસ્તુને બયાન ફરમાવી, જેના પર હક તઆલાની નજર તથા તવજ્જુહ છે. ભલે, તે પર મખ્લૂકની નજર નથી અને તે વસ્તુને પણ બયાન ફરમાવી દીધી, જેના પર હક તઆલાની (પસંદગી, રાજીપાની) નજર તથા તવજ્જુહ નથી. ભલે, તે પર મખ્લૂકની નજર તથા તવજ્જુહ છે. તો આ હદીસ શરીફમાં એક એવા રોગનો ઈલાજ બયાન ફરમાવ્યો છે, જેમાં મખ્લૂક સપડાયેલી છે. તે રોગ એ છે કે, મખ્લૂકની દૃષ્ટિ એવી વસ્તુ પર છે જેના પર હક તઆલાની બિલ્કુલ–સદંતર નજર નથી, અને જે પર હક તઆલાની નજર છે, મખ્લૂકે તેનાથી પોતાની દૃષ્ટિ હટાવી રાખી છે.

સૂરત તથા માલ પર હક તઆલા નજર નથી ફરમાવતા, પરંતુ મખ્લૂકે તેમને મકસૂદ બનાવ્યા છે અને નિય્યત તથા અમલ પર હક તઆલાની

નજર છે, તો મખ્લૂકે તેમનાથી નજર ફેરવી રાખી છે તેથી જરૂરી ઠર્યું કે એ ગલતી પર ચેતવણી આપવામાં આવે, જેથી તેનો ઈલાજ થઈ શકે ! અત્યારે આ હદીસ શરીફ બયાન કરવાનું કારણ પણ આ જ છે કે, અમે જોઈએ છીએ કે એ બીમારીમાં આમ તોરથી–સામાન્ય રીતે લોકો સપડાયેલા છે અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના સમયમાં આ વિષય બયાન ફરમાવ્યો, જ્યારે કે તે સાંગોપાંગ ખૈરનો યુગ હતો, તો એ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આઈન્દહ–ભવિષ્યના લિહાઝથી ફરમાવ્યું, કારણ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તો કિયામત સુધી સૌના હકીમ છે, જેટલા બનાવો કિયામત સુધી બનનાર છે તે સૌ માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું માર્ગદર્શન છે. કિયામત સુધી કોઈ બીમારી, કોઈ કામ, કોઈ કલામ–વાત એવી નથી, જેમાં શરીઅતના હુકમ મૌજૂદ ન હોય. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તો એ શાન છે કે, ફરમાવે છે કે, 'મને આગલા તથા પાછલા સૌ લોકોનો ઈલ્મ આપવામાં આવ્યો' અને ફરમાવે છે કે, 'મને મારા પરવરદિગારે ઉમદા અદબ શિખવાડયો અને ખૂબ સારી તા'લીમ આપી !'

અને અત્રેથી શરીઅતની વિશાળતા માલૂમ થઈ ગઈ હશે કે ઈસ્લામી શરીઅત સિવાય કોઈ કાનૂન એવો નથી, જેમાં કિયામત સુધી થનાર સઘળા બનાવોનો હુકમ મોજૂદ હોય. સઘળા બનાવોના આદેશ મોજૂદ હોવાનો આ અર્થ નથી કે, પ્રત્યેક બનાવનો અલગ અલગ હુકમ ફરમાવ્યો હોય, બલકે આ મતલબ છે કે એવા આમ–વ્યાપક કાયદા આપી દીધા કે જેનાથી તમામ બનાવોના હુકમો મળી આવે છે. જેમ કે હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)એ શરીર પર છૂંદણાં બનાવનારી પર લા'નત ફરમાવી તો એક ઓરતે પૂછયું કે, કુર્આનમાં આ હુકમ નથી. હઝરત ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, "જો તું કુર્આન શરીફ પઢત તો, તેમાં એ હુકમ પામત ?" શું તેં કુર્આન શરીફમાં નથી પઢયું કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જેનો હુકમ કરે તેને લઈ લો ! અને જેનાથી મના ફરમાવે તેનાથી અટકી જાવ ! હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ શરીર છૂંદનારી પર લા'નત ફરમાવી છે !

## આ એ'તિરાઝનો જવાબ કે, દાઢી રાખવાનો હુકમ કુર્આન શરીફમાં નથી !

એ જ રીતે દાઢીનો હુકમ પણ અલ્લાહ તઆલાની તરફથી થયો અને આમ કાનૂનના મા–તહત–હેઠળ તેનો હુકમ પણ કુર્આન શરીફમાં મોજૂદ છે. તો જે લોકો કહે છે કે, દાઢીનો હુકમ કુર્આનમાં નથી, એ તો આલિમોની ઘડત છે, એનો જવાબ પણ ઉપર થઈ ગયો કે ભલે, ખાસ હુકમ (પ્રત્યક્ષ રૂપે) કુર્આનમાં નથી, પરંતુ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તો દાઢી રાખવાનો હુકમ આપ્યો જ છે અને આપનું ફરમાન જાણે અલ્લાહ તઆલાનું જ ફરમાન છે. અત્રે એક જરૂરી વાત પણ સાબિત થઈ ગઈ કે, જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન જાણે અલ્લાહ તઆલાનું ફરમાન છે, તો જેટલા અહકામ–આદેશો છે તે સૌ અલ્લાહ તઆલાના જ હુકમો છે. ભલે, હદીસ શરીફમાં હોય કે ફિકહ–મસાઈલમાં !

હવે આપણે જોવું જોઈએ કે, આપણો વર્તાવ અલ્લાહ તઆલાના હુકમોની સાથે કેવો છે ? હું સખ્ત હેરત તથા તઅજ્જુબમાં છું કે, ખુદા પાકની શાન ! દુનિયાનો એક મામૂલી હાકિમ જે લાચાર અને ફના થનાર છે અને આપણા જેવો માનવ છે, લોકો તેની સામે તો લાચાર અને બેઝબાન બની જાય છે અને જે સઘળા શહેનશાહોનો શહેનશાહ તથા સંપૂર્ણ શક્તિશાળી છે, જો તે ચાહે તો એક પળમાં સૌને હલાક–બરબાદ કરી દે. તેના હુકમોમાં હુજ્જતો કરવામાં આવે છે, હિકમતો પૂછવામાં આવે છે. અફસોસ સદ અફસોસ ! કોઈ પૂછે છે કે, સાહિબ ! પ્લેગથી ભાગવું કેમ હરામ છે ? કોઈ પૂછે છે, બીજી કૌમો જેવો પોશાક અને રંગઢંગ શા માટે મના છે ? અહીં સુધી કે નમાઝ, રોઝા, હજ, ઝકાત, મીરાષ–વારસા–વહેંચણી સઘળા હુકમોમાં પોતાની રાયથી દખલ દે છે, અલ્લાહ તઆલાની પનાહ !

શરીઅતના હુકમોમાં જે બે–મોકા પ્રશ્નો કરવામાં આવે છે તેનાથી શું એ સાબિત નથી થતું કે તેમની દિલમાં ઈઝઝત તથા કદર નથી, અને સવાલ કરનારાઓથી વધારે મને જવાબ દેનારાઓ પર અચંબો થાય છે કે, તેમણે

આદત બનાવી લીધી છે કે, જે માણસ જે હુકમની હિકમત અને મસ્લિહત પૂછે છે, તેઓ તેને કંઈ ને કંઈ બતાવવું આવશ્યક સમજે છે. જો હિકમત–મસ્લિહતની ખબર નથી હોતી, તો કંઈક ઘડીને બતાવે છે. એ જવાબ નથી દેવામાં આવતો કે, ઈલાહી કાનૂન છે, જેમ દુન્યવી હાકિમોના હુકમનું કારણ પૂછવા પર જવાબ દેવામાં આવે છે કે, સરકારી કાનૂન છે. આથી જણાયું કે એવા સવાલ કરનાર તથા જવાબ દેનારના દિલમાં અલ્લાહ તઆલાની અઝમત–મહાનતા તથા કદર નથી !

જ્યારે દુનિયાના હાકિમો (જેઓ ઈન્સાન જ છે) તેમના અનેક હુકમોની મસ્લિહતો–હિકમતોની આપણને જાણ નથી અને ન જાણવાની હવસ હોય છે, તો ફરી અસલી હાકિમ અલ્લાહ તઆલાના હુકમોની હિકમતો–મસ્લિહતોમાં શા માટે પડો છો ? અને જ્યારે એક અદના માણસ પોતાના નોકરોને પોતાની ખાનગી માંગોની મસ્લિહતો નથી બતાવતો, તો હક તઆલાની તો મોટી શાન છે. તે પોતાની મખ્લૂકને જે તેમની ગુલામ છે, મસ્લિહતો– હિકમતો શા માટે બતાવે ? સારાંશ કે, જ્યારે તમારાથી કોઈ પૂછે કે ફલાણા હુકમનું શું કારણ છે ? તો બે–તકલ્લુફ કહી દો કે, અમે નથી જાણતા. બસ, અલ્લાહ તઆલાનો હુકમ છે. જેમ કે, ફરિશ્તાઓએ અરજ કરી હતી કે, આપ પાક ઝાત છો. અમને કંઈ ખબર–ઈલ્મ નથી, પરંતુ તે જે આપે અમને શિખવાડયો. બેશક, આપ જ બા–ખબર–જાણકાર હિકમતવાળા છો.

એ જ રીત–તરીકો આપણે અપનાવવો જોઈએ, કારણ કે જાહેર છે કે, આપણો નાકિસ–અધૂરો ઈલ્મ ફરિશ્તાઓથી તો વધારે નથી. જ્યારે તેમણે મસ્લિહત તથા હિકમતના ઈલ્મને અલ્લાહ તઆલાના હવાલે કરી દીધો, પોતાની રાયની દખલ ન કરી તો આપણે કોણ તેમની રાયમાં દખલ કરનાર ? બસ, આ જ જવાબ કાફી છે. જુઓ, હઝરાતે સહાબએ કિરામ (રદિ.) કેવા કામિલ હતા, પરંતુ કાફિરો સાથેના વાદ–વિવાદમાં, જે વાત માલૂમ ન હોતી તો સ્પષ્ટ કહી દેતા કે અમે નથી જાણતા, અમારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછીને બતાવીશું.

જેમના દિલમાં અલ્લાહ તઆલાની મહાનતા હોય છે તેમને હિકમતોની

તો શું તલાશ હોત, તેમના દિલમાં કદાપિ એવો વસવસો પણ નથી આવતો, જે અમલ સુધી તેમને દોરી જાય. તેમનો વસવસો તો આવ્યો અને નીકળી ગયો. દિલમાં કાયમ નથી થતો, એવો વસવસો જે ખ્યાલથી આગળ ન વધે, અઝમતે ઈલાહીના વિરુદ્ધ નથી, બલકે તે તો ઈમાને કામિલ–પરિપૂર્ણ શ્રદ્ધાની નિશાની છે. સહાબએ કિરામ (રદિ.)એ એવા વસવસા આવવા પર હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે, અમને એવા વસવસા આવે છે કે, અમે બળીને કોલસા થઈ જઈએ, તો પણ ઝબાન પર ન લાવીએ. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'શું તમને એવા વસવસા આવે છે એ તો સાફ ઈમાન છે.' અને ફરમાવ્યું : અલ્લાહ તઆલાનો શુક્ર છે કે, તેણે શયતાનના મકરને વસવસાની તરફ ફેરવી દીધો, અમલ તથા અકીદા–માન્યતા સુધી તેને દખલ ન થઈ. સૂફીઓને પણ કેટલીક વાર એવા વસવસા આવે છે કે, પોતાને મારી નાખવું ત્યારે આસાન જણાય છે, તેઓમાં જે જાહિલ હોય છે તે પોતાને મારી પણ નાખે છે અને જે અનુભવી–સમજદાર હોય છે, તેઓ સબ્ર–ધીરજ ધરે છે !

## વસવસા અને તેના ઈલાજનું બયાન

વસવસા આવવાનું કારણ એ છે કે, જ્યારે સૂફી અલ્લાહ તઆલાના રસ્તામાં કદમ મૂકે છે તો શયતાનને ઘણો રંજ થાય છે અને ચાહે છે કે, તેને નુકસાન પહોંચાડું. પ્રથમ તો તે નમાઝ, રોઝા, ફર્ઝો તથા વાજિબોને છોડાવવાની કોશિશમાં રહે છે, કારણ કે એ દીનનું નુકસાન છે અને જ્યારે તેમાં સફળતા નથી મળતી તો શારીરિક તકલીફો તથા પરેશાનીઓને ગનીમત સમજીને તેના દિલમાં બુરા બુરા વસવસા નાખે છે. સૂફી તેનાથી પરેશાન થાય તથા રંજ કરે છે કે હાય ! મારું તો ઈમાન જ અધૂરું છે કે મને આવા વસવસા આવે છે. હાલાં કે વસવસાઓથી તેનું કંઈ નુકસાન નથી. હા, પરેશાનીનો સબબ જરૂર છે અને તે પણ એટલા માટે કે સૂફી ગલતીથી એમ સમજે છે કે, આ વસવસા મારા દિલમાં પેદા થાય છે અને તેનો હાલ ઘણો ખરાબ છે. જ્યારે કે તે ગલત છે, તેના દિલથી પેદા નથી થયા, બલકે શયતાન બહારથી લાવીને દિલમાં ફૂંકી દે છે.

દિલ ફકત વસવસા ગુજરવાની જગ્યા છે, પેદા થવાની જગ્યા નથી. આ રાઝ–રહસ્યને સમજ્યા પછી અલ્લાહ તઆલાએ ચાહયું તો કંઈ પરેશાની ન થશે, બલકે વસવસાની જડ જ નીકળી જશે, કારણ કે શયતાન વસવસા પરેશાન કરવા જ નાખે છે, જ્યારે તે પરેશાન જ ન થશે તો તે વસવસા નાખવાનું જ છોડી દેશે. બીજો ઈલાજ તેનો આ છે કે, જ્યારે વસવસા આવે તો અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ કહેવાથી શયતાન દફે થાય છે, બલકે અલ્લાહ તઆલાના ગમે તે ઝિક્રથી પણ દફે થાય છે, કારણ કે પ્રથમ તો એ ઝિક્રની ખાસિયત છે. બીજી વાત એ છે કે, જ્યારે ઝિક્રની તરફ ખૂબ ધ્યાન આપ્યું તો વસવસાની તરફ ધ્યાન ન રહેશે, કારણ કે બંને બાજુ સંપૂર્ણ લક્ષ નથી રહેતું.

માની લો કે ત્યાર પછી પણ વસવસા દૂર ન થાય અને બેઈખ્તિયાર પરેશાની થાય તો પણ નફસ પર મશક્કતના કારણે (જે પ્રગતિનું કારણ છે) લાભ જ થાય છે, તેથી રંજ ન કરે અને જે માણસ આજના બહુધા–અકસર સૂફીઓની જેમ એ ફિકરમાં રહે છે કે, વસવસા દૂર થઈને ઈબાદત તથા ઝિક્રમાં મજા આવે તો સમજી લો કે એ માણસ પોતાની મજા માટે ઝિક્ર કરે છે, અલ્લાહ તઆલાની ખૂશ્નૂદી માટે નહિ. વસવસાનો એક ઈલાજ ઝિક્રે ઈલાહી છે. હદીસ શરીફમાં છે કે, જ્યારે મુઅમિન અલ્લાહ તઆલાનો ઝિક્ર કરે છે તો શયતાન હટી જાય છે અને અલ્લાહ તઆલાથી ગાફિલ થતા વસવસા નાખે છે અને વસવસા આવવાની એક હિકમત આ પણ છે કે, અલ્લાહ તઆલા તરફથી બંદાનું ઈમ્તિહાન છે કે તેની ઈબાદત ફકત નફસની મજા માટે હતી કે આ બેલુત્ફીમાં પણ ઈબાદત કરે છે અને એ કે વસવસા વખતે કઈ તરફ તવજ્જુહ કરે છે ? !

કેટલાકનો આ હાલ છે કે, જ્યારે શયતાન વસવસા નાખે છે તો તેનાથી બહસ કરવા લાગે છે તો એવો માણસ અલ્લાહ તઆલાને ઓળખતો નથી, નહિતર તે તરફ કદાપિ લક્ષ ન આપત. જેમ કે શેખ સઅદી (રહ.)એ કિસ્સો લખ્યો છે કે, એક સૂફી કોઈથી ઝઘડી રહયા હતા, ત્યાંથી હઝરત બેહલોલ (રહ.) પસાર થયા તો આપે સૂફીને લડતાં જોઈ ફરમાવ્યું કે, જો આ ઝબાની

દાવેદાર પોતાના દોસ્ત (અલ્લાહ તઆલા)ને ઓળખી લેત તો દુશ્મનની લડાઈમાં મશગૂલ ન થાત, તો એ વસવસાઓમાં મશગૂલ ન થાય, ન પરેશાન થાય, બલકે કામમાં લાગેલો રહે. મવ. રૂમ (રહ.) ફરમાવે છે કે, જો કેફિયતો જતી રહે તો કહી દો કે, જતી રહો, કંઈ વાંધો નથી. હે પાક ઝાત! તમે રહો કે તમારી જેમ કોઈ પાક નથી અર્થાત્ તમારી રઝામંદી મકસૂદ છે, તે હાથથી ન જવી જોઈએ !

આશિકની તો એ શાન હોવી જોઈએ કે, જો માશૂક જીવંત કરે તો તેમની મહેરબાની સમજે અને જો મારી નાખે તો ફિદા થઈ જાય ! અલ્લાહ તઆલા સૂફીને જે હાલમાં રાખે, તે પર રાજી રહે, કારણ કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓના હાલથી ખૂબ વાકિફ છે અને અમુકની ઈસ્લાહનો એ જ તરીકો છે કે, તેમને હંમેશા પરેશાની તથા ગમમાં રાખે તો તેણે હર હાલમાં મહબૂબની ખુશી મુજબ રહેવું જોઈએ. સારાંશ કે, એવા વસવસાઓથી પરેશાન ન થાય, કારણ કે એ અલ્લાહ તઆલાના કુર્બ–સામીપ્યના વિરુદ્ધ નથી, બલકે એ માણસ અલ્લાહ તઆલાના ખાસ માણસોમાંથી છે !

ખરેખર, એ વસવસા દિલમાં નથી હોતા, ભલે જાહેરમાં એવો જ વહેમ થાય છે, જેમ કે આયનાની બહાર માખી બેસી જાય તો જોનારને એમ લાગશે કે, તે આયનાની અંદર બેઠી છે, જો કે તે બહાર છે. એ જ રીતે વસવસા દિલની બહાર છે, દિલમાં જ્યાં અલ્લાહ તઆલાની યાદ હોય, તેમની ગુંજાઈશ નથી, એવા મુસલમાનોનાં દિલ અલ્લાહ તઆલાની હિફાઝતમાં છે. એક બુઝુર્ગ વસવસાઓના ઈલાજ માટે ફરમાવે છે કે, જ્યારે વસવસા આવે તો ખૂબ ખુશ થવું જોઈએ, કારણ કે એ ઈમાનની ખુલ્લી નિશાની છે. હદીસ શરીફના શબ્દોમાં ''ઝાક સરીહુલ ઈમાન'' છે. ચોર માલવાળા ઘરમાં જ ચોરી કરવા જાય છે, તેથી વસવસા નેક લોકોને જ આવે છે. જેઓ ગુનાહમાં સપડાયેલા છે તેમને કયારેય વસવસા નથી આવતા.

મસ્લિહત આ ખુશ થવામાં એ છે કે, એનાથી વસવસા બંધ થઈ જશે, કારણ કે શયતાન તો વસવસા એટલા માટે નાખે છે કે, રંજો–ગમમાં મુબ્તલા થાય–સપડાય. હવે એ જ્યારે ઉપરથી ખુશ થશે તો પોતે જ વસવસા

નાખવાનું બંધ કરી દેશે. સુબ્હાનલ્લાહ ! કેવો ઉમદા ઈલાજ છે. હવે જેમ અલ્લાહ તઆલાના હુકમોની અઝમત જરૂરી છે, એમ જ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમોની પણ અઝમત–મહાનતા જરૂરી છે, કારણ કે તે હકીકતમાં અલ્લાહ તઆલાના જ હુકમો છે. એ જ રીતે મસાઈલના ઈમામોના હુકમોની અઝમત પણ જરૂરી છે, કારણ કે તે પણ સઘળા કુરઆન–હદીસથી જ લેવામાં આવ્યા છે, તેથી તેમાં પણ હુજ્જતબાજી કરવી બેઅદબી છે. હા, જો તલબા પોતાની લાયકાત વધારવાના આશયથી પૂછે તો કંઈ વાંધો નથી.

જેમ હકીમે બીમારને એક નુસખો લખી આપ્યો. હવે જો બીમાર હકીમ સાથે તેનો વિવાદ જગાવે તો હકીમ તેને કાઢી મૂકશે અને જો કોઈ તાલિબે ઈલ્મ જે તેની પાસે એ ફન શીખવા આવ્યો છે, જો તેની સાથે ચર્ચા છેડશે તો હકીમ ખુશ થઈને તેને સમજાવશે તો આમ લોકોની પૂછપરછ એક બેહૂદા હરકત છે અને જો જીદ–હઠમાં પડપૂછ કરે તો સખ્ત ગુસ્તાખી તથા કુફ્રના નજીક (નું કામ) છે. અફસોસ ! કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દીનો–શરીઅતને પહોંચાડવામાં કેટલી તકલીફો વેઠી, દુઃખો વેઠયા અને આપણી બેહતરીમાં કશી મણાં ન રાખી, છતાં કથિત રોશન ખ્યાલો અમલના બદલે રાય આપવા લાગ્યા કે, ફલાણો આદેશ બુદ્ધિગમ્ય નથી, ફલાણો છે. થવું તો આમ જોઈતું હતું કે, જે પણ હુકમ મળત તેને ઉપકાર સમજીને માથે ચડાવીને અમલ શરૂ કરી દેત, પછી જુઓ કે શું પરિણામ આવે છે ? !

(બયાનની શરૂમાં) હદીસ શરીફમાં જે બીમારીનો ઝિક્ર છે, તે બીમારી આજકાલ આપણામાં રચી–વસી ગઈ છે. આપણી નજર તો સૂરતો અને માલો પર છે, જે પર અલ્લાહ તઆલાની નજર નથી અને અલ્લાહ તઆલાની નજર નિય્યતો તથા કામો પર છે, જેના પર આપણી નજર નથી. આ તો અલ્લાહ તઆલા સાથે સારો–ભલો મુકાબલો થયો, અલ્લાહ તઆલા પનાહમાં રાખે. આ મખ્લૂકની સૂરત પર નજરનો આ હાલ છે કે, રાત–દિવસ એ જ ચિંતા છે કે, આપણી સૂરત, આપણો પોશાક, આપણો

રંગ–ઢંગ લોકોની નજરોમાં સારો લાગે, પ્રત્યેક માણસ થોડે–ઘણે અંશે એ ધૂનમાં છે અને રાત–દિવસ બનાવ–શણગારમાં જ રહે છે. હું એ નથી કહેતો કે, ઝીનત મના છે, જાઈઝ છે, પરંતુ ત્યારે, જ્યારે મર્યાદામાં હોય અને તેમાં જ રચ્યો–પચ્યો ન રહે.

વધારે મશ્ગૂલી ગફલતનું કારણ બની જાય છે અને એ સૂરતમાં તેનું નાજાઈઝ હોવું જાહેર છે, તેથી જ હદીસ શરીફમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દરરોજ કાંસકી ફેરવવાથી રોકયા છે, એક આંતરે ફેરવવાની ઈજાઝત આપી. આ પણ અનુભવ છે કે, જેઓ રાત–દિન બનાવ–શણગારમાં લાગેલા રહે છે, તેઓ કમાલથી કોરા હોય છે. એટલા માટે કે, જો તેઓમાં કમાલ હોત તો તેમાં મશગૂલ રહેવાથી શણગાર તરફ લક્ષ ન રહેત. શણગાર જાઈઝ ઢંગ પર હોય, પરંતુ રાત–દિન મશ્ગૂલી રહે તો નાજાઈઝ છે અને હવે તો જાઈઝથી વધીને નાજાઈઝ ઢંગ પર ઝીનત કરે છે. ગેર કોમોના પોશાક, ઢંગને પસંદ કરે છે. દાઢીના દુશ્મન છે. જાઈઝ–નાજાઈઝ ઉપરાંત, ઈસ્લામી ગયરતનો પણ તકાઝો હતો કે, આપણે પોતાની ઢબ–છબના પાબંદ રહેત, જેમ કે બીજી કોમો પોતાના રંગ–ઢંગની પાબંદ છે અને તેમની સામે આપણી સ્વતંત્ર ઓળખ–અસ્મિતા ઊભી થાત, પરંતુ તે ઈસ્લામી ગયરત હવામાં ઓગળી ગઈ !

મુસલમાનોની ઓળખ–અસ્મિતા અસલમાં ઈસ્લામી તોર– તરીકા તથા કામોથી હતી, મુદતથી કામોથી તો ઓળખ રહી નથી, કારણ કે સામાન્ય રીતે મુસલમાનોએ ઈસ્લામી કામો જ છોડી દીધા હતા અને હવે તો ઈસ્લામી સભ્યતા પણ છોડી દેતા (સામાન્ય રીતે) ઓળખ જ મટી ગઈ. ફકત ટોપીથી ઓળખ પ્રસ્થાપિત નથી થઈ શકતી, પ્રથમ તો ગેર કોમ પણ એનો ઉપયોગ કરે છે, બીજું, ખુદ મુસ્લિમોનો શિક્ષિત (તથા યુવાવર્ગ) પણ ખુલ્લે માથે રહે છે. તો હવે ઓળખ શી રીતે થશે ? ટોપીને હર ઘડી માથે રાખવી જરૂરી ઠરાવવી પડશે, જે પર મને એક કિસ્સો યાદ આવ્યો. મારે ત્યાં (ખાનકાહમાં) એક મહેમાન આવ્યા. મેં પોતાના એક ભોળા મિત્રને કહયું કે, 'જુઓ, એમને ઓળખી લો, હું તેમનું ખાણું ઘરેથી મોકલીશ, તે ખવડાવી દેશો !

પછી ઘેરથી ખાવું આવ્યું તો તે મહેમાન મારી પાસે બેઠા હતા. તે ભોળા મિત્ર આવીને કહેવા લાગ્યા કે, 'ખાવું તો આવી ગયું, પરંતુ તે મહેમાન ખબર નહિ, કયાં છે ?'' મેં કહયું, 'આ સામે કોણ છે ?' તો તેઓ કહે છે કે, 'તેમણે ચાદર તો ઓઢી નથી.' મેં કહયું (મહેમાનથી હંસીમાં) કે, 'યાદ રાખો, આજથી હર ઘડી ચાદર ઓઢી રાખજો, નહિતર ખાવું ન મળશે !''

તો શું ચાદરની જેમ હર વખત ટોપી માથા પર જરૂરી ઠરશે ? સારાંશ કે ટોપી કોઈ વિશેષ નિશાની નથી. ખાસ બંદનની અંદર પણ કોઈ નિશાની–ચિન્હનું હોવું આવશ્યક છે, અને તે દાઢી છે તથા બીજી નિશાની પોશાક છે, એ બન્ને નિશાનીઓ વિના ઓળખ ઊભી નથી થઈ શકતી. ન તો એકલી દાઢી કાફી છે, કારણ કે કિશોરોને દાઢી નથી હોતી. બીજી વાત કે બીજી કૌમો પણ દાઢી રાખે છે, તેમનાથી પોશાક વિના બીજી કોઈ વસ્તુથી ઓળખ પ્રસ્થાપિત નથી થઈ શકતી. એ જ રીતે એકલો પોશાક પણ ઓળખ માટે બસ નથી.

બીજી કૌમોની રીતભાત (મુશાબહત)નું નાજાઈઝ હોવું ઘણી હદીસોથી સાબિત છે, બલકે હદીસ શરીફમાં છે કે, ''અલ્લાહ તઆલાએ લા'નત–ફિટકાર કરી છે તે પુરુષો પર જે ઓરતોની શકલ બનાવે અને તે ઓરતો પર જે પુરુષોની શકલ બનાવે !'' તો જ્યારે મર્દોને ઓરતોની મુશાબહત–અનુરૂપતા નાજાઈઝ છે. જ્યારે કે આપણામાં અને ઓરતોમાં ઈસ્લામી શિર્કત–ભાગીદારી પણ છે, તો જ્યાં ઈસ્લામી એકતા પણ ન હોય, જેમ કે બિન મુસ્લિમ કોમો, તો તેમની મુશાબહત તથા રીતભાત શી રીતે જાઈઝ થશે ? જેઓ એમાં વિવાદ કરે છે તેઓ ઓરતોના પોશાક તથા શણગાર સજીને એક વાર પોતાના દોસ્તોની મહેફિલમાં બેસી જુએ. તે માટે કયારેય તૈયાર નહિ થાય. અફસોસ, ઓરતોની શકલ બનાવવાથી તો શરમ આવે છે અને અલ્લાહ તઆલાના દુશ્મનોની શકલ બનાવવામાં ગર્વ અને ખુશી અનુભવે છે.

સારાંશ કે પ્રકાર પ્રકારની શોભાઓમાં પોતાની સૂરત પર નજર ગઈ અને બીજાઓની સૂરત પર એ જોવા નજર નખાય છે કે, અમીર છે કે ગરીબ,

કાળો છે કે ગોરો, પોશાક કેવો છે, કિંમતી છે કે મા'મૂલી ? ફરી દરેકની સાથે જુદો વર્તાવ કરાય છે. ઉમદા લિબાસ પહેરનારની ઈઝઝત થાય છે. ભલે, તે કમાલથી ખાલી હોય અને મા'મૂલી લિબાસવાળો ભલે, કમાલ ધરાવતો હોય, તેની કોઈ પૂછ થતી નથી, એ જ રીતે અમીરોની ખૂબ તા'ઝીમ થાય છે, ગરીબોને નજીક પણ ફરકવા નથી દેવાતા. હું અમીરોની તા'ઝીમથી સંપૂર્ણ મનાઈ નથી કરતો, બલકે જો તકલીફથી બચવા માટે હોય અથવા ફકત તેમનાં દિલ ખુશ કરવા માટે હોય તો જાઈઝ છે. હા, દુનિયાના લાભ માટે તેમની ખુશામદ જાઈઝ નથી. સારાંશ કે, આજકાલ માનવીઓની કદર પોશાકથી થાય છે, તેથી જ આલિમોની કદર નથી, કારણ કે તેઓ મા'મૂલી લિબાસમાં રહે છે, પૈસે–ટકે પણ મા'મૂલી હોય છે.

પરંતુ અલ્લાહ તઆલાની કસમ, જો તેમને દીનનો સહેજ ચસકો લાગી જાય તો તેઓ કદી દુનિયા તથા દુનિયાદારો તરફ જુએ પણ નહિ અને એ જ કારણે દીનદાર આલિમો દુનિયા તરફ રુખ પણ નથી કરતા અને ન તેમને દુનિયા ન હોવાની હસરત હોય છે કે અમે આ ઈલ્મ શા માટે પઢયો કે અમારી આવી તૂટી ફૂટી હાલત થઈ ગઈ અને અમે અમુક દુનિયાદારોને જોયા છે કે, જેમણે દુનિયાની વિદ્યાઓ ભણી છે કે, તેઓ દીન અને દીની ઈલ્મ તરફ વળ્યા છે તથા દુનિયાનું શિક્ષણ મેળવી ઉચ્ચ હોદ્દા પ્રાપ્ત કરવા છતાં દીની ઈલ્મ ન મેળવવાનો પસ્તાવો કરતા હતા. તો દુનિયાથી ઘણાઓનું દીન તરફ આવવું અને દુનિયા તરફ એકનું પણ ન જવું એ શું દીનના ઉમદા તથા ઉચ્ચ હોવાની દલીલ નથી ? !

એ જ પ્રમાણે જેમની નજર પોશાક પર છે, તેઓ ગરીબ બીચારાઓને બા–કમાલ હોય કે બે–કમાલ નજરોમાં નથી લાવતા અને છતાં હમદર્દીનો દાવો ધરાવે છે. હવે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ગરીબો સાથે કેવો ઉમદા વર્તાવ હતો, તેનો એક કિસ્સો જુઓ ! હઝરત ઝાહિર (રદિ.) નામી એક સહાબી ગામડે રહેતા હતા. કયારેક મદીના શરીફ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થતા અને ગામડાની વસ્તુઓ હદિયા–ભેટ રૂપે પેશ કરતા હતા. હુઝૂર રસૂલુલ્લાહ



(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમને શહેરની ચીઝો ઈનાયત ફરમાવતા, સાથે (ખુશ તબ્ઈના તોર પર) ફરમાવતા : ઝાહિર અમારું ગામ છે અને અમે ઝાહિરનું શહેર છીએ. એક વાર હઝરત ઝાહિર (રદિ.) બજારમાં ચાલી રહયા હતા, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પાછળથી તેમને બાથમાં લઈ લીધા. આજ–કાલની જેમ આંખો ન દાબી કે તેનાથી ગભરામણ થાય છે. હઝરત ઝાહિર (રદિ.) બોલ્યા : એ કોણ છે ? છોડી દો ! ફરી જ્યારે જાણ્યું કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે તો ગનીમત જાણ્યું કે, આવો ચાન્સ ફરી ક્યારે મળવાનો ? પોતાની પીઠને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક શરીર સાથે ખૂબ રગડવા માંડી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હંસીના તોર પર ફરમાવ્યું કે, કોઈ છે જે આ ગુલામને ખરીદે ? હઝરત ઝાહિર (રદિ.)એ અરજ કરી કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને કોણ ખરીદવાનું ? હું તો કમકિંમત છું. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, (પરંતુ) તમે અલ્લાહ તઆલાના નજીક તો કમકિંમત નથી !

જુઓ, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (તે ગરીબ ગામઠી સહાબી) સાથે કેવો વર્તાવ કર્યો ? કે તેમને ખુશ કરવા મજાક પણ કરી, અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ જ મસ્લિહતથી ક્યારેક બીજા સહાબા (રદિ.) સાથે પણ મજાક ફરમાવતા કે, તેમનું દિલ ખુલે. જ્યારે આજકાલ લોકો કોમી હમદર્દીનો દાવો તો કરે છે, પરંતુ હાલ આ છે કે કોમથી ન તેમને લાગણી છે, ન મુહબ્બત. બંગલાઓમાં આબાદીથી બહાર રહે છે તથા બબ્બે ટાઈમ ભુનેલ ગોશ્ત તથા (અનેક વાર) ચાહ–બિસ્કીટ, ઈંડા વગેરે અનેક જાતની વાનગીઓ ઉડાવે છે. જ્યારે તેમના ભાઈ ભૂખ્યા–નાગા ફરે છે, તેની તેમને જાણ સુદ્ધાં નથી. તેઓને ગરીબો સાથે શું લાગણી હોય શકે છે, જ્યારે તેઓ ગરીબીને જ એક પાપ સમજે છે !

હા, કોમી હમદર્દી તો શરીઅતે શીખવી છે. હદીસ શરીફમાં છે : સૌ મુસલમાનો એક શરીરની જેમ છે, જ્યારે એક ઉઝ્વ– અવયવ તકલીફમાં



મૂકાય છે, તો બીજા અવયવો પણ તેનો સાથ આપે છે કે, તેમને પણ ચેન–આરામ નથી રહેતો અને ગરીબી ગુનાહ ત્યારે ગણાય, જ્યારે કે હંમેશા બેતદબીરીનું પરિણામ હોય, હાલાંકે તે (વાસ્તવમાં) અલ્લાહ તઆલા તરફથી હોય છે. કુર્આન શરીફમાં છે : અલ્લાહ તઆલા ચાહે તેના માટે રોઝી બહોળી કરી દે છે અને ચાહે તેના માટે તંગ કરી આપે છે અને તેમાં હક તઆલાની હિકમતો હોય છે, તેથી અમીર–ગરીબ કોઈ એકબીજાને હકીર–હલકા ન સંમજે !

અલ્લાહ તઆલા પોતાના બંદાઓના હાલને સારી રીતે જાણે છે. કાઝી સનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ પોતાની તફસીર–ભાષ્યમાં એક હદીસ શરીફ નકલ કરી છે કે, ઘણા મુસલમાનો એવા છે કે તેમના ઈમાન ગરીબી–તંગીના લઈ બચેલા છે, જો અલ્લાહ તઆલા તેમને માલદાર બનાવી દે તો તેઓ નાફરમાનીમાં કુફ્ર સુધી પહોંચી જાય અને ઘણા એવા છે કે તેમનું ઈમાન માલદારીના કારણે બચેલું છે, જો તેમના પર તંગી આવી પડે તો કુફ્રમાં સપડાય જાય. ઘણા બીમાર એવા છે કે તેમનું ઈમાન બીમારીના કારણે સલામત છે. જો તેઓ તંદુરસ્ત હોય, તો દુનિયામાં લાગીને અલ્લાહ તઆલાને ભૂલી જાય, અને ઘણા તંદુરસ્ત એવા છે કે તેમનો દીન તંદુરુસ્તીના લઈ સચવાયલો છે. સારાંશ કે જે, જે હાલમાં છે, તેના માટે તેમાં જ મસ્લિહત છે !

સાર એ કે હમદર્દીનું ગાન આજકાલ ખૂબ ગવાઈ રહયું છે, પરંતુ હકીકતમાં ખરી હમદર્દી તે જ રાખી શકે છે, જે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો તાબેદાર હોય, કારણ કે આપની બરોબર હમદર્દીના પાઠ કોઈએ નથી શીખવ્યા, ત્યાં સુધી કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જાનવરો સાથે હમદર્દીના આદેશ આપ્યા, અને સાચા ફરમાંબરદારોએ તેના પર અમલ કર્યો. હઝરત સય્યિદ અહમદ રિફાઈ (રહ.)નો કિસ્સો છે, તેમણે જોયું કે એક ખુજલીવાળો કૂતરો ખૂબ તકલીફમાં છે. આખું શરીર ખુજલીથી ઝખ્મી છે. દરેક માણસ તેનાથી ઘૃણા કરે છે. બીજાં કૂતરાં પણ તેને પાસે નથી આવવા દેતા. તેમને આવા કૂતરા પર રહમ

આવી, તેને પોતાના ઘેર લાવી પોતાના હાથથી દવા માલિશ કરતા હતા, ત્યાં સુધી કે તે તંદુરસ્ત થઈ ગયો !

હઝરત બાયઝીદ (રહ.)ને વફાત પછી કોઈએ ખ્વાબમાં જોયા. પૂછયું કે, "અલ્લાહ તઆલાએ આપની સાથે કેવો મામલો કર્યો ?" ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ સઘળાં કામોમાંથી આ કામ પસંદ ફરમાવ્યું કે, "એક વાર હું જઈ રહયો હતો. શરદીની મોસમ હતી. મેં જોયું કે, એક બિલાડીનું બચ્ચું ટાઢથી અકડી ગયું છે. મને રહમ આવી અને મારી કંબલમાં પોતાની સાથે તેને સૂવાડયું (કદાચ કંબલ એક જ હોય.) આ કામ પસંદ કરીને ફરમાવ્યું : આ અમલના લઈને અમે તમને બખ્શી દીધા."

મને અત્યારે હઝરત શાહ વલિય્યુલ્લાહ (રહ.)ના બુઝુર્ગ વાલિદ હઝરત શાહ અબ્દુર્રહીમ (રહ.)ની હિકાયત યાદ આવી કે, એક દિવસ તેમણે એક કૂતરાના ગલૂડિયાને કીચડમાં લથપથ જોયું. ઠંડીથી તેનો બુરો હાલ હતો. પાસે હમ્મામ હતું. તેમણે ત્યાં લઈ જઈને તેને ગુસલ દેવાડયું. તેને મુદત વીત્યા પછી એક વાર તે કયાંક જઈ રહયા હતા. એક પગદંડી રસ્તો મળ્યો, જે એટલો તંગ હતો કે મુસીબતે એક માણસ તેના પર ચાલી શકે. તેની બંને બાજુ કીચડ તથા ગંદકી હતી. સામેથી કૂતરો આવી જતા બંને અટકી ગયા. શાહ સા. (રહ.)એ ફરમાવ્યું કે, "કૂતરા ! તું નીચે ઉતરી જા, જેથી હું પસાર થઈ જાઉં." તેમને કશ્ફથી જણાયું કે, કૂતરાએ કહયું કે, "શું નવાઈની વાત છે ? આજના દુરવેશ પોતાની રાહતને બીજાઓના આરામ પર સરસાઈ આપે છે. જ્યારે પહેલાના બુઝુર્ગ બીજાઓની રાહતને પોતાના આરામ પર અગ્રતા આપતા હતા !"

શાહ સાહબ (રહ.)એ ફરમાવ્યું કે, "વાત એવી નથી, બલકે આમ છે કે, મારા શિરે તો અલ્લાહ તઆલાના ઘણા ફર્ઝો છે. જો હું અપવિત્ર થઈ ગયો તો કપડાં ધોયા વિના નમાઝ શી રીતે પઢીશ ? અને તારા શિરે કોઈ ફરઝ નથી, તું નાપાક થઈ જઈશ તો તારું કંઈ નુકસાન નથી ! કૂતરાએ કહયું કે, એ સાચું છે, પરંતુ એ સમજી લો કે આપ જો નીચે ઊતર્યા અને જાહેરી ગંદકીથી ખરડાયા

તો લોટા પાણીથી તે ગંદકી ધોવાઈ જશે અને જો હું નીચે ઊતર્યો અને તમે પાક–સાફ રહયા તો યાદ રાખજો, તમારા દિલમાં તે નાપાકી પેદા થશે, જે સાત સમુદ્રોથી પણ નહિ ધોવાય અને તે નાપાકી પોતાને સારા તથા મોટા સમજવું છે, તેનાથી ઘમંડ પેદા થઈ જાય છે. હવે આપને ઈખ્તિયાર છે." આ સાંભળીને હઝરત શાહ સા. પર હાલ તારી થઈ ગયો અને નીચે કૂદી પડયા અને કૂતરો પાસ થઈ ગયો. પછી ઈલ્હામ (હક તઆલા તરફથી કોઈ વાતનું દિલમાં આવવું) થયો કે, "હે અ. રહીમ ! તમે જાણ્યું, આ શું કિસ્સો છે ?" વાત આમ છે કે, તમે તેના જાતભાઈ કૂતરાના બચ્ચા પર એક વાર ઉપકાર કર્યો હતો. અમે તેની જ કોમના એક કૂતરાથી તેના બદલામાં આટલો મોટો ઈલ્મ તમને અપાવ્યો." સુબ્હાનલ્લાહ ! બુઝુર્ગોની શું શાન છે અને કેવા કેવા મામલા તેમને અલ્લાહ તઆલાના તરફથી પેશ આવે છે ?

હા, આવા મુશફિક બુઝુર્ગોને પણ જ્યારે કોઈ બદદીન એવી વાત બકે જેનાથી દીનને ડાઘ લાગે. સવિશેષ જ્યારે મશ્કરી તથા ઠઠ્ઠો ઉડાવીને કહે, તો ગુસ્સો આવી જાય છે અને જો ન આવે તો એવો માણસ બે–ગયરત છે, દીનદાર નથી, જેઓ આવી ગયરત પર તેમને બદનામ કરે છે કે સખત છે, તઅસ્સુબવાળા છે. તેમને તેના અર્થની જ જાણ નથી, તઅસ્સુબ નાહક તરફદારી તથા જૂથબંધીને કહે છે તો જે આલિમોને તઅસ્સુબનો તા'નો આપે છે, તેઓ પ્રથમ એ સાબિત કરે કે, જે વાત પર તેમને જોશ આવ્યો તે નાહક હતી. મેં એક રોશન–દિમાગને કહયું કે, જો કોઈ, કોઈને આવીને કહે કે, અમે સાંભળ્યું છે કે, તમારાં અમ્માજાન ચકલામાં બેસતાં હતાં તો તેને ગુસ્સો આવશે કે નહિ ? હવે હું પૂછું છું કે, એ ગયરત કહેવાશે કે તઅસ્સુબ ? અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "બદકાર–વ્યભિચારી ઓરત તથા વ્યભિચારી પુરુષ દરેકને સો સો (૧૦૦) કોરડા મારો અને જો તમે અલ્લાહ તઆલા પર ઈમાન ધરાવો છો તો તમે અલ્લાહ તઆલાના દીનના વિશે અર્થાત્ તેમનો હુકમ પૂરો કરવામાં તમને તેમના પ્રત્યે રહમ ન આવી જાય !" તો જ્યાં જે હુકમ હોય, તેના પર જ અમલ કરો !



## અહીં સુધી તો સૂરતનું બયાન હતું, હવે માલને લો !

હાલમાં બહુધા લોકોએ માલને જ કિબ્લો અને કા'બા બનાવી રાખ્યો છે, જ્યારે કે વિચારવું જોઈએ કે માલ કારૂન પાસે કેટલો બધો હતો અને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે કંઈ પણ ન હતો. જો માલ શરાફતની વાત હોત તો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે ખૂબ હોત અને કારૂન પાસે કંઈ જ ન હોત, પરંતુ અત્યારે માલને જ કમાલ સમજે છે અને તેના માટે દીન પણ તબાહ કરે છે.

બસ, માલ હાથ આવવો જોઈએ, જાયઝ હોય કે નાજાયઝ, ઝુલ્મ થાય કે રહમ. એક માણસ જે ઇલ્મનો દાવો કરતા હતા, સૂદ લેતા હતા. તેમના પર કોઈએ વાંધો લીધો કે તમે વ્યાજ લો છો, જ્યારે કે તે હરામ છે. તો તેઓ કહે છે કે, "મિયાં ! ચૂપ રહો ! કોનું હલાલ અને કોનું હરામ ? આ તે સમય છે કે મુસલમાનોએ માલ જે રીતે હાથ લાગે તેને છોડવો ન જોઈએ." હું તેમને તથા તેમના જેવાઓને કહું છું કે, "જ્યારે તમારો દાવો છે કે, માલ જે રીતે હાથ આવે, લઈ લો ! તો માલ તો ચોરી તથા ડકેટીથી પણ હાથ આવે છે તો, તે પણ શરૂ કરી દો ! શરીઅતના હુકમોને છોડયા છે તો, સલતનતના હુકમોને પણ છોડી દો ! પછી જુઓ, શું થાય છે ?" અફસોસ, હજાર અફસોસ ! દુન્યવી કામોના વિરુદ્ધ તો જેલની બીકે કંઈ ન કરવામાં આવે અને હાકિમે હકીકીની વિરુદ્ધાઈમાં બહાદૂરી બતાવવામાં આવે !

## અમુક લોકોનો આ હીલો-યુક્તિ કે અમે દુનિયા દીનના માટે કમાઈએ છીએ, અને તેનો જવાબ

તેઓ કહે છે કે, જો દુનિયા ન હશે તો દીન પણ ઠીક ન રહેશે, પરંતુ તેમનું કહેવું ત્યારે સહીહ ગણાત, જ્યારે તેઓ દુનિયાની તરક્કી સાથે દીનમાં



પણ તરક્કી કરત. અમે તો જોઈએ છીએ કે, જેટલી દુનિયા વધે છે, તેટલી દીનમાં કમી આવે છે, (તો દીન માટે દુનિયા કમાવાનો તેમનો દાવો શી રીતે મનાય ?) હઝરાત ! એવી દુનિયા કંઈ કામ ન આવશે, અને આખિરતમાં કામ ન લાગવી તો જાહેર જ છે, અમે તો તેનું કામ ન આવવું તથા તેના મળવા પર હસરત થવાને અહીં જ જોઈ રહયા છીએ. જ્યારે કોઈ દુનિયાદાર મરવા લાગે તો તેને દુનિયાના વિશે પૂછો ! હું કસમ સાથે કહું છું કે, તેની રાય બદલાઈ જશે, કારણ કે જે દુનિયામાં તે જઈ રહયો છે ત્યાં તે સિક્કાનું ચલણ નથી, જે તેણે ઉમ્રભર જમા કર્યા છે, અને જે સિક્કા (નેકીના) ત્યાં ચાલે છે, તે તેની પાસે છે જ નહિ !

અત્યારે આંખો બંધ છે, પરંતુ ત્યારે ખુલી જતાં હકીકત નજર સામે આવી જશે. અત્યારે સ્વપ્નમાં છીએ, આંખ ખુલતા જણાશે કે, અમે સરાસર ખોટમાં હતા. એક માણસથી રોજ પથારીમાં પેશાબ થઈ જતો. ઓરતે કહયું, 'આ શી મુસીબત છે ? રોજ પથારીમાં પેશાબ.' તેણે કહયું, શયતાન (સ્વપ્નામાં) મને રોજ ફરવા લઈ જાય છે. જ્યારે મને હાજત થાય છે તો એક ઠેકાણે મને બેસાડીને કહે છે કે, "પેશાબ કરી લે ! તો મારાથી પેશાબ થઈ જાય છે." ઓરતે કહયું કે, "શયતાન તો જિન્નાતમાંથી છે અને જિન તો મોટા મોટા કામ કરી શકે છે. તેને કહેજો કે, અમે ગરીબ છીએ, કયાંકથી અમને રૂપિયા અપાવ." તેણે કહયું, "બહુ સારું, જો હવે સ્વપ્નામાં આવ્યો તો અવશ્ય કહીશ." નિયમ પ્રમાણે શયતાન દેખાયો તો તેણે કહયું, "કમબખ્ત ! તું મને રોજ પરેશાન કરે છે, અમે ફાકામાં છીએ, કયાંકથી પૈસા તો નથી અપાવતો." શયતાને કહયું, "તેં પહેલાં કેમ ન કહયું ? તારા માટે રૂપિયા કેટલા ?" સારાંશ કે એક જગ્યાએ લઈ ગયો અને ઘણા બધા રૂપિયાનું પોટલું બંધાવીને તેના માથે ચડાવી દીધું. તેનું વજન એટલું બધું હતું કે, ઝાડો પણ થઈ ગયો. આંખ ખુલી તો પથારી પર ઝાડો–પેશાબ હાજર અને રૂપિયા ગાયબ !

ઉપરોકત કિસ્સો તો હંસીનો છે, પરંતુ તેનાથી એક બોધ પ્રાપ્ત થાય છે. તે એ કે આ દુનિયાનું દષ્ટાંત સ્વપ્નાની જેમ છે અને જે તેને કમાવામાં જ રચ્યા–પચ્યા રહે છે, તેમની મિસાલ ખ્વાબ જોનારની છે અને દુનિયા

પાખાનું છે. અત્યારે આપણે ગફલતથી સ્વપ્નામાં છીએ. આપણને એહસાસ નથી કે, શું જમા કરી રહયા છીએ ? જ્યારે સ્વપ્નામાંથી જાગીશું એટલે મોત આવશે ત્યારે જોઈશું કે, માલ તો અદશ્ય છે અને ગંદકી હાજર ! ત્યારે કહીશું કે, અરે આપણે તો મહાન ધોકામાં હતા, જેને મોતી સમજતા હતા, તે તો કાંકરા હતા !

કેટલાક લોકોને શંકા થાય છે કે, આલિમ લોકો બીજાઓને તો દુનિયા છોડવાનો શોખ અપાવે છે અને પોતે દુનિયાનો માલ જમા કરે છે. અમે તો ત્યારે જાણત કે પોતે છોડી દેત અને જો દુનિયા આવત તો પાછી ફેરવી દેત. જવાબ આ છે કે, અમે તે દુનિયાને બુરી બતાવીએ છીએ, જેનાથી માણસ અલ્લાહ તઆલાથી ગાફિલ થઈ જાય અને તે દુનિયાદારોની બુરાઈ કરીએ છીએ, જે દુનિયામાં એવા ખૂંપી જાય છે કે જાઈઝ અને નાજાઈઝનો ફરક ભૂલીને દીન બરબાદ કરી લે છે. જે દુનિયા જરૂર પૂરતી હોય અથવા વધારે હોય, પરંતુ ગફલતમાં ન નાખે, તે બુરી નથી, બલકે જરૂર પૂરતી પ્રાપ્ત કરવી આવશ્યક છે !

મુલ્લા જામી (રહ.) જ્યારે મુર્શિદની તલાશમાં ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ને ત્યાં ગયા તો ખૂબ નેઅમતો જોઈ. ઘણા પસ્તાયા અને ખ્વાજા સાહેબની સામે જ જોશમાં આ શબ્દો સરી પડયા, 'ન મર્દસ્ત આં કે દુન્યા દોસ્ત દારદ' અર્થ : તે મર્દ નથી જે દુનિયાને દોસ્ત રાખે." આમ કહી ખૂબ અફસોસની સાથે મસ્જિદમાં જઈ લેટી ગયા. ખ્વાબમાં જોયું કે, કિયામતનું મેદાન છે અને પોતે કોઈ લેણદારના તકાઝાથી ખૂબ ચિંતિત છે, એટલામાં હઝરત ખ્વાજા સાહબ શાનથી તશરીફ લાવ્યા અને ફરમાવ્યું : "દુરવેશને કેમ પરેશાન કર્યા છે ? અમે જે ખઝાનો અહીં જમા કર્યો છે તેમાંથી અપાવી દો !" પછી "જામી" સાહબની આંખ ખુલી ગઈ, ત્યારે ખ્વાજા સાહબ એ જ મસ્જિદમાં આવી રહયા હતા. તરત દોડીને પગ મુબારક પર માથું મૂકીને કહયું, "મારી બેઅદબી માફ ફરમાવો !" ખ્વાજા સાહેબે ફરમાવ્યું : "ખ્વાબો–ખ્યાલ વિશ્વાસપાત્ર નથી." હવે તો જામી સાહેબની અકીદત ઓર વધી. ફરી હઝરત ખ્વાજા સાહેબે ફરમાવ્યું કે, તમારી પંક્તિ સહીહ છે,

પરંતુ અધૂરી, તેની સાથે આ મિસ્રો વધારી દો ! "અગર દારદ બરાએ દોસ્ત દારદ" અર્થ : જો દુનિયાને મિત્ર રાખે તો, અલ્લાહ તઆલાના માટે રાખે !

સાર એ કે, જો દુનિયાનો માલ પણ દીન માટે હોય તો, સુબ્હાનલ્લાહ ! તે દુનિયા નથી, દીન જ છે. માલની મિસાલ પાણીની તથા દિલની કશ્તી જેવી છે. જો પાણી કશ્તીની અંદર આવી જાય, તો તેને ડુબાડી દે છે અને બહાર રહે તો મદદ પહોંચાડે છે. એ જ રીતે માલની મુહબ્બત જો દિલમાં સમાઈ જાય તો હલાકતનું કારણ છે અને જો બહાર રહે તો કંઈ વાંધો નથી. મતલબ કે જરૂર પૂરતો માલ તો અતિ આવશ્યક છે, નહિતર પરેશાની થાય છે અને તે હાલત બને છે કે, નમાઝની નિય્યત બાંધીએ છીએ અને દિલમાં આ ખ્યાલ આવે છે કે, સવારે બાલ–બચ્ચાં શું ખાશે ? તો એવા માલને પ્રાપ્ત કરવાની મનાઈ નથી. બહસ તે માલમાં છે, જે (અલ્લાહ તઆલાથી) ગફલતનું કારણ બને અને જેના લઈ બીજા ગરીબ ભાઈઓને તુચ્છ સમજે !

આગળ ફરમાવે છે, અલ્લાહ તઆલા તમારાં કામોને તથા નિય્યતોને જુએ છે. જ્યારે સાબિત થઈ ગયું કે, હક તઆલાની નજર અમલ તથા નિય્યત પર છે અને સૂરત તથા માલ પર નથી તો પોતાની નિય્યત તથા અમલને સંવારવાની ચિંતા કરો ! અલ્લાહ તઆલાનો શુક્ર છે કે, જરૂર પ્રમાણે હદીષ શરીફના પ્રથમ બે ભાગ તફસીલથી બયાન થઈ ગયા. છેવટના બે ભાગની તફસીલ બાકી છે, ઈન્શા અલ્લાહુ તઆલા તે ફરી કોઈ સમયે બયાન થઈ જશે ! (અલ્લાહ તઆલા અમલની તૌફીક બક્ષે, આમીન !)



પ્રકાશન નં. ૫૩૨

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની
બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# ઈખ્લાસ

## (ભાગ–૨)



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,
ગુજરાત–ઈન્ડિયા

# અનુક્રમણિકા





બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# ઈખ્લાસ (ભાગ બીજો)

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ : અમ્મા બા'દ : **ફકદ્ કા-લન્નબિય્યુ (સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ આલિહી વ સહબિહી વ બારક વ સલ્લમ તસ્લીમન કસીરન કસીરા), ઈન્નલ્લા-હ લા યન્ઝુરુ ઈલા સુવરિકુમ્ વ અમ્વાલિકુમ્ વલા કિન્ યન્ઝુરુ અ'અમાલકુમ વ ઈલા નિય્યાતિકુમ્** : તરજુમો : હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, હક તઆલા તમારી સૂરતો–રૂપ તથા માલો પર નજર નથી ફરમાવતા, પરંતુ તમારી નિય્યતો તથા કામો પર નજર ફરમાવે છે !

**આ હદીસ શરીફથી નીચેની બાબતો સંકલિત છે :**

(૧) આ હદીસ શરીફના પ્રથમ ભાગનું બયાન સવિસ્તર આગલી જુમ્આમાં થઈ ચૂકયું છે, પાછલા ભાગનું બયાન વાયદાનુસાર આજે કરું છું. આ હદીસ શરીફના બયાનને પસંદ કરવાનું કારણ પહેલા વર્ણવી ચૂકયો છું કે, પ્રત્યેક યુગના લોકો જુદા જુદા (આત્મિક) રોગોમાં સપડાય છે. આ જમાનાની બીમારીઓમાંથી એક બીમારી આ પણ છે કે, આપણી નજર સંપૂર્ણ રીતે દુનિયા પર જ છે. (જેને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સૂરત, રૂપ તથા માલથી વર્ણવ્યું છે.) અને જે અસલ વસ્તુ છે જેના પર મુક્તિનો આધાર છે તે પર સદંતર નજર નથી અને તે દીન છે જેને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમલ તથા નિય્યતથી વર્ણવ્યું છે. અવામ–સામાન્યજનો તો આ રોગમાં સપડાયેલા છે જ.

## આજકાલના દીનદારોની નજર પણ સૂરત પર છે

અમે એ જોઈએ છીએ કે, જેઓ દીનદાર ગણાય છે, આ રોગ તેમનામાં પણ છે. જેટલી દુનિયાદારોની પ્રતિષ્ઠા તથા કદર તેમના નજદીક છે તેટલી દીનદારની નથી. જો તેમની પાસે શાનો– શોકતવાળો દુનિયાદાર આવે અને સાથે એવો દીનદાર પણ આવે જેની પાસે શાનો–શોકત ન હોય, ન તે પીર–બુઝુર્ગ ગણાતો હોય, ન તેની પાસે માલ હોય, ન કોઈ કમાલ તેનો મશહૂર હોય, ન તે આલિમ મનાતો હોય, બલકે જરૂરત મુજબ ઈલ્મ પઢયા–લખ્યા વિના મેળવ્યો હોય, જેમ કે બહુધા સહાબએ કિરામ (રદિ.)એ મેળવ્યો હતો. એ દીનદાર–પરહેઝગાર છે, પરંતુ શકલો–સૂરત સારી નથી, કપડાં પણ ફાટેલાં છે, ખાનદાન–કુળ પણ ઉચ્ચ નથી, બલકે નિમ્ન છે, આથી ઊલટું દુનિયાદારમાં ન ઝુહદ–નિઃસ્પૃહતા છે, ન પરહેઝગારી, ન ઈલ્મ. આ બંનેવ કહેવાતા દીનદારો પાસે આગળ–પાછળ જાય તો કસમથી કહું છું અને કોઈને શું કહું, ખુદ પોતે પોતાને જ કહું છું કે, કદર તથા માન–નજરમાં તે દુનિયાદારના હશે, તે દીનદારના ન હશે. એ સત્ય છે કે, આપણી તબિયતોમાં સામાન્ય રીતે દુનિયા તરફ લગાવ છે. જાહેરી દરજો, પ્રતિષ્ઠા તથા માલને જ જોવામાં આવે છે.

## બુઝુર્ગોની તા'ઝીમમાં નફસ-મનની ચાલાકી

બુઝુર્ગોની ઈઝઝત પણ ત્યારે જ કરે છે કે જયારે તેઓ જાહિરી ઈઝઝત તથા મરતબો ધરાવતા હોય, ભલે તે ઈઝઝત દીનના જ કારણે હોય. જેમ કે, તે બુઝુર્ગોની જ તા'ઝીમ કરે છે, જેમની પાંચ માણસો તા'ઝીમ કરતા હોય, કારણ કે તેમની તા'ઝીમ તથા ખિદમતમાં કોઈ શરમ નથી આવતી. એ નફસનો મોટો મકર છે. તે બુઝુર્ગની ખિદમત તથા તા'ઝીમ એટલા માટે કરે છે કે, તેથી ખુદ પોતાને લોકોની નજરમાં

મોટાઈ મળે છે તો એ તા'ઝીમ પોતાની તા'ઝીમ છે, તેથી નફસ ખુશીથી કરે છે. જો પોતાના બે ઉસ્તાદ હોય, એક મશહૂર અને બીજા ગેરમશહૂર તો આપણે પોતાને મશહૂર ઉસ્તાદ સાહેબના શાગિર્દ જાહેર કરીએ છીએ અને બિનખ્યાતની શાગિર્દી બતાવવામાં શરમ મહસૂસ કરીએ છીએ.

## દેખાડો ઘણો સખત ગુનાહ છે

તેથી જ બુઝુર્ગોએ લખ્યું છે કે, રિયા–દેખાડો સૌ રોગોમાંથી છેવટે દિલમાંથી નીકળે છે. હકીકતમાં આપણી દીનદારી ફકત જાહિરી–દેખાવની જ દીનદારી છે. સાચી–ખરી દીનદારી આપણામાં ખૂબ જ ઓછી છે. હકતઆલા શાનુહૂ પોતે જ ફરમાવે છે કે : **વ કલીલુમ્ મિન ઈબાદિયશશકુર.** અર્થાત્ : અને મારા બંદાઓમાંથી શુક્રગુઝાર બંદા ખૂબ જ થોડા છે. મહદ્ અંશે તે લોકો જાહિર પર નજર રાખે છે. જ્યારે કે એ દુનિયા છે અને દુનિયા માટે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે, "જો દુનિયાની કિંમત અલ્લાહ તઆલા પાસે મચ્છરના પર જેટલી પણ હોત તો તેમાંથી કોઈ કાફિરને એક ઘૂંટ પાણી ન આપત." સાર એ કે, જાહિરી ઈઝઝત અને મરતબો ભલે, હસબ–નસબ–કૂળના લઈને હોય કે માલ યા ઈલ્મના કારણે દુન્યવી માન હોય, તે સૌ દુનિયા છે (અને તેને જ હદીસ શરીફમાં સૂરત તથા માલના નામથી વર્ણન કર્યું છે.) તેના પર નજર ન કરવી જોઈએ અને દીન જેને અમલ તથા નિય્યત ફરમાવ્યું છે તેના પર નજર હોવી જોઈએ. અહીં સુધી કે, જો બીજાઓની કદર કરવામાં આવે તો તે દીનના કારણથી કરવામાં આવે.

## કોઈ બુઝુર્ગની અવલાદમાં હોવું કે મુરીદ હોવું, નેક કાર્યો વિના નજાત-મુકિત માટે કાફી નથી

અને હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દીનને

નિય્યત તથા અમલના નામથી ઝિક્ર ફરમાવ્યો, તેમાં એ સંકેત– ઈશારો છે કે, દીનનો મદાર અમલ પર છે. ન કે કોઈ શરીફથી સંબંધ પર. ભલે, તે દીનના હિસાબે શરીફ હોય કે દુનિયાના હિસાબે. ઘણા માણસો આજકાલ એ ઘમંડમાં છે કે, અમે ફલાણા બુઝુર્ગના મુરીદ કે તેમની અવલાદ છીએ, અમારી નજાત થઈ જશે, અમારે નેક કામ કરવાની જરૂર નથી. અલ્લાહ તબારક વ તઆલા એવા જ લોકોના રદિયામાં ફરમાવે છે : "તે લોકો તો ચાલ્યા ગયા, તેમના માટે તેમના અમલ છે, તમારા માટે તમારા અમલ છે. તમારાથી તેમનાં કામોની પડપૂછ ન થશે." હા, બુઝુર્ગોથી તઅલ્લુક થવાથી બરકત પ્રાપ્ત થાય છે, જ્યારે અવલાદ અથવા મુરીદોના અકીદા તથા અમલ સારા હોય અને જો અકીદા કે અમલ સારા નથી તો ફકત બરકત શું કામ લાગશે ? !

## બરકતની મિસાલ

બરકતની મિસાલ ચટણી–મુરબ્બાની છે અને નેક કામોની મિસાલ ખોરાક જેવી છે, જે શરીરનો ભાગ બને છે. મુરબ્બો, ચટણી હજમમાં સહાયક અવશ્ય બને છે, પરંતુ સાથે ગિઝા પણ તો હોવી જોઈએ. રોટી–ચાવલ વિના ફકત તેમને જ મહેમાન સામે મૂકી દો તો શું તેનાથી કામ ચાલશે ? કદાપિ નહિ ! એ જ રીતે નબી કે વલીથી સંબંધ થવાથી બરકત જરૂર થાય છે, પરંતુ નેક કામો વિના ખાલી બરકત નજાત–છૂટકારા માટે કાફી નથી. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેથી જ લાડલી બેટીને આ ફરમાવ્યું હતું કે, હે ફાતિમા (રદિ.) ! પોતાને આગથી બચાવો. હું અલ્લાહ તઆલાના મુકાબલામાં તમને કંઈ કામ ન આવીશ, એટલે જો તમારી પાસે નેક અમલો ન હશે તો હું કંઈ કામ ન લાગીશ. આ મતલબ નથી કે, નેક કામો હોવા છતાં હું દરજાઓ બુલંદ થવાનું નિમિત્ત ન બનીશ કે શફાઅત ન કરીશ.

## જો અમલ પણ હોય તો બુઝુર્ગોની અવલાદમાં હોવાથી દરજા વધે છે

બુઝુર્ગો સાથે નસબનો વંશીય સંબંધ હોવાના કારણે દરજા બુલંદ થવાનું વર્ણન ખુદ કુર્આન શરીફમાં છે : "જે લોકો ઈમાન લાવ્યા અને તેમની અવલાદે ઈમાન સાથે તેમની પેરવી કરી તો અમે તે અવલાદને પણ તેમની સાથે મેળવી આપીશું અને તેમના સવાબમાંથી કંઈ કમી ન કરીશું." મતલબ એ છે કે, જો અવલાદના કામ બાપ–દાદાના દરજાના ન હશે, પરંતુ જો અવલાદે ઈમાન સાથે તેમની પેરવી કરી હશે તો અમે અવલાદને પૂર્વજોના દરજામાં પહોંચાડી દઈશું, પરંતુ એની કોઈ દલીલ નથી કે, તેના માટે અવલાદમાં હોવું જ કાફી છે, બલકે આયતે શરીફમાં ખુદ ઈમાનની શરત રાખી છે. આજકાલના પીરોએ પોતાની દુકાન જમાવવા તથા દુનિયા કમાવવા પોતાના મુરીદોના દિલમાં આ ઠસાવી દીધું છે કે, તમારે નેક કામ કરવાની જરૂર નથી, અમે જે કરીએ છીએ એ તમારા છૂટકારા માટે પૂરતું છે.

## અફસોસ, પીરી-મુરીદીની જે ગરજ હતી તેને આજકાલ બદલી નાખી છે

પીરી–મુરીદીનો હેતુ તો એ હતો કે નફસ–મનની સુધારણા થાય અને તેનાથી મહેનત લેવામાં આવે કે કદાચ ખુદ એકલા નેક કામની તવફીક ન થાય તો પીરની અસર કે તેની તાકીદથી તવફીક થઈ જાય તો નફસની ઈસ્લાહ થઈ જશે, પરંતુ હવે તેને લોકોએ મખ્લૂકની સામે બેકાર બનાવી દેવાનો ઝરીઓ–માધ્યમ બનાવી રાખ્યો છે.

## એક દુકાનદાર પીરની હિકાયત

એક એવા જ પીર એક ગામમાં ગયા. દેખાવે ઘણા કમજોર જણાતા

હતા. મુરીદોએ પૂછયું કે, ''પીરજી દૂબળા લાગો છો, શી વાત છે ?'' કહેવા લાગ્યા, ''અરે, કમબખ્તો ! હું તમારા જ લઈને તો દૂબળો થઈ ગયો છું, એ તમે નથી જાણતા ? અરે, સઘળાં કામ તમારા તરફથી જ કરવા પડે છે. તમે નમાઝ નથી પઢતા, તમારી નમાઝ પઢવી પડે છે. તમે રોઝા નથી રાખતા, તમારા રોઝા રાખવા પડે છે. ફરી સૌથી મોટી મુસીબત પુલ સિરાત (જે તલવારથી તેઝ અને બાલથી બારીક છે) તેની ઉપર પણ ચાલું છું.'' મુરીદો ઘણા ખુશ થયા કે, વાહ વાહ, પીર સાહેબ જ અમારા સૌ કામ કરી લે છે. એક મુરીદ ખુશીમાં બોલ્યો કે, 'જાવ, મેં તમને ફલાણું ધાનનું ખેતર દીધું.' પીર ઘણા ખુશ થયા, પરંતુ વિચાર્યું કે, કબજો પણ થઈ જવો જોઈએ. મુરીદને કહયું કે, મારી સાથે ચાલીને મને દેખાડી દો. તે સાથે થઈ ગયો અને પીર સાહેબ ચાલ્યા. રસ્તો ખેતરું હતો. ચાવલના ખેતરમાં પાણી વધારે અને શેઢો તંગ હતો. મુરીદે વિવેક માટે પીરને આગળ કર્યા. હવે રસ્તો તંગ અને લપસણો હતો, તેથી પીરજી લપસી પડયા. મુરીદે પાછળથી લાત મારીને કહયું કે, અરે, તું પુલ સિરાત પર શી રીતે ચાલતો હશે ? જે બાલથી બારીક છે. આટલા રસ્તા પરથી તો તારાથી ચલાતું નથી. તું જૂઠો છે. જા, તને ખેતર નથી દેતો. સારાંશ કે, આજકાલના બનાવટી પીરોએ લોકોને ખૂબ સમજાવી દીધું છે કે, જે ચાહો તે કરો, સઘળું માફ થઈ જશે.

આ હદીસ શરીફથી એ નકામી સમજનું ખંડન થઈ જાય છે, તેથી આમ ફરમાવવાના બદલે કે, અલ્લાહ તઆલાની નજર દીન પર છે, આમ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાની નજર અમલ તથા નિય્યત પર છે. આથી સ્પષ્ટ થઈ ગયું કે, નજાતનો આધાર સારા અમલ પર છે અને જો કે અમલમાં નિય્યત આવી ગઈ હતી, પરંતુ તેને અલગ એટલા માટે બયાન કરી કે, એ માલૂમ થઈ જાય કે, ખુદ અમલ જ ત્યારે માન્ય થાય છે, જ્યારે નિય્યત ઠીક હોય. બીજું, એટલા માટે નિય્યતને અલગ વર્ણવી કે, એ બે શબ્દોથી બે જમાઅતો–વર્ગોની સુધારણા મંજૂર છે. અમલના શબ્દથી તો અકસર અવામની ઈસ્લાહ, કારણ કે સામાન્યજનો રાત–દિન દુનિયાનાં કામોમાં લાગી રહેવાથી નેક કામો તરફ લક્ષ ઓછું

આપે છે, પરંતુ તેઓ દિલની બીમારીઓથી પાક છે. જેમ કે, બદનિય્યતી એટલે ડોળદંભ વગેરેથી એટલા માટે સ્વચ્છ છે કે, તેમને કોઈ બુઝુર્ગ નથી સમજતું, તેથી તેઓ તેની ઈચ્છા પણ નથી રાખતા.

નિય્યતના શબ્દથી અકસર ખાસ–વિશેષ લોકોની ઈસ્લાહ ફરમાવી છે. જેઓ દીનદાર કહેવાય છે, જેઓ ફરઝો, વાજિબોના તો પૂરા પાબંદ હોય છે, પરંતુ ખુલૂસની કમી તથા દેખાડાના શિકાર હોય છે. તેમની દીનદારી ફક્ત સૂરતની દીનદારી હોય છે. દીનની હકીકત તેમને હાસિલ નથી. આવા લોકોમાં મહદ્ અંશે દંભનો રોગ હોય છે તો તેમને ખુલૂસ–નિર્ભેળતા તરફ નિય્યતના શબ્દથી તવજ્જુહ–લક્ષ અપાવ્યું છે. મતલબ આ છે કે, જે કંઈ નમાઝ, ઝકાત, રોઝા, હજ, અલ્લાહ અલ્લાહ તમે કરો છો, લાભથી ખાલી નથી અને કંઈ ન કરનારથી હજાર દરજે વધીને છે, પરંતુ મૂળ હેતુ (અલ્લાહ તઆલાની રઝામંદી) ત્યારે જ પ્રાપ્ત થશે, જ્યારે અલ્લાહ તઆલાના માટે જ અમલ કરવામાં આવે, તેમાં દેખાડો શામિલ ન હોય.

તે બે માણસોની (જેમાંથી એક નેક કામ કરે છે, પરંતુ ઈખ્લાસ નથી અને બીજો, નેક કામ જ નથી કરતો) એવી મિસાલ છે કે, બે માણસો કોઈ બાદશાહ પાસે ગયા. એક તો હદિયો–ભેટ લઈને. જો કે તે બાદશાહને લાયક નથી અને બીજો ભેટ વિના જ ગયો, તો હદિયો લઈ જનારથી આ શિકાયત તો ન થશે કે, હદિયો કેમ ન લાવ્યો, જેમ કે બીજાથી એ શિકાયત થશે અને એ એ'તિબારથી પ્રથમ બીજાથી ગનીમત છે, પરંતુ આ ફરિયાદ અવશ્ય થશે કે, તમારી ભેટ અમારા લાયક નથી. હદિયાનો હેતુ રઝામંદી છે. જો તે પ્રાપ્ત ન થશે તો હદિયાનું હોવું–ન હોવું સરખું છે. એ જ રીતે ઈબાદતનો મકસદ હક તઆલાની ખુશનૂદી છે, તો જે ઈબાદતમાં નિય્યત ઠીક ન હોય તો એવી ઈબાદતનું પણ હોવું–ન હોવું બરાબર છે.

## આજકાલ દેખાડાનો રોગ વ્યાપક રૂપે ફેલાઈ રહયો છે

આપણે નેક કામ તો કરીએ છીએ, પરંતુ આપણી અકસર ગરજો

સહીહ નથી હોતી. જેમ કે મોલ્વી, મશાઈખ લોકો પોતાની હાલતને ટટોલે તો મહદ્ અંશે પોતાનાં નેક કાર્યોમાં નફસાની ગરજો જોશે. દાખલા તરીકે, નફલ ઈબાદતો, કુર્આન શરીફની તિલાવત, અલ્લાહ તઆલાનો ઝિક્ર–યાદ, તહજ્જુદની નમાઝ તથા જે હુકમો છુપાવવાના લાયક છે તેમને કરીને આપણું દિલ ચાહે છે કે, તે જાહેર થઈને આપણે લોકોમાં ઈબાદતગુઝાર, પરહેઝગાર મશહૂર થઈ જઈએ. બીજાને જાણ થવાથી ઘણી ખુશી થાય છે.

## કુદરતી ખુશી પર કંઈ મલામત નથી અને ખુલૂસવાળાઓની તે બાબતમાં ઈસ્લાહ

જાણવું જોઈએ કે, નેક અમલના જોવા પર જે દિલ ખુશ થાય છે, તે ખુશીના ત્રણ પ્રકાર છે : એક તો દિલ આપમેળે ખુશ થાય છે કે, અલ્લાહ તઆલાનો શુક્ર છે કે તે માણસે આપણને નેક હાલતમાં જોયા, બુરી હાલતમાં નથી જોયા. આ ખુશ થવું તો એવું જ છે જેમ કે મજેદાર ખાણાથી જીવ ખુશ થાય છે અને એ તબિયતનો પ્રાકૃતિક તકાઝો છે કે સારી વસ્તુથી પ્રસન્ન થાય છે. મતલબ કે આ ખુશી તો પ્રાકૃતિક છે, જેને મિટાવવા પર કાબૂ નથી. એવી ખુશી પર કોઈ મલામત નથી. મુખ્લિસોને સખત ધોકો થાય છે કે, આ ખુશીમાં અને દેખાડામાં તેમને ઓળખ–તમીઝ નથી થતી, તેથી તેઓ રાત–દિવસ એ જ રંજમાં પીગળે છે કે અમને નમાઝ પઢતાં ફલાણા માણસે જોયા અને અમને ખુશી થઈ. એ પણ રિયાકારી થઈ ગઈ. આમ, કુદરતી ખુશીને દેખાડો સમજીને તેઓ ઈબાદતને વ્યર્થ માને છે. રાત–દિન રંજીદહ રહે છે.

અંજામ એવા ઈખ્લાસનો આ થાય છે કે, શયતાન બહેકાવી દે છે કે, જ્યારે તમારો અમલ લાભદાયી ન થયો તો એવા અમલ કરવાથી શું લાભ ? આમ, માયૂસ થઈને એ માણસ અમલને છોડી દે છે. આ ઈખ્લાસમાં અતિરેક છે કે, જે નેઅમત તમને મળેલ છે તેનો ઈન્કાર કરો છો. અંતે એ નેઅમત (કુદરતના નિયમ મુજબ) છીનવાય જાય છે. કોઈ અલ્લાહવાળાને એક હાથીસવારે કહયું કે, દુઆ કરો કે


તરક્કી થાય. દુરવેશે કહયું કે, ''બાવા, હાથી પર તો બેઠો છે ? શું તાડ પર બેસવું છે ?'' એ જ રીતે તમને અલ્લાહ તઆલાએ ઈખ્લાસ–નિર્મેળતા આપી છે, તેની નાશુક્રી ન કરીને શુક્ર અદા કરવો જોઈએ. એ ફિતરી ખુશી છે, ન કે દેખાડો. દેખાડો ઈખ્તિયારી છે, જયારે દેખાડાનો વસવસો ગેરઈખ્તિયારી. જેમ કુફ્રનો વસવસો આવવો કુફ્ર નથી. ખુદ સહાબએ કિરામ (રદિ.)ને વસવસા આવી જતા હતા. આથી એક નિયમ જડી આવ્યો કે, જે વાત ઈખ્તિયારી ન હોય તે બુરી નથી. આ કાનૂન યાદ રાખવાથી સૂફી (આધ્યાત્મિક માર્ગે ચાલનાર)ની ઘણી બધી સમસ્યાઓનો અંત આવી જાય છે. સારાંશ કે, એક પ્રકાર તો ખુશ થવાનો આ થયો.

બીજો પ્રકાર આ છે કે, બીજાના જોવાથી એટલા માટે ખુશી થાય છે કે, અમારાં સારાં કામ જોવાથી તેને પણ તવફીક થશે અને તેનો સવાબ અમને મળશે. આ ખુશી પણ ખરાબ નથી, પરંતુ અત્રે બિન કામિલને એક ધોકો થાય છે, તે એ કે જાહેર કરવાનો મૂળ હેતુ તો નફસ–મનનો એ જ હોય છે કે મારો દરજો વધે. લોકોનાં દિલમાં મારી ઈઝઝત તથા બુઝુર્ગી વધે, પરંતુ બહાનું આ બતાવે છે કે, હું એટલા માટે જાહેર કરું છું કે, બીજા લોકો પણ જોઈને આવું કરવા લાગે. તેથી બિનકામિલ માટે એ જ યોગ્ય છે કે, જાહેર કરવાની ઈચ્છા જ ન રાખે. હા, જો કોઈ કમાલવાળો જેનો નફસ ફના થઈ ચૂકયો હોય અને પોતાના નેક કામ બીજાને શોખ અપાવવાની નિય્યતથી જાહેર કરે તો જાઈઝ છે અને સવાબનો સબબ છે.

તેથી જ બુઝુર્ગોનું કથન છે કે, પીરની રિયા–દેખાડો મુરીદના ઈખ્લાસથી બેહતર છે. અત્રે દેખાડાનો એ અર્થ નથી કે, બીજાઓને દેખાડવા તથા પોતાનો મરતબો વધારવા કરતો હોય, બલકે મતલબ આ છે કે, પીરનું નેક કામોને જાહેરી તોર પર કરવું મુરીદના છુપાવીને કરવાથી બેહતર છે, કારણ કે પીરના જાહેર કરવાથી બીજાઓ તે અમલ કરવા લાગે છે તો પીરના જાહેર કરવાથી બીજાઓને લાભ થાય છે. તેથી તે મુરીદના ઈખ્લાસ (છુપાવીને કરવા)થી બેહતર છે. તેનો લાભ તેના જ


સુધી રહે છે. જો જોવાની આ નિય્યતથી ખુશી થાય તો તે ઈબાદત છે.

## દેખાડાની ખરાબી

ત્રીજી ખુશી ઈબાદતના જાહેર કરવા પર એટલા માટે થાય છે કે, લોકોમાં અકીદત તથા નેકનામી થશે. આ દેખાડો બુરો છે અને હદીસ શરીફમાં તેનાથી ખૂબ ડરાવવામાં આવ્યા છે. હદીસ શરીફમાં છે કે, કિયામતના દિવસે શહીદને બોલાવવામાં આવશે અને કહેવામાં આવશે કે, અમે તને આટ આટલી નેઅમતો આપી હતી, તેં શું શુક્ર અદા કર્યો ? તે અરજ કરશે કે હે રબ ! મેં આપના રસ્તામાં જાન સુદ્ધાં દઈ દીધી. અલ્લાહ તઆલા ફરમાવશે કે, ''તેં એ કામ અમારા માટે નથી કર્યું, બલકે બહાદુર મશહૂર–ખ્યાત થવા માટે કર્યું. તે ગરજ પૂરી થઈ ગઈ. હવે તારા માટે કંઈ નથી અને હુકમ થશે કે, તેને મોંઢાથી ઘસડીને દોઝખમાં ફેંકી દો. ફરી એ જ પ્રમાણે એક આલિમ તથા એક સખીથી વાતચીત થશે અને તેમના અમલમાં પણ એ જ દેખાડાનો ઐબ બતાવીને એ સૌને દોઝખમાં નાખી દેવામાં આવશે.

જુઓ, અલ્લાહ તઆલાના રસ્તામાં જાન દેવી તથા સખાવત અને ઈલ્મ સઘળાં કામોમાં શ્રેષ્ઠ છે, પરંતુ ડોળદંભ એવી બુરી બલા છે કે, તે ઉચ્ચ કામોને પણ નકામા બનાવી દીધાં. સારાંશ કે, દેખાડાની ખૂબ લાંબી ચર્ચા છે અને તેને દૂર કરવું કંઈક મુશ્કેલ છે, પરંતુ અશકય નથી. હા, ઉપાય કરવો પડે છે.

## જે લોકો દેખાડાનો ઈલાજ કરે છે અને છતાં તેમના અમલમાં દેખાડાનો ભાગ રહી જાય છે તેમના પર લા'નતાન નથી

તેઓ બેફિકર–નચિંત રહે ! કારણ કે તેઓ વાજિબને અદા કરી રહયા છે, તેમના શિરે એટલી જ ઝિમ્મેદારી છે. અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે : ''અલ્લાહ તઆલાથી ડરો, જેટલું તમારાથી થઈ

શકે.'' આથી જણાયું કે, કામમાં લાગનાર તથા ઉપાય કરનાર કદી પરેશાન ન થાય, તેમના પર કોઈ મલામત નથી. તેઓ પોતાની શકિત મુજબ કામ કરી રહયા છે. હા, જે ઈલાજથી બેપરવા છે તથા રોગને વધારી રહયા છે અલબત્ત, તેમના પર અવશ્ય લાન'તાન છે. સારાંશ કે, આપણા માટે પોતાની નિય્યતને ખાલિસ–વિશુદ્ધ નિર્મળ રાખવી આવશ્યક છે, જેથી દીનની હકીકત આપણને હાસિલ થાય.

## આજકાલ દીનદાર પણ નેક કામો કરવા તથા ગુનાહોથી બચવામાં રસ્મો-રિવાજના પાબંદ છે

આજકાલ મોટા ભાગે લોકો એથી બેપરવા છે, અહીં સુધી કે દીનદારોનો આ હાલ છે કે, જે નેક કામ કરે છે તથા જે ગુનાહોથી બચે છે, તેમાં પણ રસમોના પાબંદ છે, જેમ કે અમુક ફર્ઝો, વાજિબોની પાબંદી કરે છે. અમુકની નહિ, જેમનું છોડવું તેમની શાનની વિરુદ્ધ સમજવામાં આવે છે, તેમના પાબંદ છે. જેમ કે, નમાઝ અને જેમનું છોડવું તેમની શાનની વિરુદ્ધ નથી મનાતું, તેના પાબંદ નથી, જેમ કે બંદાઓના હક. એ જ રીતે આપણે ગીબત–નિંદા તો કરીએ છીએ, પરંતુ શરાબ નથી પીતા.

હવે આપણું શરાબ ન પીવું એટલા માટે નથી કે, અલ્લાહ તઆલા રાજી થાય. જો એમ હોત તો ગીબતને પણ અવશ્ય છોડત. શરાબ ન પીવું એટલા માટે છે કે, બાપદાદાએ નથી પીધી, તે (ખાનદાની) રીતભાતની વિરુદ્ધ છે અને ગીબત તેઓ પણ કરતા રહયા, તેથી પૂર્વજોના સંસ્કારથી વિરુદ્ધ નથી. રિશવત લઈએ છીએ, જુગાર નથી રમતા, કારણ એ જ કે જુગારીઓમાં બેસી રમવું બદનામીનું કારણ છે. જયારે રિશવત ખાનદાની રસમ છે, બાપ– દાદાએ લીધી અને પોતાના મુલાકાતી તથા જમાનાવાળા લે છે, તેથી તેને લેવામાં કશી આળ નથી. ઘણા લોકો ગીરો (રહન)ની આવક ખાય છે અને જેને ઉર્ફમાં વ્યાજ



કહે છે તે નથી લેતા, જ્યારે કે ગીરોની આવક પણ વાસ્તવમાં વ્યાજ જ છે, કારણ કે વ્યાજખોરને ઝલીલ–નીચ સમજવામાં આવે છે, જ્યારે ગીરોની આમદની તો પૂર્વજોથી ખવાતી આવે છે, તે તો મોટા માણસોની શાન છે !

એ જ રીતે નેક કામોમાં જેની આપણને ટેવ છે તથા ઉર્ફમાં હલકા નથી સમજવામાં આવતા અને રિવાજના પણ વિરુદ્ધ નથી, તેમના પાબંદ છીએ અને જેમની આદત નથી અથવા જે કામ હલકા ગણાય છે, તેવાં નેક કામોના પાબંદ નથી. આબેહૂબ આ આયત શરીફની વાત ફિટ થઈ રહી છે : શું તમે (અલ્લાહ તઆલાની) કિતાબના અમુક હુકમો પર ઈમાન ધરાવો છો અને અમુકના ઈનકારી છો ? અને ઉપરથી બુઝુર્ગીનો દાવો ! !

સાહિબો ! આ દીનદારીની સૂરત તો છે, પરંતુ તેની હકીકત નથી. બદામ, પિસ્તા, અખરોટ ઓર છે અને તેના છીલ્કાં ઓર છે. એ જ રીતે માણસની શકલો–સૂરત ઓર વસ્તુ છે અને હકીકત ઓર. એ જ હાલ કામોનો છે કે બસ તેમની સૂરત જ સૂરત છે, હકીકત નથી. પોતાનાં નેક કામોની એ સૂરતો પર નજર કરીને હરેક માણસ પોતાના વિશે આ ખ્યાલ બાંધી લે છે કે મારામાં કંઈક કમાલ છે. હું પરહેઝગાર છું, કોઈ પોતાને આલિમ, હાફિઝ સમજે છે અને બાતિન જોવામાં આવે તો અત્યંત ગંદું, જેમ કાફિરની કબ્ર જાહેરમાં નકશો–નિગારથી સુશોભિત અને અંદરથી અઝાબથી ભરેલી. મૂળ વાત એ છે કે, આપણને તમીઝ નથી રહી. જો તમીઝ હોત તો જણાત કે સઘળાં કામોમાં નફસાનિયતની મિલાવટ છે. ખુદાપાકની કસમ ! આપણી નેકીઓ એવી છે કે જો કિયામતમાં તેમના પર આપણી પકડ ન થાય તો ગનીમત છે. કોનો મરતબો અને કેવા દરજા ? નિય્યતો તો બુઝુર્ગોની હતી.

## હઝરત હાતિમ અસમ્મ (રહ.)ની ખુશનિય્યતીનો કિસ્સો

હઝરત હાતિમ અસમ્મ (રહ.)ને એક માણસે નઝર–નજરાણું પેશ



કર્યું. તેમણે (સ્વીકારથી) ઉઝર કર્યો, કારણ કે તે શંકાસ્પદ માલ હતો. જો કે ફતવાની રૂએ તેનું લેવું જાઈઝ હતું, પરંતુ ઈહતિયાત–સાવચેતી તેને ન લેવામાં હતી. તે માણસે આગ્રહ કર્યો અને હઝરતના ઈન્કારથી રંજીદા રહેવા લાગ્યો. શરીઅતનો આદેશ છે કે, જો તકવાના ખાસ દરજા પર (જે આવશ્યક નથી) અમલ કરવાથી બીજાઓનું દિલ દુખાતું હોય તો, ફતવા પર અમલ કરવો જોઈએ. આ સમયે તકવા–પરહેઝગારીની હિફાઝત જાઈઝ નથી, તેથી અસમ (રહ.)એ તે નઝર સ્વીકારી લીધી. હવે આપણો હાલ એ છે કે, જો કોઈ મોટી રકમ મળે, તો તેમાં શંકાથી પણ વધીને ખરાબી હોય તો પણ તા'વીલ કરીને તેને જાઈઝ ઠેરવીશું અને જો મા'મૂલી રકમ હશે તો તેમાં તકવો ચલાવીશું અને જો એક વાર ના થઈ ગઈ તો કદાપિ ન લઈશું, કારણ કે તે આણના વિરુદ્ધ છે.

સારાંશ કે લોકોએ પૂછ્યું કે, ''હઝરત ! આપે પ્રથમ ના શા માટે કહી અને ફરી સ્વીકાર શા માટે કર્યો ?'' ફરમાવ્યું કે, પ્રથમ ઈનકાર એટલા માટે કર્યો કે, તેનો સ્વીકાર તકવાની વિરુદ્ધ હતો, જ્યારે તેણે આગ્રહ કર્યો તો મેં વિચાર્યું કે, ન લેવામાં મારી ઈઝઝત તથા તેની ઝિલ્લત છે અને લેવામાં મારી ઝિલ્લત તથા તેની ઈઝઝત છે. મેં તેની ઈઝઝતને પોતાની ઈઝઝત પર અગ્રિમતા આપી, લેવામાં મારી આબરૂને ડાઘ લાગે છે, પરંતુ તેનું માન જળવાય છે, એમ સમજી પોતાની આબરૂને લાત મારી, તેની વાતને ઊંચી રાખી. સુબ્હાનલ્લાહ ! નિય્યત આ છે, અને આ છે દીનની હકીકત. આપણામાં તો જાહેરી સૂરત પણ કામિલ–પરિપૂર્ણ નથી. ફરી હકીકત તો કયાંથી હોય ? !

આ હાલ તો આપણાં આજકાલના દીનદારોનો છે કે તેમની નિય્યતો ખાલિસ–નિર્મળ નથી. ફરી અવામ–સામાન્યજનોની શી વાત થાય ? મારું તો માનવું છે કે, આમ લોકોની નિય્યતો મહદઅંશે ખાસ લોકો કરતાં સારી હોય છે, કારણ તેનું એ છે કે, નેક કામો દા. ત. લાંબી લાંબી નમાઝો, વઝીફા તથા અલ્લાહ અલ્લાહ કરવાથી જે પ્રતિષ્ઠા મળે છે, તે ખાસ જ લોકોને મળે છે, તેથી તેમની અંદર દેખાડો હોઈ શકે છે.

જયારે બીચારા સામાન્યજનોને કોણ પૂછે છે ? જો કોઈ ગુમનામ આમ વ્યકિતએ લાંબી નમાઝ પઢી તો અને ટૂંકી નમાઝ પઢી, તો હર હાલમાં કોઈ પણ તેની તરફ લક્ષ નથી આપતું. (તેથી તેમનામાં દેખાડાની શકયતા પણ નહીવત્ હોય છે !)

હા, અવામ–સામાન્યજનોમાં એક કમી હોય છે, તે એ કે કામ કરતી વેળા મહદ્અંશે તેમના મગજમાં ન સારી ગરજ હોય છે, ન માઠી– ખરાબ, પરંતુ ટેવ તથા અલ્લાહ તઆલાના હુકમ હોવાની માન્યતાથી કરી લે છે, પરંતુ એ પણ ઈખ્લાસમાં જ દાખલ છે. નિય્યત ઈરાદાને કહે છે. તો નેક કામમાં નિય્યત ત્રણ પ્રકારની હોઈ શકે છે. એક એ કે કામ ઈરાદાથી કરવામાં આવે, પરંતુ તેમાં ન સારી ગરજનો ખ્યાલ હોય, ન ખરાબ. બીજો એ કે, સારા હેતુનો ખ્યાલ હોય. દા. ત. હું નમાઝ એટલા માટે પઢું છું કે, અલ્લાહ તઆલા રાજી થાય. ત્રીજો એ કે બુરી ગરજનો ખ્યાલ હોય. દા. ત. નમાઝ મખ્લૂકમાં મોટો બનવા પઢે. તો આ ત્રણ પ્રકારમાંથી ત્રીજો પ્રકાર ખરાબ તથા દેખાડો છે. જયારે પહેલા બન્ને પ્રકાર ઈખ્લાસમાં દાખલ છે. અલબત્ત, પહેલો પ્રકાર તે મા'મૂલી દરજાનો છે જયારે બીજામાં ઈખ્લાસ ઉચ્ચ પ્રકારનો છે. આથી જણાયું કે, અલ્હમ્દુ લિલ્લાહ ! મુખ્લિસ બંદાઓથી દુનિયા હજુ ખાલી નથી થઈ ગઈ !

## ઈલાજની શરતો

જે લોકોએ પોતાને કોઈ ઈલાજ કરનારને સોંપી દીધા તેમણે માયૂસ તથા પરેશાન ન થવું જોઈએ. તેઓ જયારે કામમાં લાગ્યા છે તો ઈન્શા અલ્લાહ હેતુને પ્રાપ્ત કરશે જ. અલબત્ત, એની બે શરતો છે : એક દીનની જાણકારી હોય, જેથી કામ તથા પોતાની નિય્યત સારી છે કે ખરાબ ? તે જાણી શકે તથા કામ કરતાં પહેલાં ખૂબ સોચી લે કે તેમાં કશી ખરાબી તો નથી. બીજી એ કે પોતાને કોઈ અનુભવી કામિલ પીરને સોંપી દે !



# પીરથી ઈસ્લાહ-સુધારણા કરાવવાની રીત

અને પોતાના હાલની કદી કદી તેને જાણ કરે અને જે સલાહ આપે તે પર અમલ કરે. જે કરવા માટે કહે તેમાં તેની તાબેદારી કરે, ચાહે સમજમાં આવે કે ન આવે. કયારેક પીરની એ રાય હોય છે કે, તમે આખી રાત્રિમાંથી અડધો કલાક જ જાગ્યા કરો અથવા કુર્આન શરીફની તિલાવત તથા નફલો છોડી દો. જાહેરમાં પીરના ઈરશાદ સમજમાં નથી આવતા, છતાં તેના પર અમલ કરવો જરૂરી છે. સાથે જ પીર પર શ્રદ્ધા રાખવી પણ જરૂરી છે કે, તેની રાયને પોતાના માટે લાભદાયી સમજે ! આ યુગમાં વિશ્વાસ ખૂબ ઘટી ગયો છે, તો ખૂબ સમજી લો કે જયારે બીમારને હકીમ તથા તેના નુસખા પર ભરોસો ન હોય તો તેને કયારેય લાભ ન થશે. તબીબ પર વિશ્વાસ રાખે, શિફામાં મોડું થાય તો ગભરાય નહિ. અલ્લાહ તઆલાએ ચાહયું તો અવશ્ય શિફા થશે, પરંતુ એ જરૂરી નથી કે, બીમાર ઈચ્છા કરે ને તરત જ શિફા મળી જાય.

બાતિની–આત્મિક ઈલાજનો હાલ જાહિરી ઈલાજની જેમ જ છે. જેમ હકીમ ધીરે ધીરે રોગીના હાલ પ્રમાણે ઈલાજ કરે છે અને દવાઓ કદી બદલે છે તેમ જ પીરે કામિલ મુરીદોની ઈસ્લાહ કરે છે. મુરીદને જોઈએ કે, પરેશાન તથા પીરથી બદએ'તિકાદ ન થાય. તેનું કહેવું માનીને ચાલે તથા પોતાની રાય અને તદબીર પર ન ચાલે ! કામમાં લાગી રહેશે તો ઈન્શા અલ્લાહુ તઆલા એક દિવસ સફળ થશે. એક ભાઈ મને પોતાની વીતક લખતા તથા ચિંતા પ્રદર્શિત કરતા હતા. હું તેમને પૂરું સાંત્વન આપતો હતો કે, તમે ચિંતા ન કરો, તમારો હાલ ઘણો સારો છે. જયારે કોઈ રીતે તેમને તસલ્લી ન થઈ તો અંતે મેં લખ્યું કે, ''અમને તમારી તસલ્લીની જરૂર નથી. અમને તમારા હાલથી સંતોષ છે.'' મારા આમ લખવાથી તેમને તસલ્લી થઈ ગઈ !

સારાંશ કે એટલી બેફિક્રી પણ બુરી છે કે ઈલાજ ન કરે અને એટલી



ચિંતા પણ નુકસાનકારક છે કે તબીબને સુપુર્દ કરીને પણ પોતે સતત ટેન્શનમાં રહે. ઈલાજ ચાલુ છે, ચિંતા છોડી દો. પીરના કહેવા પર અમલ કરવાની ચીવટ રાખે તથા રાહ જુએ. અલ્લાહ તઆલાએ ચાહયું તો એક દિવસ તે આવશે કે હેતુ પ્રાપ્ત થશે !

અલ્લાહ તઆલાનો શુક્ર છે કે, હદીસ શરીફના સર્વ વિભાગો વિગતે બયાન થઈ ગયા. તે પાક ઝાત અમલની તવફીક બક્ષે. આમીન, યા રબ્બલ આલમીન !



પ્રકાશન નં. ૫૩૩

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની
બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# નફસની પેરવી બુરી વસ્તુ છે



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,
ગુજરાત–ઈન્ડિયા

## અનુક્રમણિકા





**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

# નફસની પેરવી બુરી વસ્તુ છે

ખુત્બએ માષૂરહ પછી, **અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ, બિસ્મિલ્લાહિ ર્રહમા નિર્રહીમ. યા દાવૂદુ ઈન્ના જઅલ્ના-ક ખલીફતન્ ફિલ અર્દિ ફહ્કુમ બયનન્નાસિ બિલ હક્કિ વલા તત્તબિઈલ્ હવા ફ-યુદિલ્લ-ક અન સબીલિલ્લાહ. ઈન્નલ્લઝી-ન યદિલ્લૂ-ન અન સબીલિલ્લાહિ લહુમ અઝાબુન શદીદુમ્ બિમા નસૂ યવ્મલ હિસાબ.**

અર્થાત્ : હે દાવૂદ (અલૈ.) ! બેશક, અમે આપને જમીનમાં ખલીફા (નાયબ) બનાવ્યા છે. તો તમે લોકો વચ્ચે હકની સાથે ફેંસલો કરો અને મનેચ્છાની પેરવી ન કરો કે એ તમને અલ્લાહ તઆલાના રસ્તાથી ભટકાવી દેશે. બેશક, જે લોકો અલ્લાહ તઆલાના રસ્તાથી ગુમ થઈ ગયા છે, તેમના માટે સખ્ત અઝાબ હશે, એ કારણથી કે તેઓ હિસાબના દિવસને ભૂલી ગયા છે !

**આ આયતે શરીફાથી નીચેની બાબતો સંકલિત છે :**

(૧) આ આયતે શરીફામાં જો કે હઝરત દાવૂદ (અલૈ.)ને કહેવામાં આવ્યું છે કે, આપ નફસની ખ્વાહિશ-મનેચ્છાને તાબે ન થાવ, પરંતુ હુકમ આમ-સર્વત્ર છે, કંઈ દાવૂદ (અલૈ.) માટે ખાસ નથી, બલકે તેમને આદેશ આપવાથી એ વાત વધુ તાકીદ થઈ ગઈ કે, એ હુકમ સૌના માટે છે, કારણ કે જ્યારે મોટાઓને કોઈ હુકમ આપીને (તેમની મોટાઈ છતાં) ધમકી આપવામાં આવે છે, તો નાના પણ તે હુકમમાં અવશ્ય શામિલ થઈ જાય છે. જેમ હકીમ (ડૉક્ટર) જો કોઈ તંદુરસ્ત સશક્ત માણસને કહે કે ફલાણી

વસ્તુ ન ખાતા, તે તમને નુકસાન કરશે તો એથી જણાય આવશે કે કમજોર બીમારને તો તે વસ્તુથી પરહેઝ આવશ્યક થઈ જશે. એ જ રીતે અત્રે દાવૂદ (અલૈ.)ને હુકમ છે, જાણે આ મતલબ છે કે, તેઓને નબી હોવા છતાં આ હુકમ છે, તો બીજાઓને તો અવશ્ય આ આદેશ બજાવવો જોઈએ. એ હુકમનો નુબુવ્વત સાથે પણ કોઈ સંબંધ નથી કે, જેથી નબી સાથે ખાસ હોવાની શંકા થાય.

તે હુકમ જે દાવૂદ (અલૈ.)ને આ આયતે શરીફામાં આપવામાં આવ્યો છે, એ છે કે પોતાની મન ચાહી વાત પર અમલ ન કરો. હવે જાહેર છે કે, દાવૂદ (અલૈ.) પયગંબર છે અને તે પણ સાહિબે કિતાબ, કે તેમના પર 'ઝબૂર' ઊતરી છે અને નબી જેટલા પણ છે, તેઓ પાકીઝા નફસ–મનવાળા હોય છે તથા તેમના અખ્લાક– સંસ્કાર અને ઈચ્છાઓ પાક–સ્વચ્છ હોય છે. ખાસ કરીને જે નબી પર આકાશી કિતાબ પણ ઊતરી હોય, તેમનું તો પૂછવું જ શું ? તે છતાં તેમને મનેચ્છાથી રોકવામાં આવ્યા છે. તો આપણે (જે માથાથી લઈ પગ સુધી ગંદકીથી ભરેલા છીએ) જો મનેચ્છા પર ચાલીશું તો, સંપૂર્ણ જ તબાહ થઈ જઈશું. અલ્લાહ પાક બચાવે, આમીન !

## મનેચ્છાની પેરવીમાં વ્યાપક રીતે લોકો સપડાયેલા છે

અત્યારે મને ખ્યાલ આવ્યો કે, નફ્સ–મનની ખ્વાહિશની પેરવી એવો રોગ છે, જેમાં વ્યાપક રીતે આજે લોકો સપડાયેલા છે અને એ સર્વ રોગોનું મૂળ છે. ફરી તેમાં જાહિલ–આલિમ સૌ શિકાર છે, બલકે આલિમોમાં જે અલ્લાહવાળા તથા બીજાઓને હિદાયત– માર્ગદર્શન આપનારા છે, તેઓ પણ તેનાથી બચેલા નથી. જો આપણે પોતાના ગરેબાનમાં ડોકિયું કરીને જોઈએ તો, આપણી ઝાતમાં શરીઅતની પાબંદી ખૂબ ઓછી જોઈશું. વધુ ભાગ મનેચ્છાની પેરવીનો જ દેખાશે, કારણ કે જે કામોમાં આપણે શરીઅત પર ચાલીએ છીએ, બહુધા એ જ દેખાય છે કે તેનું મૂળ કારણ મનેચ્છા હોય છે, શરીઅતની પેરવી મકસૂદ–ઈચ્છનિય નથી હોતી. શરીઅતની પેરવીનું

તો બહાનું જ હોય છે. આ રોગ સામાન્યજનોમાં ઓર રંગે જાહેર થાય છે અને આલિમોમાં ઓર રંગે. અવામમાં જે દુનિયાદાર ગણાય છે, તેઓ તો આઝાદ થઈને મનેચ્છાઓને, ગુનાહો રૂપે પૂરી કરે છે.

## જેઓ દીનદાર કહેવાય છે, તેઓ દીનના રૂપમાં નફ્સની ખ્વાહિશ પૂરી કરે છે

પરંતુ જેઓ પરહેઝગાર, દીનદાર કહેવાય છે તેઓ દીનના રૂપમાં મનેચ્છાઓને પૂર્ણ કરે છે. આલિમો પાસે જઈને કહે છે કે, મોલ્વી સાહેબ, કોઈ મસ્અલો એવો છે, જેમાં આ કામ આ રીતે થઈ જાય. કેમ સાહેબ ! તમારાથી પોતાની હાલતને શરીઅતના હુકમ પ્રમાણે નથી બનાવાતી, શરીઅતના હુકમને તમારા તાબે કરવા ચાહો છો ? આ ચાહો છો કે મોલ્વી સાહેબ કોઈ ફતવો તમારા ફેવરમાં કાઢી આપે.

## એક માણસનો કિસ્સો જે રઝાઈ-દૂધશરીક બહેનના હલાલ હોવાનો ફતવો માંગતા હતા

થોડાક દિવસ થયા, એક માણસે મારી પાસે આવી કહયું કે, દૂધશરીક ભાઈ–બહેનના આપસમાં નિકાહ થઈ ગયાં છે અને નિકાહ પહેલા એની ખબર ન હતી, પછી જાણ થઈ. હવે શું થાય ? મેં કહયું કે, 'એ બન્નેમાં જુદાઈ કરાવી દો.' એ સાંભળીને તે માણસ ગભરાઈ ગયો અને કહેવા લાગ્યો, 'સાહેબ, એમાં તો ભારે બદનામી છે. (કેટલા દુ:ખની વાત છે કે અલ્લાહ તઆલા તથા તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમ સાથે મુસલમાનોનો આ હાલ હોય કે આ ફરમાઈશ કરી કે, અમારા ફેવરમાં મસ્અલો મળી જાય.) મેં કહયું કે, 'ભાઈ, એમાં તો નેકનામી થશે કે કેટલા સારા માણસ છે કે તેમનાથી એક ભૂલ થઈ ગઈ હતી, જ્યારે હક વાત જાણી, તો હકને અપનાવી લીધું અને બદનામી તો હમણા થઈ રહી છે કે, લોકો કહે છે કે ભાઈ–બહેન બન્ને નિકાહ કરી રહયા છે.'

અને ઉપરનો જવાબ તો એહસાનની રીતે હતો, નહિતર મૂળ જવાબ તો આ છે કે, ભલે બદનામી થાય, થવા દો. જો એવો જ બદનામીનો ડર આપણા બુઝુર્ગોને હોત તો આજે આપણે મુસલમાન ન હોત. આપણા બુઝુર્ગોએ ઈસ્લામ લાવવામાં કેવી કેવી તકલીફો તથા બદનામીઓ વેઠી છે, કારણ કે જ્યારે કોઈ બાતિલ મઝહબ–ધર્મને છોડે છે તો બાતિલ ધર્મવાળા તેના પર એવી લાનતાન કરે છે, જેવી હકને છોડતી વેળા હક મઝહબવાળા તેના પર મલામત કરે છે, કારણ કે બાતિલ મઝહબવાળા પણ પોતાના બેહૂદા ગુમાન–માન્યતામાં પોતાના મઝહબને જ હક તથા ઉમદા મઝહબ માને છે. તો મેં તેમને કહયું કે, "જનાબ, જો બધા આપની જેમ બદનામીથી ડર રાખત, તો અત્યારે તમે પણ કાફિર હોત."

મુસલમાને તો બદનામીની (દીનના બારામાં) જરાયે પરવા ન કરવી જોઈએ, બલકે જે હકની તલબમાં હોય તેને તો મલામતમાં ઓર વધારે મજા આવે છે.

## દીનના બારામાં મલામત સાંભળવાથી માણસ દીનમાં ઓર પાકો થઈ જાય છે

મલામતમાં એક અજીબ ખૂબી (એ) પણ છે કે, માનવી તેનાથી દીનમાં પાકો થઈ જાય છે. જ્યાં સુધી મલામત ન થાય, કાચો રહે છે, કારણ એ છે કે જયારે ચારેય તરફથી મલામતની બોછાર થવા લાગે છે તો તબિયતનો ગુણ છે કે, તેને પોતાની વાત પર ઓર જીદ થઈ જાય છે અને તેથી પોતાના કામમાં તે ઓર વધારે મજબૂત થઈ જાય છે. તેની એવી મિસાલ છે કે, એક માણસે શાદીમાં કોઈ રસમ નથી કરી, તે પર લોકોએ લાનતાન કર્યું, તો એ માનવી રિવાજોનાં છોડવામાં ઓર મજબૂત થઈ જશે. આથી જણાયું કે, હક તઆલાએ કોઈ વસ્તુ (ભલે જાહેરમાં ગમે તેવી લાગે) બેફાયદા–હિકમત વિના નથી પેદા કરી. જુઓ, મલામત જાહેરમાં તકલીફ દેનારી વસ્તુ લાગે છે, પરંતુ એમાં એ લાભ નીકળ્યો કે તેનાથી દીનની મજબૂતી થઈ શકે છે.

# કંજૂસી તથા ગુસ્સો વગેરે પણ પોતાના સ્થાને લાભદાયી વસ્તુઓ છે

એ જ રીતે તબિયતમાં જેટલી લાગણીઓ રાખવામાં આવી છે કંજૂસી, ગુસ્સો વગેરે સૌ લાભદાયી વસ્તુઓ છે. અમારા હઝરત હાજી સાહેબ (રહ.) ફરમાવતા હતા કે, કંજૂસી તથા ડરપોકપણું પણ પ્રત્યેક ઠેકાણે ખરાબ નથી. કયારેક સારું પણ છે, જો તેનો સારી જગ્યાએ ઉપયોગ કરાય. જેમ કે, કોઈ માંગવાવાળો આવ્યો કે, 'મને સો (૧૦૦) રૂપિયા આપો, શાદીમાં નાચગાન કરાવીશ.' તો અત્રે કંજૂસી જ બેહતર છે. એ જ રીતે ગુસ્સાને સમજો કે જ્યાં સુધી નફસ કેળવાયો ન હતો, મુસલમાનો પર ગુસ્સો આવતો હતો. ઈસ્લાહ થયા પછી પોતાના નફસ, શયતાન તથા કાફિરો પર ગુસ્સો–ક્રોધ આવવા લાગ્યો. બસ, ક્રોધનું સ્થાન બદલાઈ ગયું !

યાદ રાખો, ઈસ્લાહ–સુધારણા પછી અખ્લાક નથી બદલાતા, ફકત તેમના વપરાશની જગ્યા બદલાઈ જાય છે કે પહેલાં બેમોકા–અસ્થાને તેનો ઉપયોગ કરતા હતા. હવે મોકા અનુસાર તેનાથી કામ લો છો. એ જ રીતે માનવીમાં એક વસ્તુ જીદ કે હઠ છે, તે પણ લાભદાયી છે જો મોકાસર હોય. જેમ કે અગાઉ દાખલો આપ્યો કે, જીદથી રસમો છોડવામાં ઓર પાકો થઈ ગયો. હા, જો એનાથી ખરાબ ઠેકાણે કામ લેવામાં આવે તો એ હઠ દોઝખમાં લઈ જનાર છે."

અરબના કાફિરોને જીદ જ તો થઈ ગઈ હતી. જો કે હક તેમના પર જાહેર થઈ ગયું હતું. જેમ કે, એક માણસે ખુદ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કહયું હતું કે, ઈમાન તો હું લઈ આવત, પરંતુ કુરૈશની ડોશીઓ કહેશે કે, "દોઝખથી ડરી ગયો !" બહાદુરીમાં ફરક પડી જશે. આમ, એ જ હાલતમાં મરી ગયો. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઘણું દુ:ખ થયું, એ પર એ આયત ઊતરી : તરજુમો : આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જેને ચાહો, હિદાયત નથી આપી શકતા, પરંતુ અલ્લાહ તઆલા જેને ચાહે તેને હિદાયત આપે છે. તો કસમયની હઠ

આવી ખરાબ છે અને જો હક પર મલામત થવાથી જીદ વધી જાય તો સારી છે. સારાંશ કે, અલ્લાહ તઆલાના બંદાઓએ તો મલામત માથે લઈને મનેચ્છાની સામે હક વાતને અપનાવી છે. આથી સારી રીતે પુરવાર થયું કે, નફસ–મનની ખ્વાહિશની પેરવી કરવી અત્યંત ખરાબ છે !

## પેરવીના લાયક ફકત વહી-ઈલાહી સંદેશ છે

હવે રહી આ વાત કે, પેરવી કઈ વસ્તુની કરવી જોઈએ ? તે માટે વહી સિવાય કોઈ વસ્તુ નથી, કારણ કે તબિયત (લાગણી) તો એ લાયક નથી કે તેની પેરવી કરવામાં આવે, જેમ કે વર્ણન થયું કે, નબીઓને પણ નફસની ખ્વાહિશની પેરવીથી રોકવામાં આવ્યા છે. રહી બુદ્ધિ, તો સ્પષ્ટ છે કે, તેમાં ખુદ મતભેદ છે. એક અક્કલવાનની એક રાય છે તો બીજાની બીજી, એવામાં કોની બુદ્ધિ પર અમલ કરાય ? બીજી વાત કે, ખુદ બુદ્ધિ પર લાગણી તથા રસમોનો ગલ્બો– પ્રભુત્વ થઈ જાય છે, જેનાથી અક્કલ કામની નથી રહેતી કે ભલા– બુરામાં તમીઝ–વિવેક કરી શકે, તો આપણી અક્કલ પણ એ લાયક નથી કે તેની પેરવી કરી શકાય. જ્યારે ખુદાઈ સંદેશ કે વહી આ સર્વે ખામીઓથી મુક્ત છે તો પુરવાર થઈ ગયું કે, પેરવીના લાયક ફક્ત વહી જ છે, પરંતુ એ પણ ત્યારે કે જ્યારે કે વહીમાં ઊલટફેર કરીને તેને મનેચ્છા મુજબ ન બનાવી લીધી હોય, નહિતર તેની પેરવી કદાપિ જાઈઝ નથી. જેમ કે આજકાલ બહુધા સામાન્યજનો તથા જાણકારો પેરવી તો કરે છે નફસાની ખ્વાહિશની અને વહીને ખાલી આડ બનાવે છે. તો આ કેટલો મોટો હીલો તથા ફરેબ છે ? એથી ફકત મખ્લૂકના એ'તિરાઝથી બચી જવાનો લાભ મળે છે, પરંતુ અલ્લાહ તઆલા તો જાહેર તથા બાતિનના જાણકાર છે, તેમનાથી કઈ રીતે બચશે ? અલ્લાહ તઆલાની સાથે તો ધોકો ન કરવો જોઈએ અને ખરા દિલથી તેમના હુકમો બજાવવા જોઈએ, તેમાં નેક નામી તથા બદનામીની પરવા ન કરવી જોઈએ. કોઈએ ખૂબ કહયું છે : શે'ર

**આશિકે બદનામકો પરવાએ નંગો–નામ કયા ?**
**ઔર જો નાકામ હો ઉસકો કિસીસે કામ કયા ?**

## આજકાલ દીન પર ત્યારે અમલ કરે છે, જ્યારે કે પોતાની ખ્વાહિશની વિરુદ્ધ ન હોય

આજકાલ હાલ એ છે કે, દીન પર અમલ ત્યારે કરશે જ્યારે કે તે હુકમ પોતાની ખ્વાહિશના વિરુદ્ધ ન હોય અને ન તેમાં કંઈ ખર્ચ થાય અને ન કોઈ દુનિયાની મસ્લિહતના વિરુદ્ધ હોય અને છતાં દીનદારીનો દાવો હોય છે, જેમ કે મેં જે ભાઈનો પ્રથમ ઉલ્લેખ કર્યો છે તેમણે પણ એમ જ કહયું કે, "કોઈ મસ્અલો એવો કાઢી આપો કે જેમાં એ ઓરત હલાલ થઈ જાય." મેં કહયું કે, "દીવાના થયા છો. હું હરામને હલાલ કહેનાર કોણ ? અને જો કહી પણ દઉં તો, તેથી હલાલ તો ન થઈ જશે જ્યાં સુધી શરીઅતથી હલાલ ન થાય !"

મવ. મુ. યાકૂબ સા. (રહ.)ની સેવામાં એક માણસે આવીને પૂછયું કે, "ફલાણા મર્દ–ઓરત વચ્ચે આ સગાઈ છે તો તેઓના આપસમાં નિકાહ થઈ શકે છે ?" આપ (રહ.)એ ફરમાવ્યું, 'નિકાહ નથી થઈ શકતા.' તે પર તે શું કહે છે, 'અમે તો કર્યા. ત્યારે થઈ ગયા હતા.' તે મૂરખ નિકાહ થવાનો આ મતલબ સમજ્યો કે, ઝબાનથી નિકાહની વાતચીત ન થઈ શકતી હશે, તેથી તેઓ કહે છે કે, "અમે તો કર્યા હતા અને થઈ ગયા હતા અર્થાત્ મોં બંધ ન થઈ ગયું હતું." એ જ રીતે આ માણસ પણ એ દૂધશરીક (રઝાઈ) ભાઈ–બહેનને હલાલ કરવા ચાહતો હતો.

જ્યારે તેમણે મારાથી સ્પષ્ટ જવાબ સાંભળ્યો તો હવે આ ચિંતા થઈ કે, કોઈ રીતે વાતો બનાવીને કામ કઢાવવું જોઈએ, તો કહેવા લાગ્યા કે, "તે છોકરીએ દૂધ પીધું તો હતું, પરંતુ થોડુંક જ." તે અકલમંદ સમજ્યા કે, વધારે પીવાથી હરામ થતું હશે, થોડા પીવામાં શું વાંધો ? મેં કહયું કે, "જનાબ ! એક ટીપું પીવામાં પણ નિકાહ હરામ થઈ જશે." એ પર કહેવા લાગ્યા કે, "જી, જે કંઈ પીધું તે પણ ઊલટી થઈ ગયું હતું." તે સમજ્યા કે, દૂધ નીકળી જવાથી હરામ હોવાનો હુકમ પણ જતો રહયો.

મેં કહયું કે, ભાઈ ! ગળા નીચે (દૂધ) ઊતરતાં જ નિકાહ હરામ થઈ

ગયા અને હરામ થવા પછી હલાલ નથી થઈ શકતા અને તે પછી માયૂસ થઈને તેઓ જતા રહયા અને દિલ્હી જઈ ગેરમુકલ્લિદોને મસ્અલો પૂછયો. ગેરમુકલ્લિદોનો કેમ કે આ મઝહબ છે કે પાંચ ઘૂંટથી ઓછું (દૂધ પીવામાં) નિકાહ હરામ નથી થતા અને એ જ મત ઈમામ શાફિઈ (રહ.)નો પણ છે. તેથી તેમણે કહયું કે, "જો તે છોકરીએ પાંચ ઘૂંટ પીધા છે તો નિકાહ હરામ છે અને જો એથી ઓછા પીધા છે તો હરામ નથી."

તે માણસે જ્યારે આ જવાબ સાંભળ્યો તો તરત જ એક સવાલ એ જ કેદ સાથે તૈયાર કર્યો કે, 'એક છોકરીએ પાંચ ઘૂંટથી કમ દૂધ પીધું છે, તેથી દૂધ શરીક ભાઈથી નિકાહ હરામ થયા કે નહિ ? ગેરમુકલ્લિદોમાંથી કોઈએ જવાબ લખી દીધો કે, 'આ સૂરતમાં નિકાહ હરામ ન થશે.' એ પર તે ભાઈ ખુશી ખુશી ગયા અને ભાઈ–બહેનને નિકાહમાં બાકી રાખ્યા.

જુઓ, આ મસ્અલામાં એ ભાઈએ કેટલી પોતાની મનેચ્છાની પેરવી કરી છે, જેમ કે તેની વાતચીતથી સ્પષ્ટ છે. ફરી એ પણ ઉમ્મીદ નથી કે, ઈમામ શાફિઈ (રહ.)ના મઝહબ પર એ નિકાહ જાઈઝ થયા હોય. એટલા માટે કે બાળકના દૂધ પીતી વેળા કોને ખબર હતી કે, આ બનાવ બનશે, ત્યારે કોણે ગણતરી કરી હતી કે, પાંચ ઘૂંટ પીધા છે કે એથી ઓછા. બીજી વાત એ માણસ ઈમામ અબૂ હનીફા (રહ.)ના મઝહબ પર હતો અને પહેલેથી તેનો એ જ અકીદો હતો, જે ઈમામ સાહેબનો મઝહબ છે. એ અકીદો ન હતો જેના પર તેણે અમલ કર્યો. જો તે પ્રથમથી જ ઈમામ શાફિઈ (રહ.)ના મઝહબ પર હોત તો ઉપરોકત ફતવા પર અમલ કરવામાં વાંધો ન હતો, પરંતુ હવે તો ખુલ્લી મનેચ્છાની પેરવી છે કે, ઈમામ શાફિઈ સાહેબના મસ્અલાથી પોતાનું કામ નીકળતું જોયું તો તેને અપનાવી લીધો !

## મીરાષની વહેંચણી માટે ફતવો ત્યારે પૂછે છે, જ્યારે પોતાને (હિસ્સો) મળવાની ઉમ્મીદ હોય અને તેના પર એક હિકાયત

એ જ રીતે લોકો અમને ફરાઇઝ (વારસાઈના ભાગો)નો મસ્અલો પૂછે

છે. અમુક તો પ્રથમથી જ પૂછી લે છે કે, અમારો પણ કંઈ હિસ્સો છે કે નહિ ? જો કંઈ ભાગ નીકળ્યો તો ફરાઈઝ કઢાવે છે અને જો (તેમનો ભાગ) ન નીકળ્યો તો ચાલવા માંડે છે, ત્યાં સુધી કે કેટલાક તો ફરાઈઝનું લખાણ પણ મુફતી પાસે રહેવા દઈને ચાલ પકડે છે. એટલું પણ નથી વિચારતા કે એથી ફરાઈઝ કાઢનારનું દિલ ખાટું થશે અને મહદ્ અંશે ફરાઈઝ (વારસા વહેંચણી) માટે તે જ પૂછે છે કે જેનો (મરનારની જાયદાદ) પર કબજો ન હોય અને જેનો કબજો હોય છે તે કયારેય નથી પૂછતો. સાર એ કે લેવા માટે પૂછે છે, આપવા માટે કોઈ નથી પૂછતું.

એવો હજારોમાં એક જ હશે જે આપવા માટે વારસા–વહેંચણીનો મસ્અલો પૂછે. આખી જિંદગીમાં એક માણસ એવા આવ્યા જે મોટા જાગીરદાર હતા. આખી રિયાસત–રજવાડું તેમના કબજામાં હતું. તેમણે વારસા–વહેંચણીનો મસ્અલો પૂછયો હતો, જેથી જાયદાદ શરીઅત મુજબ (હકદારોને) વહેંચી આપે. તેઓ ગુડગાંવના વતની હતા. મારી પાસે અનેક વાર આવ્યા અને ગયા. જે વાત તે વારસા વહેંચણીના જરૂરી કામમાં બાકી રહી જતી તેને પૂછવા વારંવાર આવતા અને જતા હતા. જ્યારે તેમના સિવાય જે કોઈ (એ મસ્અલામાં) પૂછવા આવે છે, તે એવા જ આવે છે, જે લેવા ચાહે છે, દેવા નથી ચાહતા.

## એક માણસની હિકાયત જે હકદારને મચ્યિતના વારસાથી મહરૂમ-વંચિત રાખવા માટે તેના કુફ્રનો ફતવો ચાહતો હતો

એક વાર એવા જ એક માણસ આવ્યા. તેમણે મસ્અલો પૂછયો કે, 'મારી બહેન બેઅવલાદ મરી ગઈ છે અને તેનો ખાવિંદ શીઆ છે. શું તેને પણ ઓરતના વારસામાંથી કંઈ મળશે ?' મેં કહયું કે, "શા માટે ન મળે ? તેમાંથી અડધો માલ તેનો છે." તે ભાઈ ચાહતા હતા કે, શોહરને કંઈ ન મળે, કારણ કે માલ ઘણો હતો. તેમણે એ કયાંક સાંભળ્યું હતું કે, શીઆ પર કુફ્રનો ફતવો છે. તેથી તે ચાહતા હતા કે, એ હીલા–યુક્તિથી તેના ખાવિંદને કંઈ ન મળે

અને એ સઘળો માલ તેને મળી જાય.

તેઓ કહેવા લાગ્યા કે, "શીઆ તો કાફિર છે માટે સુન્ની ઓરતના શીઆથી નિકાહ જ નથી થઈ શકતા, ફરી તે ખાવિંદ કયાં થયો ? મેં કહયું, તમને કંઈ ખુદાપાકનો ડર પણ છે ? કે બીજાનો હક મારવા ચાહો છો અને જો ખુદા પાકનો ખૌફ નથી તો ફરી ગયરત–શર્મ કયાં ઊડી ગઈ કે થોડીક દુનિયા માટે એ સાબિત કરવા ચાહો છો કે તમારી બહેન ઉમ્રભર હરામકારીમાં મુબ્તલા રહી. બીજી વાત કે, તમે નિકાહ વખતે કેમ ન પૂછયું કે, એ ખાવિંદ શીઆ છે તો એનાથી નિકાહ જાઈઝ છે કે નહિ ? અને ત્રીજી વાત એ કે, સાચું કહેજો કે જો એ માલ ખાવિંદના કબજામાં હોત અને તે મરત અને તે બહેનને મળ્યા પછી તમને મળવાની આશા હોત તો શું ત્યારે પણ એ નિકાહ સહીહ ન હોવાના પ્રયાસ કરત ?"

મારી પાસે બહુધા એવા પ્રશ્નો આવે છે કે, "કોઈ રસ્તો કાઢી આપો !" જેમ કે હમણાં એક મસ્અલો આવ્યો છે કે, એક માણસે પોતાની ઓરતને ત્રણ તલાક આપી દીધી. હવે તે કહે છે કે, 'કોઈ રસ્તો કાઢી આપો કે હલાલો ન કરવો પડે !' આ તો આમ લોકોનો હાલ છે જે વર્ણવ્યો, કે પ્રત્યેક કામમાં મનેચ્છા પર ચાલે છે, ત્યાં સુધી કે શરીઅતના મસાઈલમાં પણ આલિમોથી ફરમાઈશ કરે છે કે, અમારી ઈચ્છા મુજબ ફતવો આપી દો !

ભાઈઓ ! પોતાના નફસથી પ્રત્યેક સમયે બદગુમાની રાખો ! જો કયારેક તેમાં મનેચ્છા પણ ન જુઓ ત્યારે પણ નફસને મરેલો કદી ન માનો ! તેની મિસાલ સાપ જેવી છે કે તે કોઈ વાર મરેલો જણાય છે, પરંતુ જીવંત હોય છે, જેમ કે એક માણસ પહાડ પર ગયો તો એક સાપને મરેલો જોયો. જ્યારે વાસ્તવમાં તે ઠંડીના કારણે ઠુંઠવાઈ ગયો હતો, મર્યો ન હતો. તે તેને પકડીને વસતિમાં લાવ્યો અને લોકોની વચ્ચે લઈને બેઠો. જ્યારે સૂરજની ગરમી પહોંચી અને તેની ઠંડી દૂર થઈ તો તેણે હલનચલન શરૂ કર્યું. તે જોઈ લોકોએ નાસભાગ શરૂ કરી, જેમાં કેટલાયે કચડાય મર્યા.

એ જ હાલ આપણા નફસનો છે કે, તેની પાસે સામાન નથી (બહેકવાનો) તેથી મુરઝાયેલ છે. સામાન મળ્યા પછી તેનો હાલ જોવા લાયક છે. આપણો

હાલ આ છે કે, બે–ચાર દિવસ અલ્લાહ, અલ્લાહ કર્યું, તહજ્જુદ પઢી તો સમજવા લાગ્યા કે આપણે કામિલ વલી થઈ ગયા અને નફસ પર વિશ્વાસ કરવા લાગીએ છીએ, જ્યારે કે નફસ ગમે તેવો થઈ જાય તો પણ તેનાથી બદગુમાન જ રહેવું જોઈએ. જે ખ્યાલ આવે અથવા જે કામ કરો, પ્રથમ સોચો–મનન કરો કે તેમાં કોઈ નફસની શિર્કત–ભાગીદારી તો નથી ને ? અમુક વેળા નફસ એ ચાલાકી કરે છે કે, જાહેર તો એ કરે છે કે કામ અલ્લાહ વાસ્તે કરે છે અને હેતુ મનેચ્છા પૂરી કરવાનો હોય છે.

એક બુઝુર્ગે ફરમાવ્યું છે કે, નફસ–મન પણ મોલ્વી છે અર્થાત્ તેને ઘણી દૂરની (વાત) સૂઝે છે. આપણી બુદ્ધિ મુશ્કેલથી ત્યાં સુધી પહોંચે છે. હા, જો નફસની ઈસ્લાહ–સુધારણા થઈ ગઈ હોય અને તેની ખ્વાહિશ ભલાઈ સિવાય બીજી કંઈ ન હોય તો એથી બેહતર– શ્રેષ્ઠ શું છે ? પરંતુ તે છતાં વિશ્વાસ ન કરવો જોઈએ. તેની સલાહમાં કંઈ ને કંઈ ધોકો–મકર અવશ્ય હોય છે.

એક બુઝુર્ગ હુજરાના એકાંતમાં રહી અલ્લાહ–અલ્લાહ કરતા હતા. ઈત્તિફાકથી–જોગાનુજોગ મુસ્લિમો અને બિન મુસ્લિમો વચ્ચે મુકાબલો થઈ ગયો. તે બુઝુર્ગના નફસમાં વિચાર આવ્યો કે, ચાલો જિહાદ કરીએ, શહાદતનો સવાબ મળશે. ફરી વિચારવા લાગ્યા કે, એ શું વાત છે ? નફસ જિહાદ માટે કેમ તૈયાર થઈ ગયો ? તે તો નેક કામો વખતે બહાના કાઢતો રહે છે. આજે તેને જિહાદનો કેમ શોખ થયો ? નક્કી તેમાં નફસનો કોઈ મકર છુપાયેલો છે. ખૂબ વિચાર્યા પછી જણાયું કે, નફસે તેમાં પોતાની નજાત–મુક્તિ સમજીને એ રાય આપી છે. નફસે વિચાર્યું કે આ માણસ રાત–દિવસ મને સતાવે છે, મારા માથા પર મારી ઈચ્છાઓ વિરુદ્ધ કામોની આરી ચલાવ્યે રાખે છે, હર ઘડી ઈબાદતમાં ઘૂંટે છે, જરાક ચેન નથી લેવા દેતો. શહીદ થવામાં એક જ વારમાં પાપ કપાઈ જશે અને રોજ રોજની આ મુસીબતથી નજાત મળશે. જ્યારે નફસનો આ મકર જોયો તો તેમણે નફસને કહયું કે, હું તને આ મુસીબતથી કદી ન છોડીશ. તને આ હુજરામાં જ (મુજાહદહ કરીને) શહીદ કરીશ.

કેટલાક લોકો પર હજ ફર્ઝ નથી હોતી, છતાં તેમને હજની હવસ હોય છે.

તેમાં નફસ તથા શયતાનનો એ ધોકો હોય છે કે, એક નફલની પાછળ ઘણા ફર્ઝ બરબાદ થાય છે, કારણ કે કેટલાયે લોકો હજની સફરમાં નમાઝો છોડી દે છે તથા સાથીઓ સાથે લડાઈ– ટંટો, ગાળ–ગલોચ કરે છે. કેટલાક લોકો એટલા માટે હજ કરે છે કે, હાજી સાહેબ બની જઈશું. લોકો તા'ઝીમ કરશે. એવાઓ માટે હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે, હે હજમાં જનારા ! તમે હજ કરવા કયાં ચાલ્યા ? માશૂક તો અહીં છે, અહીં આવો. તમારા પ્યારાની ખુશી તો એ હાલતમાં વતનમાં રહેવામાં છે, કારણ કે તમારા પર હજ ફર્ઝ નથી અને નફલ હજ કરવામાં કેટલાયે ફર્ઝ તથા વાજિબ છૂટી જાય છે.

મતલબ કે જે માણસ જે ખ્યાલનો હોય છે તેને નફસ તથા શયતાન તે જ પ્રમાણે બહેકાવે છે. થોડા સમય પર એક મોલ્વી સાહેબ મારી પાસે આવ્યા. તેમના નફસે આ સલાહ દીધી કે, નોકરી છોડીને અલ્લાહ તઆલાના વાસ્તે પઢાવે, એટલા માટે કે પઢાવીને પગાર લેવાથી એ કામ ખાલિસ અલ્લાહ તઆલાના માટે નથી રહેતું, બલકે એક પ્રકારની મજૂરી થઈ જાય છે. મેં કહયું કે, એ શયતાની ધોકો છે. શયતાને જોયું કે, દીનના કામમાં લાગેલા છે તેમનાથી આ કામ છોડાવવું જોઈએ. તો જો તે આમ કહે કે,પઢાવાનું છોડી દો તો તેની કદી ન ચાલત, તેથી આ સૂરત–રસ્તો કાઢયો, જે દીનદારીના રૂપમાં છે કે પગાર લઈને પઢાવવું, ખાલિસ અલ્લાહ તઆલાના માટે નથી હોતું, નોકરી છોડીને પઢાવો.

તો સમજી લો કે, હાલ તો પગારની પાબંદીથી કામ થઈ રહયું છે અને જો નોકરી છોડી દેશો તો પાબંદી તો રહેશે નહિ, આઝાદી હશે. જ્યારે દિલ ચાહશે, પઢાવશો અને ન ચાહશે તો નહિ પઢાવો. છેવટે કમ થતાં થતાં પઢાવવાનું જ છૂટી જશે અને શયતાનની મુરાદ પૂરી થઈ જશે અને આ જે તમને વસવસો છે કે, અમે વળતર લઈ લીધું છે, તેથી તે પઢાવવાનું ખાલિસ અલ્લાહ તઆલાના માટે નથી રહયું.

તો હું તમને પૂછું છું કે, તમને હમણાં જે પગાર મળે છે, જો તેનાથી વધુ પગારે બીજે કયાંકથી બોલાવે તો તમે આ જગ્યા છોડીને ત્યાં જશો ? તેઓ કહેવા લાગ્યા કે, હું તો ન જઈશ. મેં કહયું કે, બસ, જણાઈ ગયું કે, તમે

રૂપિયા માટે નથી પઢાવતા, અલ્લાહ તઆલાના માટે પઢાવો છો અને રૂપિયા ગુઝારા માટે લો છો. દુનિયા તમારો ધ્યેય નથી, તો તમારી શંકા ખોટી સાબિત થઈ કે, મારું પઢાવવું ખાલિસ અલ્લાહ તઆલાના માટે નથી. માટે નોકરી હરગિઝ ન છોડો, બલકે મારી રાય તો એ છે કે, જો પઢાવનાર અમીર હોય ત્યારે પણ પગારથી પઢાવે. ભલે, પછી તેને મદ્રસામાં આપી દે, પરંતુ પગાર જરૂર લે, જેથી પાબંદીથી કામ થતું રહે.

આપણા મઝહબના આલિમોએ લખ્યું છે કે, જો કાઝી–જજ ખુદ અમીર હોય તો પણ પગાર લેવો જોઈએ. તેનું કારણ એ છે કે, જો કોઈ કાઝી પગાર ન લે અને દસ વરસ સુધી કાઝી રહયા. ફરી કોઈ ગરીબ કાઝી બનીને આવ્યા તો હવે પગાર ચાલુ કરવાનું મુશ્કેલ થશે. સુબ્હાનલ્લાહ ! શું સમજ હતી એ હઝરાતની, તેઓ હકીકતને ઓળખી લે છે. આવો ઈલ્મ તથા સમજ ખુલૂસ તથા પરહેઝગારીની બરકત છે.

તેમની લિલ્લાહિય્યતનો એ હાલ હતો કે, હિદાયા (ફિકહની પ્રખ્યાત કિતાબ)ના કર્તા જ્યાં સુધી હિદાયા લખતા રહયા, બરાબર (નફલી) રોઝા રાખતા રહયા. કદી મવકૂફ ન કર્યા અને નવાઈ એ કે રોઝાની કોઈને જાણ પણ ન થઈ. અલ્લાહ તઆલાને ખબર કેટલા વરસ સુધી હિદાયા લખતા અને રોઝા રાખતા રહયા, છતાં કોઈને ખબર ન થવી એ કેટલા ઈખ્લાસની વાત છે. મરદાના મકાન–પુરુષ બેઠકરૂમમાં બેસીને હિદાયા લખતા હતા. બાંદી ઘેરથી ખાવાનું મૂકી ચાલી જતી. જ્યારે કોઈ અજાણ મુસાફિર પસાર થતો તો તેને તે ખાવાનું આપી દેતા, પરંતુ પોતાના અંગત દોસ્તોથી પરદો–રાઝ નથી હોતો. તેથી અલ્લાહ તઆલાની નેઅમત જાહેર કરવાના તોર પર પોતાના કોઈ ખાસ દોસ્તથી એ કિસ્સો વર્ણવ્યો હશે, જે નકલ થતાં થતાં આપણા સુધી પહોંચ્યો.

સારાંશ કે શયતાન તથા નફસ હરેક માણસને તેના ખ્યાલ મુજબ બહેકાવે છે. દીનની સમજબૂઝ રાખનાર તેથી જ શયતાન પર ભારે છે કે, તે તેના મકર–ધોકાઓથી જાણકાર છે અને બીજાઓને ખબરદાર કરે છે. હદીસ શરીફમાં છે કે, એક માણસ જે દીનની સમજ ધરાવતો હોય તે હજાર ઈબાદત

કરનારાઓથી પણ વધારે શયતાન પર ભારે છે. જે લોકો ઝિક્રો–શુગ્લ કરે છે તેમને નફસાની ખ્વાહિશની પેરવીમાં એ રીતે ફસાવે છે કે, તેમને એની તલબમાં લગાવે છે કે, ઈબાદતમાં મજા–લુત્ફ આવવા લાગે અને શોખ તથા મસ્તીની હાલત પેદા થઈ જાય.

## ઝિક્રનો હેતુ શો છે ?

ખૂબ યાદ રાખો કે, ઝિક્રથી મકસૂદ અલ્લાહ તઆલાની રઝામંદી તથા નિકટતા છે અને જે કામમાં મશક્કત વધારે હશે તેમાં અલ્લાહ તઆલાની વધારે ખુશનૂદી હશે. નફસે પોતાનો જાન બચાવવા માટે આ હીલો કાઢયો છે કે, શોખ અને મજા પ્રાપ્ત કરવામાં પડી ગયો, કારણ કે તે પછી ઈબાદતમાં મશક્કત નથી રહેતી. હા, શોખ તથા મજા પ્રાપ્તિનો પણ એક સમય છે ત્યારે અલ્લાહ તઆલા તે પણ ઈનાયત ફરમાવી દેશે, પરંતુ હજુ તે સમય નથી આવ્યો, તેથી તેની ચિંતા ફુઝૂલ છે, કારણ કે અલ્લાહ તઆલાની તજવીઝ–પ્લાન તમારી રાય–સમજથી બેહતર છે.

જો એક માણસ બીમાર છે, તેને હકીમ સાહેબે મજેદાર ખમીરો સોના–ચાંદીના વરખ લપેટીને આપ્યો અને એક બીજા બીમારને કરિયાતું પીવા આપ્યું. જો તે બીમાર કહે કે, હકીમ સાહેબ અજીબ માણસ છે. પેલાને આવી ઝાયકેદાર દવા આપી જ્યારે મને આટલી કડવી દવા આપી તો એ માણસ મૂરખ છે, તે સમજતો નથી કે તે બીજા બીમારની અંદરથી બીમારીનો મવાદ નીકળી ગયો છે. તે કરિયાતાના પ્યાલા પી ચૂકયો છે. હવે, તેને મજેદાર દવા યોગ્ય છે, જ્યારે મારી અંદર બીમારીનો માદ્દો મવજૂદ છે, જે કરિયાતા વિના ન નીકળશે. તેથી મારા માટે એ જ મુનાસિબ છે.

એ જ રીતે જે માણસ (રૂહાનિય્યતમાં) શરૂની હાલતમાં છે, તે જો એવા માણસની ઈર્ષા–અદેખાઈ કરવા લાગે કે જે પોતાની ઈસ્લાહ કરી ચૂકયો છે તો એ તેની મૂર્ખતા છે. આશિકે (હકીકી)ની તો એ શાન

હોવી જોઈએ કે, હર હાલમાં રાજી રહે. ભલે શોખ, મજા, મસ્તીનું નામ ન હોય અથવા તે બધું જ હોય, બન્ને હાલતોને વેઠે. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી વધારે મહબૂબ કોણ હશે ? હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ત્રણ વરસ સુધી વહી બંધ રહેવાથી એવી બેલુત્ફીની કેફિયત રહી કે, ઘણી વાર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાને પહાડ પરથી ફેંકી દેવાનો નિર્ણય કર્યો, પરંતુ સંભાળી લેવામાં આવ્યા, તો જો બેલુત્ફીનો હાલ અલ્લાહ તઆલાની નારાજગી તથા દૂરીની નિશાની હોત તો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને શા માટે પેશ આવત ? જ્યારે એ હાલત અલ્લાહ તઆલાથી દૂરીની નિશાની નથી તો પછી તેના પર શા માટે પરેશાન થવું ?

## હઝરત ઈમામ ગઝાલી (રહ.)નો કિસ્સો

હઝરત ઈમામ ગઝાલી (રહ.) જ્યારે મદ્રસહ નિઝામિય્યહથી ફારિગ થઈને નીકળ્યા તો ઘણા મોટા આલિમ બન્યા કે ત્રણ સો આલિમો આપની સાથે ચાલતા હતા. એક મુદ્દત સુધી એ જ હાલમાં રહયા. તે પછી અલ્લાહ તઆલાની તલબનો જોશ પેદા થયો અને દિલમાં આવ્યું કે, સઘળું છોડીને એકાંત સેવું. તો એક મુદ્દત સુધી આજ–કાલ પર ટાલતા રહયા. અંતે એક વાર સઘળું છોડીને બયતુલ મુકદ્દસના જંગલમાં જઈને બેઠા અને અરસા સુધી ઈબાદતમાં મહેનત–મશક્કત ઉઠાવી. દસ વરસ સુધી તેમના પર બે–લુત્ફી રહી કે, ચામડી, હાડકા ઉપરાંત કંઈ ન રહયું. મરવાના નજદીક થઈ ગયા. કેટલાક આસપાસના રહીશો કોઈ ઈસાઈ તબીબને બોલાવી લાવ્યા અને નાડી બતાવી. તેણે નાડી જોઈને કહયું કે, તેમને મુહબ્બતનો રોગ છે અને તે મખ્લૂકની મુહબ્બત નથી, બલકે અલ્લાહ તઆલાની મુહબ્બત છે. જ્યાં સુધી તેમને વિસાલ– મિલન નસીબ ન થશે ત્યાં સુધી આરામ ન થશે.

હઝરત ઈમામ ગઝાલી (રહ.) (આ સાંભળતાં જ) ચીખ મારીને બેભાન થઈ ગયા. સારાંશ કે, મુદ્દતોની મહેનત–મશક્કત પછી કામિલ

થયા અને ફરી બગદાદમાં આવ્યા તો ઓર જ શાનથી આવ્યા કે આલિમો, તલબા, સૂફીઓની સઘળી રૂહાની (આત્મિક) બીમારીઓ બયાન ફરમાવતા હતા. એથી અમુક મોલ્વીઓ દુશ્મન બની ગયા. તેમના પર કુફ્રનો ફતવો લગાડવામાં આવ્યો તથા તેમની કિતાબ બાળવામાં આવી. અલ્લાહ તઆલાનો શુક્ર છે કે ઈમામ ગઝાલી (રહ.)ની એ સુન્નત અમને પણ નસીબ થઈ કે મારા ઉપર પણ કુફ્રનો ફતવો લગાડવામાં આવ્યો અને મારી કિતાબ બેહિશ્તી ઝેવર બાળવામાં આવી.

સાર આ કે કોઈના માટે શોખ તથા મજાની હાલત મુનાસિબ–યોગ્ય છે. કોઈના માટે પીગળવા તથા ઓગળવામાં મસ્લિહત–લાભ છે, તેથી એ ખ્યાલોને છોડીને કામમાં લાગવું જોઈએ. મતલબ કે જેને જુઓ તે મનેચ્છાની પેરવીમાં સપડાયેલ છે. આમ લોકોમાંથી હોય કે ખાસ લોકોમાંથી. અલબત્ત, દરેકની મનેચ્છા–નફસાની ખ્વાહિશ અલગ અલગ પ્રકારની છે, પરંતુ (સઘળી) મનેચ્છાઓ આ ત્રણ પ્રકારમાં શામેલ છે :

એક મનેચ્છા તો તે છે કે, જે અકીદા–માન્યતાથી સંબંધ રાખતી હોય.

બીજી તે જે શરીઅતના આદેશો સાથે જોવામાં આવે છે.

ત્રીજી એ છે કે અલ્લાહ તઆલાનો વર્તાવ જે આપણી સાથે છે, તેમાં આપણે આપણી રાય ઘુસાડીએ છીએ કે, આ કામ આ રીતે થવું જોઈતું હતું. પ્રથમ પ્રકાર જેમાં મનેચ્છા અકીદાથી સંબંધ ધરાવે છે, તેનું નામ બિદઅત છે. તેની અસલિય્યત એ છે કે, જે વાત દીનની નથી, તેને દીન સમજવામાં આવે. કદાચ તેમાં કોઈ મસ્લિહત હોય, પરંતુ એમને જરૂરી માનવાથી તથા અકીદો બગડવાથી તે મસ્લિહતને લક્ષમાં લેવામાં નહિ આવે, કારણ કે શરીઅતનો કાનૂન છે કે, બિનજરૂરી કામોથી (શરીઅતના એ'તિબારથી) જો ખરાબી પેદા થાય તો તેને દૂર કરવા તે કામોને ત્યજી દેવાય છે.

જુઓ, જે આદતો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)ના સમયે કોઈ મસ્લિહતથી હતી અને દીનની જરૂરી વાતોમાંથી ન હતી તો સહાબા (રદિ.)એ તેમનાથી મનાઈ કરી, જેમ કે ઓરતોનું મસ્જિદોમાં આવી જમાઅતમાં શામિલ થવું હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સમયમાં આમ હતું. ત્યારે કોઈ ફિત્નો–ફસાદ ન હતો. ફરી સહાબા (રદિ.)ના સમયમાં જ્યારે ફિત્ના–ફસાદનો ડર ઊભો થયો તો અવરતોને તેનાથી રોકી દેવામાં આવી. તો જો અમે પણ આગલા બુઝુર્ગોની એવી રસમોને મના કરીએ તો શું વાંધો છે ? આલિમોનું એ જ કામ છે કે સમયના રંગઢંગને જુએ છે અને યુગ બદલાતા એ પ્રકારના હુકમો જે કોઈ મસ્લિહતના લઈ જારી થયા હતા, બદલતા રહે છે. ન કે સઘળા અહકામ–આદેશો.

## શબે બરા'તમાં કરવાનાં કામ

આગળ શબે બરા'ત (પંદરમી શાબાનની રાત) આવી રહી છે તેમાં પણ ઘણી રસમો–બિદઅતો પ્રચલિત છે, પરંતુ તે રાતમાં હદીસ શરીફથી ફકત ત્રણ વાતો જ સાબિત છે. પ્રથમ કબ્રસ્તાનમાં જઈને મુર્દાઓ માટે દુઆ કરે. તેમને પઢીને બખ્શે, પરંતુ સમૂહ– ટોળાઓમાં ન જાય, એકલ–દોકલ જાય. આકસ્મિક રીતે ભેગા થઈ જાય તો જુદી વાત છે. હદીસ શરીફમાં તો આટલું જ આવ્યું છે, તેમાં (શબે બરા'તમાં) ખયરાત કરીને સવાબ બખ્શવાનું નથી આવ્યું, પરંતુ દુઆ કરી તથા કુરઆન શરીફ પઢીને બખ્શવાથી મુર્દાઓને સવાબ પહોંચાડવાનો હેતુ છે અને તે માલી ખયરાતથી પણ પ્રાપ્ત થાય છે, તેથી જો હલવાને જરૂરી ન માનીને કંઈક ખાવું પણ પકાવીને સવાબ બખ્શે તો કંઈ વાંધો નથી. બીજું, એ રાત્રે ઈબાદત કરે. ત્રીજું પંદરમી શા'બાનનો રોઝો રાખે. આ ત્રણેય કામ પણ નફલ છે, ફર્ઝ–વાજિબ નથી. એ સિવાયની વાતો નકામી છે.

## બિદઅતો છોડાવવાની તરકીબ

શબે બરા'તનો હલવો તથા મુહર્રમનો ખીચડો વગેરે પેટભરૂ ભાઈઓની શોધ છે. તેથી હું કહયા કરું છું કે, જ્યાં બિદઅતોથી



રોકવામાં લોકોને વહશત તથા નાખુશી હોય તો એવા મોકા પર એમ કહેવું જોઈએ કે, તમે સઘળું કરો, પરંતુ આ મુલ્લાનાઓને કંઈ ન આપો, બલકે તેમનાથી ફકત અલ્લાહ તઆલાના વાસ્તે ફાતિહા અપાવ્યા કરો ! ફરી જોઈ લેજો, એ જ લોકો બિદઅતની મનાઈ કરવા લાગશે, કારણ કે મળતર તો કંઈ હશે નહિ અને ફાતિહા દેવા ઠેકઠેકાણે ઘસડવામાં આવશે તો બિદઅતો આપમેળે જ છૂટી જશે.

બીજો પ્રકાર મનેચ્છાઓનો આ છે કે, કોઈ કામ બુરી ગરજ– હેતુથી કરવામાં આવે. જેમ કે, કોઈ કામ માલની કે પ્રતિષ્ઠા તથા પદની ગરજથી કરવામાં આવે, જેમ કે ઉપર વિગતથી વર્ણન થઈ ચૂકયું છે.

## અલ્લાહ તઆલાનાં કામોમાં પોતાની રાય દેવી ઘણી સખત વાત છે

ત્રીજો પ્રકાર એ છે કે, જે કામ અલ્લાહ તઆલાની કુદરતથી થાય છે, વરસાદ ન થવો, અમીરી–ગરીબી વગેરેમાં પોતાની રાયને દખલ દેવી, આજકાલ લોકો એવાં કામોમાં પણ મનેચ્છા પ્રમાણે રાય આપે છે અને કહે છે કે, 'વરસાદ ન થયો.' અદબની વાત તો એ છે કે, (તેના માટે) દુઆ કરે, ગુનાહો બખ્શાવે, તે તો થતું નથી. ઉપરથી રાય આપે છે કે, 'સાહેબ ! જુઓ, શ્રાવણ કોરો ગયો તો ખેતી ગઈ.' તેમનાથી કોઈ પૂછે કે એ મશ્વરો કોને આપો છો ? અમને સંભળાવો, તો કંઈ લાભ નથી, કારણ કે એ અમારા કબજાની વાત તો નથી અને અલ્લાહ તઆલાને તમારા કહયા વિના જાણ છે, તેથી તેને જણાવવાનો હેતુ નથી. તો બસ, એ એ'તિરાઝ થયો અને અલ્લાહ તઆલાને રાય આપી કે, વરસાદ થવો જોઈએ !

એ મોટી બેઅદબી તથા ગુસ્તાખી છે. અલ્લાહ તઆલા જે દરજાના હાકિમ છે તેનો તકાઝો તો એ હતો કે, તેમની સામે રજા વિના દુઆ કરવી પણ જાઈઝ ન હોત, એ'તિરાઝ કે રાય દેવી તો મોટી વાત છે, તેમના હુકમ સામે કોઈને ઝબાન ખોલવાની હામ નથી. પોતે ફરમાવે



છે કે, "(હે રસૂલ સલ.) ! આપ ફરમાવી દો કે, અલ્લાહ તઆલા ઈસા (અલૈ.) અને તેમનાં માં તથા સમસ્ત જગતના લોકોને હલાક કરવા ચાહે તો એવો કોણ માણસ છે, જે તેમની સામે કંઈ પણ અધિકાર રાખતો હોય અને આસમાનો અને જમીન તથા તેમની વચ્ચેની વસ્તુઓની બાદશાહત અલ્લાહ તઆલાના માટે જ છે." કેટલાક તો એવા દિલેર હોય છે કે, જો કોઈ યુવાન મરી જાય છે તો કહે છે કે, તેની ઉંમર તો મરવાની ન હતી, હજુ થોડાક દિવસ ઓર જીવત તો સારું થાત. બીજા ભાઈ આવીને કહે છે કે, અરે મિયાં ! અલ્લાહ તઆલાની સામે કોની મજાલ છે કે કંઈ બોલે ? આ વાત આમ તો સંપૂર્ણ સાચી છે. નિઃશંક, અલ્લાહ તઆલાની સામે કોઈની હિમ્મત નથી, પરંતુ એ નાદાનોનો મતલબ તો એથી આ હોય છે કે, એ માણસનું મરણ છે તો ક–સમયનું, પરંતુ (તવબા, તવબા) જો અલ્લાહ તઆલા અકાળે જ એ કામ કરે તો તેની સામે કોણ દમ મારી શકે છે ? જાણે તેમના મતે અલ્લાહ તઆલાને ત્યાં ઘણી અવ્યવસ્થા છે. મસ્લિહત પર નજર નથી કે તેને અકાળે મૃત્યુ આપી દીધું. યાદ રાખો, આ ઘણી જ બેઅદબી તથા ધૃષ્ટતા છે. હક તઆલા જે કાંઈ કરે છે તેમાં જ મસ્લિહત છે. (ભલે, આપણી ટૂંકી દષ્ટિ તેને જોઈ–સમજી ન શકે.)

એક બુઝુર્ગ જંગલમાં રહેતા હતા. એક દિવસ વરસાદ વરસ્યો તો કહેવા લાગ્યા કે, સુબ્હાનલ્લાહ, આજ શું મોકાની વર્ષા થઈ છે. ગૈબથી અવાજ આવ્યો, "ઓ બેઅદબ ! અને બેમોકા કયારે થઈ હતી ?" જુઓ, બુઝુર્ગોને આવી તા'રીફ પર ધમકાવવામાં આવે છે, જ્યાં બેઅદબીની સહેજ પણ શંકા હોય. જ્યારે આપણે લોકો તો રાત–દિવસ ખુલ્લમ ખુલ્લા ગુસ્તાખીઓ કરી રહયા છીએ. સાર એ કે અલ્લાહ તઆલા જે દરજાના હાકિમ છે તેનો તકાઝો તો એ હતો કે આપણને દુઆની ઈજાઝત ન મળત, પરંતુ આપણી કમજોરીના લઈને દુઆની રજા મળી. તે અંતિમ દરજાની કૃપા છે. દુનિયાના બાદશાહોથી વાતચીત માટે લોકો લાખો રૂપિયા ખર્ચી નાખે છે. દુનિયાના મહબૂબોથી બે વાત કરવા માટે સઘળું ફના કર્યા પછી પણ સફળતા નથી મળતી. જ્યારે જે શાહોનાં

શાહ છે, અસલી મહબૂબ છે તેમને ત્યાં ન તો ખર્ચ છે, ન ભાષાની કેદ કે અરબી કે ઉર્દૂ હોય, ન સમયની પાબંદી છે. ગમે ત્યારે વાતચીત–દુઆ કરો. એથી વધીને દયા શું હશે કે દુન્યવી બાદશાહ, મહબૂબ માંગવાથી બેઝાર થાય છે જ્યારે અલ્લાહ તઆલા ન માંગવાથી નારાજ થાય છે. હદીસ શરીફમાં છે કે, "અલ્લાહ તઆલા દુઆમાં આગ્રહ કરીને માંગનારાઓને પ્રિય–મહબૂબ રાખે છે." તો દુઆ મહાન નેઅમત છે કે, અલ્લાહ તઆલાથી હમ–કલામી–વાતચીત નસીબ થાય છે.

મનેચ્છાના ત્રણેય પ્રકારમાં એ ખાસિયત–ગુણ છે કે તે સીધા રસ્તેથી હટાવી દે છે. જે મનેચ્છા સૌથી ઉચ્ચ છે અર્થાત્ કુફ્ર તથા શિર્ક એ તો ઈસ્લામથી જ ખારિજ–બહાર કરી દે છે અને જે સામાન્ય દરજાની છે તે કમાલના દરજેથી હટાવી દે છે. આયતે શરીફાનો હુકમ કે, "મનેચ્છાની પેરવી તમને રાહે ખુદાથી હટાવી દેશે." બન્ને પ્રકારને શામિલ છે. જો મનેચ્છા ઉચ્ચ દરજાની હશે તો ગુમરાહી પણ એ જ દરજાની હશે અને જો મનેચ્છા મા'મૂલી પ્રકારની હશે તો ગુમરાહી પણ એવી જ હશે. હવે રહયો તેનો ઉપાય, તો તે એ છે કે જે વાત કુર્આન અને હદીસ શરીફમાં બતાવવામાં આવી છે તેમાં તો કુર્આન–હદીસની પેરવી કરે અને જે વાત તેમનામાં નથી બતાવવામાં આવી તેમાં તે હઝરાતની પેરવી કરે, જેમણે પોતાને રાહે ખુદામાં મિટાવી દીધા છે.

મવલાના રૂમી (રહ.) ફરમાવે છે કે, "મનેચ્છાને દબાવવાની તદબીર એથી બેહતર–શ્રેષ્ઠ કોઈ નથી કે, પડછાયાની જેમ એ રસ્તે ચાલનારાઓની સાથે રહો." એ (અલ્લાહ તઆલાના) રસ્તામાં તેમની ખૂબ જરૂરત છે, તો એકલા ન જાવ. તેથી જ નમાઝમાં હુકમ છે કે, નમાઝ જમાઅત સાથે પઢો, જેથી સૌની સાથે મળીને તમારી નમાઝ પણ કબૂલ થઈ જાય. માટે રાહે ખુદામાં અહલુલ્લાહ– વલીઓની સાથે રહો. જમાઅતની નમાઝમાં એક હિકમત એ પણ છે કે, એકને બીજાથી ફૈઝ પહોંચે છે. બીજી વાત જમાઅતમાં કોઈ તો મકબૂલ બંદો હશે, શું

અજબ કે તેના તુફૈલમાં સૌની નમાઝ કબૂલ થઈ જાય.

## ક્યારેક એવી વ્યક્તિથી પણ બરકત પહોંચે છે, જેના તરફ ગુમાન પણ નથી જતું

કેટલીક બરકતો એવા માણસથી પહોંચે છે કે જેના તરફ ગુમાન પણ નથી જતું. એક માણસ લૂટારો હતો. હક તઆલાએ તેને હિદાયત આપી. તે એક બુઝુર્ગથી બયઅત થયા અને અલ્લાહ– અલ્લાહ કરવા લાગ્યા. લોકો લૂટારા માનીને તેમને તુચ્છ માનતા હતા. એક વાર બુઝુર્ગને તેમના મુરીદો સાથે દઅવત હતી. જ્યારે તે દઅવતવાળા ઘરે સૌ ચાલ્યા તો વાદળે છાંયડો કર્યો. સૌ ગરમીથી બચી ગયા. પીર સમજ્યા કે, આ મારી બરકત છે. મોટા મોટા ખલીફાઓએ પોતાની કરામત માની. જ્યારે લૂટનો ધંધો કરનારને એ ખ્યાલ પણ ન હતો કે એ મારી કરામત છે, કારણ કે જાણતા હતા કે હું તો તે જ ડાકુ અને ગુનેહગાર છું. જ્યારે ત્યાંથી દા'વત ખાઈને પાછા ફર્યા તો વાદળ ફરી હાજર હતું. સૌથી પ્રથમ એ જ લૂટારાનો રસ્તો બીજાઓથી અલગ પડયો. તે જુદો પડતાં જ વાદળ તેની સાથે ચાલ્યું અને પીર સા. મુરીદો–ખલીફાઓ સહિત તડકામાં રહી ગયા ત્યારે સૌને ખબર પડી કે, એ તેમની બરકત હતી. હક તઆલાને તેમની આજિઝી તથા ખાકસારી પસંદ આવી અને તેનાથી આ બરકત જાહેર થઈ.

## બયઅત વખતે હાજી સાહેબ (રહ.)ની અજીબ નિય્યત

હઝરત હાજી સાહેબ કિબ્લા (રહ.) ફરમાવ્યા કરતા હતા કે, મિયાં ! અમે તો એ નિય્યતથી મુરીદ કરી લઈએ છીએ કે, તે જો (અલ્લાહ તઆલાને ત્યાં) મકબૂલ હશે તો તે અમને લઈ જશે અને જો અમે મકબૂલ હોઈશું તો અમે તેને લઈ જઈશું. જે પીર સમજદાર છે તેઓ રાત–દિવસ જુએ છે કે, મુરીદોથી તેમને કેવો કેવો ફૈઝ મળે છે,

પરંતુ તેમને એટલા માટે નથી કહેતા કે, કયાંક તેમનું દિમાગ ખરાબ ન થઈ જાય અને પોતાને કાંઈક સમજવા ન માંડે.

સારાંશ કે જ્યારે નાનાઓથી પણ ફેઝ મળે છે તો પોતાના વડીલોથી બેપરવાઈ કરવાની ગુંજાઈશ નથી. માટે મનેચ્છા–નફસાની ખ્વાહિશની પેરવીનો સૌથી ઉમદા ઉપાય આ છે કે, કોઈ અલ્લાહવાળાની પેરવી ઈખ્તિયાર કરી લે. શરીઅતની પેરવી તથા અલ્લાહવાળાઓનો સહવાસ–સોહબત તથા તેમની પેરવી મનેચ્છાથી મુક્તિનો શ્રેષ્ઠ ઉપાય છે.

**નોંધ :** મુદર્રિસ–પઢાવનાર કે દીની કામ કરનાર જ્યાં કામ કરે છે ત્યાં જો તેનો મધ્યમ રીતે ખર્ચ ન નીકળતો હોય અને જગ્યા બદલે, કે જ્યાં કામ કરે છે ત્યાંથી બીજી જગ્યાએ દીની ખિદમતની વધુ તક મળતી હોય અને જગ્યા બદલે તો એ ઈખ્લાસની વિરુદ્ધ નથી. આમ, હઝરત મવલાના થાનવી (રહ.)એ બીજા ઠેકાણે ખુલાસો કર્યો છે..... દુઆ કરીએ કે અલ્લાહ પાક રહીમો–કરીમ આપણને અમલ કરવાની નેક તવફીક અતા ફરમાવે. આમીન, યા રબ્બલ આલમીન !

*(નાચીઝ યાકૂબ ઈખરવી–ગુફિર લહૂ)*



પ્રકાશન નં. ૫૩૪

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની
બોધપ્રદ અંને હિકમતપૂર્ણ વઅઝ)

# નફસને ભૂલવો ન જોઈએ



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,
ગુજરાત–ઈન્ડિયા

| ક્રમ | વિષય | પેજ |
|---|---|---|

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# નફસને ભૂલવો ન જોઈએ

ખુત્બએ માષૂરહ પછી, **અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ, બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ. અતઅ્મુરુનન્ના–સ બિલ બિર્રિ વ તન્સવ્ન અન્ફુ–સ–કુમ વ અન્તુમ તત્લૂનલ્ કિતા–બ અફ–લા તઅ્કિલૂ–ન."**

આ એક આયત છે, જેમાં જાહેરમાં ફકત આલિમોને નસીહત–શિખામણ આપવામાં આવી છે. આ આયત એ અર્થમાં ખૂબ ખ્યાત છે અને મહદ્અંશે લોકો એમ જ સમજે છે કે, એ આયતનો સંબંધ ફકત આલિમોથી છે. તેની અસર એ છે કે, બેઇલ્મ લોકો પોતાની અજાણતાને લઈને પોતાને એ નારાજગીથી અલગ માને છે, પરંતુ જરાક વિચારવા પછી જણાઈ આવે છે કે, જે કામના લઈને નારાજગી બતાવવામાં આવી છે, તેમાં આમ લોકો આલિમોથી વધીને શરીક છે. આયતે શરીફામાં પ્રથમથી અંત સુધી મનન કરવાથી આમ લોકો તથા આલિમો સૌના માટે તેનું વ્યાપક હોવું ખૂબીપૂર્વક જાહેર થઈ જશે !

તદુપરાંત, એ સિવાય કુર્આન શરીફમાં બીજી અમુક આયતો છે, જેમાંથી અમુકમાં બ–જાહિર–બાહય રીતે ફકત આલિમોને સંબોધન છે, જેના લઈ આમ લોકો તેનાથી પોતાને અલગ સમજે છે, એટલું જ નહિ, કેટલીક વાર કોઈ આયતના મઝમૂનમાં આલિમો પર નારાજગી જોઈને પોતે આલિમ ન હોવા પર ખુશ થાય છે અને બેઈલ્મી–જહાલત પર ગર્વ કરે છે. જ્યારે અમુક આયતોમાં આમ લોકોને સંબોધન જણાય છે, તેનાથી આલિમો

પોતાને મુક્ત સમજે છે, પરંતુ એ વહેંચણી ત્યાં સુધી જ સહીહ છે જ્યાં સુધી એ આયતોના વિષય પર સરસરી–ઉપરછલ્લી નજર હોય, નહિતર મનન કરવાથી સ્પષ્ટ રીતે જણાય છે કે, શરીઅતના સઘળા આદેશો આમ છે. જાહિલ–આલિમ સૌ તેમાં સરખા છે. માટે ન કોઈએ નાઝ કરવો કે ન પોતાને તે હુકમોથી મુકત કે અલિપ્ત માનવો.

## આયતે શરીફાનો ભાવાર્થ

અલ્લાહ તઆલા ફરમાવે છે : "શું તમે અન્યોને ભલી વાતોની તાકીદ કરો છો અને પોતાને ભૂલી જાઓ છો ? (અર્થાત્ એ કેટલી વાહિયાત વાત છે) જ્યારે કે તમે અલ્લાહ તઆલાની કિતાબ પઢો છો (અને તેમાં એ લખ્યું છે કે, અમલ–વર્તન, કથનથી વિરુદ્ધ હોવું ખૂબ ખરાબ તથા ખુદાઈ આદેશથી સંપૂર્ણ વિરુદ્ધ છે.) શું તમે સમજતા નથી કે એ ખરાબ તથા અલ્લાહ તઆલાની નારાજગીનું કારણ છે." આ આયતે શરીફાના જાહેરી અર્થનો ખુલાસો છે.

આ આયત વિશે એક ભ્રમ તો આલિમોને થયો, તેને ઈન્શાઅલ્લાહુ તઆલા વચમાં બયાન કરવામાં આવશે. એક ભ્રમ સામાન્યજનોને થયો. તે આ કે, તેમાં ફકત આલિમોને મલામત કરવામાં આવી છે. એ તેઓના વિશે છે, જે બીજાઓને વઅઝ– નસીહત કરે છે અને એ સ્થાન આલિમોનું છે અને તેની અસર આ થઈ કે પોતાને તેનાથી અલગ સમજી લીધા અને એ ઘણી મોટી ખરાબી છે. તે એવું છે જેમ કે કોઈ ભયંકર રોગમાં સપડાવા છતાં પોતાને તેનાથી મુક્ત સમજે. દેખીતું છે કે, તેનું પરિણામ અતિ ભયંકર આવશે !

બીજું એ કે, જ્યારે આમ લોકો એ સમજ્યા કે આલિમોને પોતે અમલ ન કરવા તથા બીજાઓને નસીહત કરવા પર મલામત થઈ છે, તો પોતાના આલિમ ન હોવાને ગનીમત સમજ્યું કે, એનાથી જાહિલ રહેવું જ સારું, હાલાંકે એ સમજવું ખૂબ બેહૂદા છે. તેની હકીકત્ત ઈન્શા અલ્લાહુ તઆલા આગળ જણાશે. આજકાલ આપણા લોકોની કંઈ એવી અજીબ હાલત છે

કે, આપણને ન મા'મૂલી વસ્તુઓની ખબર, ન શ્રેષ્ઠ વસ્તુઓની જાણ, ફાવે તે વસ્તુ પર ફખ્ર–ગર્વ કરવા લાગ્યા. ફાવે તે વસ્તુમાં ખામી શોધવા લાગ્યા.

## ઈલ્મની ફઝીલત-મહિમા

હઝરત અલી (રદિ.)એ ઈલ્મ તથા માલ વિશે ફરમાવ્યું છે કે, "અમે અલ્લાહ તઆલાની આ તકસીમ પર રાજી છીએ કે અમને ઈલ્મ–જ્ઞાન તથા અમારા વિરોધીઓને માલ આપ્યો, કારણ કે ધન–માલ તો ફના થઈ જશે, જ્યારે ઈલ્મ કાયમ રહેશે." સાહિબો ! માલ તે વસ્તુ છે કે જે ઘણી વાર તો જિંદગીમાં જ ચાલ્યો જાય છે. નહિતર, મોતની બીમારીમાં ચાલ્યા જવું તો યકીની છે. શરીઅતનો કાનૂન છે કે, જે બીમારીમાં મૃત્યુ થાય તેમાં ૨/૩ ભાગમાંથી માલિકનો હક જતો રહે છે અને વારિસોનો હક તેમાં લાગી જાય છે. એ જ કારણે જો કોઈનું બીમારીમાં મૃત્યુ થયું તે વસિય્યત કરે અથવા પોતાનો માલ કોઈને બખ્શિશ કરવા ચાહે તો તે ૧/૩ માલમાં માન્ય થશે. એથી વધારેમાં તેનો હક ન રહેશે અને જો વસિય્યત ન કરે તો એ ત્રીજો ભાગ પણ વારિસોને જ મળી જશે.

આથી જણાયું કે માલ જેને આપણે પોતાનો માની રહયા છીએ, વાસ્તવમાં તે આપણો નથી. ઘણી વાર તો તે એવાઓને પહોંચી જાય છે કે જેમને આપવું પણ પસંદ નથી. ફરી એ ત્રીજા ભાગ પર પણ જે કાંઈ અધિકાર છે તે મૃત્યુથી પહેલાં જ રહે છે. મૃત્યુ પછી તો તે પણ નથી રહેતો. જો કોઈ તેને કફન પણ ન આપે તો તે કંઈ નથી કરી શકતો. આથી જણાયું કે, માલ ખૂબ જલદી અલગ થઈ જનાર છે. કબર સુધી પણ સાથ નથી દેતો, કારણ કે કબ્રમાં ફકત કફન જાય છે, પરંતુ કફનથી મુર્દાને શું લાભ ? કબ્રથી ઊઠશે તો અલ્લાહ તઆલા કિયામતમાં ફરમાવશે : "તમે અમારી પાસે ખાલી હાથ જ આવી ગયા. જેમ કે, અમે તમને પ્રથમ પેદા કર્યા હતા !"

હા, જો જિંદગીમાં રાહે ખુદામાં માલ આપ્યો તો તે સાથે જશે, પરંતુ તેનું જવું કંઈ માલ પર મવકૂફ નથી, કારણ કે રાહે ખુદામાં માલ ખર્ચ કરવાથી ખુદ માલ તો જતો નથી, બલકે સવાબ જાય છે, જે કિયામતમાં કામ આવશે અને સવાબનું મળવું કંઈ માલ પર અટકેલું નથી, બલકે તેનો આધાર નિય્યત

પર છે. ત્યાં સુધી કે જો કોઈએ કરોડો રૂપિયા નેક કામમાં ખર્ચ કર્યા અને નિય્યત ઠીક ન હોય તો એને જરાય સવાબ મળશે નહિ. જ્યારે જો પૈસો પણ પાસે ન હોય અને નિય્યત એ હોય કે, જો અલ્લાહ તઆલા માલ આપે તો અમે ખૂબ નેક કામોમાં ખર્ચ કરીએ તો સવાબ પૂરો મળશે.

એથી ઊલટું, ઈલ્મે દીન જેની પાસે હોય તે આખી દુનિયાથી બેપરવા છે. તેને ન કોઈ દોસ્તની જરૂર, ન સહાયકની. તે પ્રત્યેક સમયે ખુશ તથા સંતોષી છે, બલકે તેની ખુશી તથા સંતોષ બાદશાહને પણ નસીબ નથી થતાં. બાદશાહને પ્રથમ તો પોતાના અમીરોથી જ ખતરો હોય છે કે મને ઝેર ન આપી દે, મારી ન નાખે! એવા પણ અનેક બનાવો બન્યા છે કે, ખુદ બેગમે જ બાદશાહને ઝેર આપી દીધું. જ્યારે આલિમની એ શાન છે કે, એકલા જંગલમાં હોવા છતાં બાદશાહથી વધારે સંતોષમાં છે અને એ કોઈ નવાઈની વાત નથી. ઈલ્મના લાભ એથીય કયાંક વિશેષ છે. હા, જેમને ઈલ્મ નથી તેમને નવાઈ લાગે તો નવાઈ નહિ!

## કયો ઈલ્મ ગર્વના લાયક છે અને તેની નિશાનીઓ શું છે ?

ઈલ્મથી મુરાદ એ નથી કે ખાલી લફઝો—શબ્દો સહીહ કરી લીધા અથવા તેમના અર્થ જાણી લીધા, બલકે તે એક નૂર છે, જેના વિશે અલ્લાહ તઆલા ફરમાવે છે કે: **"વજઅલ્ના લહૂ નૂરંય્ યમ્શી બિહી ફિન્નાસ."** અર્થ: અને બનાવ્યું અમે તેના માટે એક નૂર જેને સાથે લઈ લોકોમાં ફરે છે! એ નૂરના લઈ દિલનો એ હાલ હોય છે કે જો સોનું—ચાંદી તેના કદમોમાં નંખાય તો લક્ષે નથી લેતો અને જો ચારેય બાજુએથી તેને તલવારોથી ઘેરી લેવાય તો તેનો પણ ડર નથી હોતો.

## હઝરત રસૂલુલ્લાહ (સલ.)ના ઈલ્મનો એક કિસ્સો

એક વાર હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સફરમાં

એક ઝાડ નીચે આરામ માટે ઊતર્યા. તલવાર ઝાડમાં લટકાવી સૂઈ ગયા. એકલા જોઈ ચૂપચાપ એક દુશ્મને આવીને આપની તલવાર લઈ ઊંઘમાંથી જગાડી પૂછયું કે, અત્યારે કોણ મારાથી તમને બચાવી શકે છે ? હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જરા પણ ડર્યા વિના ખૂબ ઈત્મીનાનથી ફરમાવ્યું : "અલ્લાહ" ! આ સાંભળી તેના હાથ ધ્રૂજયા અને તલવાર પડી ગઈ ! હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તલવાર ઉઠાવતાં પૂછયું કે, "હવે તને મારા હાથથી કોણ બચાવશે ?" કહેવા લાગ્યો કે, તમે જ ! હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તરત તલવાર મ્યાનમાં કરી તેને જવા દીધો. (ફરી તે આપના અખ્લાક જોઈ) મુસલમાન થઈ ગયો ! સારાંશ કે નૂરે ઈલ્મ આ છે, ન કે નર્યા શબ્દો, જે શયતાન પણ જાણે છે, એ છે (ખરો) ઈલ્મ. અને બુઝુર્ગો તેની અસર વિશે કહે છે કે, "એવા આલિમને ન કોઈથી ઉમ્મીદ હોય છે, ન કોઈનો ડર !"

## કામિલ-પરિપૂર્ણ આલિમ મુસીબત વેળા ગભરાતો નથી !

અને રહસ્ય તેનું એ જ છે કે, કામિલ ઈલ્મથી અલ્લાહ તઆલાની કામિલ મઅરિફત—ઓળખ થઈ જાય છે. એ જાણે છે કે, **વઅ-સા અન તક્રરહુ શયઅંવ્ વહુ-વ ખય્રુલ લકુમ** : અર્થ : અને શક્ય છે કે, તમે કોઈ વસ્તુને પસંદ ન કરો અને તે તમારા માટે ભલી હોય ! તેથી કામિલ આલિમ ગભરાતો નથી અને સમજે છે કે, આ તકલીફથી મારા ગુનાહોનો ઈલાજ તથા માફી થઈ રહી છે. ફરી એ પણ સમજે છે કે, આપણે અલ્લાહ તઆલાના છીએ, પોતાના નથી. તેને અધિકાર છે, આપણને જે હાલતમાં ચાહે રાખે. કુર્આન શરીફમાં મુસીબત વેળા તાલીમ ફરમાવે છે : અર્થ : અને ખુશખબરી સંભળાવી દો તે ધૈર્યવાનો—સબ્રવાળાઓને જ્યારે કે તેમને મુસીબત પહોંચે છે તો કહે છે : "અમે અલ્લાહ તઆલાના છીએ અને તેના જ તરફ પાછા ફરીશું."

## યાસીન શરીફ તથા ઈન્ના લિલ્લાહિ...ને આપણે મૌત સાથે ખાસ કરી લીધાં છે

અફસોસ, આ આયતને આપણે મૌતના પ્રસંગે ખાસ કરી રાખી છે. એક ડોસીનો છોકરો બહુધા મુસીબત વેળા ઈન્ના લિલ્લાહ... પઢયા કરતો હતો. એક દિવસ ડોસી કહેવા લાગ્યાં, બચ્ચા ! ખેરિયત માંગ. કોને મારવાની ઈચ્છા છે ? એ જ રીતે યાસીન શરીફ પ્રત્યેક મુસીબતને આસાન કરવા માટે પઢવાનું છે, પરંતુ આમ લોકો સમજે છે કે, તેને સકરાત વેળા પઢવું જોઈએ. જો કોઈ બીમારની ખબર લેવા જાય અને તેને પઢે તો પછી જુઓ, તેના પર કેવાં લા'નતાન થાય છે ? જ્યારે કે સકરાત વેળા પણ યાસીન શરીફ એટલા માટે જ પઢાય છે કે, તેની બરકતથી સખ્તી આસાન થાય. જો જિંદગી બાકી હોય તો સારું થઈ જાય અને જો મૌત આવી જ ગઈ છે તો તેની બરકતથી સરળતાથી ખાતિમો થઈ જાય ! એ જ રીતે ઈન્ના લિલ્લાહ... પ્રત્યેક નાપસંદ હાલત પર પઢવું જોઈએ. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) રાતના દીવો બુઝાઈ જવા પર પણ ઈન્ના લિલ્લાહ... પઢતા હતા !

## હક તઆલાની પોતાના બંદાઓ પ્રત્યે અંતિમ દરજાની મહેરબાની

અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓને સવાબ દેવાની કેટલી સરળ રીતો રાખી છે. દીવો (કે લાઈટ) બુઝાઈ જાય એના પર પણ સવાબ, માણસે કોઈક વસ્તુ કયાંક મૂકી અને ભૂલી ગયો, તેના શોધવામાં જે પરેશાની થાય તેના ઉપર પણ સવાબ અને ગુનાહોથી માફી. બિલકુલ એવી હાલત છે કે, આપણું લાડલું બાળક હોય કે તેના હરવા–ફરવા, ઊઠવા–બેસવા, અહીં સુધી કે પડવા–આખડવા ઉપર પણ આપણને પ્યાર આવે છે. (કોઈએ સાચું જ કહયું છે : અલ્લાહ તઆલાની રહમત બહાનું ઢૂંઢે છે, ન કે કિંમત !) એ જ રીતે અલ્લાહ તઆલા પણ આપણને પ્રત્યેક કામ પર સવાબ આપે છે, શરત એ કે તે ગુનાહિત ન હોય !

# ઈન્ના લિલ્લાહ... પઢવાથી મુસીબત હલકી થવાનાં અનેક કારણો

મુસીબત વેળા ઈન્ના લિલ્લાહ... પઢવાની તાલીમ એટલા માટે છે કે, તેથી ગમ હલકો થાય, તેના પઢવાથી એ વાત તાજી થશે કે આપણે અલ્લાહ તઆલાના છીએ, તે આપણો માલિક છે. તેથી તેને આપણામાં ફેરફારનો સંપૂર્ણ અધિકાર છે. આમ સમજવાથી ગમ હલકો થવો સ્વાભાવિક છે. બીજી વાત કે એ ખ્યાલ તાજો થવાથી અલ્લાહ તઆલાની મુહબ્બત વધે છે અને મુહબ્બતની ખાસિયત છે કે, તેના પ્રતાપે સખતમાં સખત મુસીબત પણ હલકી થઈ જાય છે. ત્રીજી વાત કે ઈન્ના લિલ્લાહિ..... પઢવામાં અલ્લાહ તઆલાએ આપણને પોતાના ફરમાવ્યા. એથી જણાયું કે, તેને આપણાથી મુહબ્બત છે. હવે દેખીતું છે કે, કોઈ પોતાના પ્યારાને તકલીફ નથી આપતું.

તો આપણા પર જે જાહેરમાં તકલીફ આવે છે તે એવી જ છે જેમ કે, બાળકના ગુમડામાં મા–બાપ નશ્તર અપાવે કે જાહેરમાં તો તકલીફ છે, પરંતુ હકીકતમાં કામિલ રાહતનો સામાન છે. બાળક નશ્તરથી કાંપે–ધ્રૂજે છે અને મા–બાપ નશ્તર દેનાર (કે ઓપરેશન કરનારને) પૈસા આપે છે. જો કોઈ નાદાન કહે કે, "એને ઈનામ શાનું ?" એણે તો બાળકને દુ:ખ આપ્યું છે, એને તો સજા દેવી જોઈએ તો મા–બાપ કહેશે કે, મૂર્ખ, એ તકલીફ નથી, એ તો નખશિખ રાહત છે. નશ્તરની તકલીફથી બાળકનો જીવ બચવાની આશા જાગી, નહિતર ગુમડું કે (ગેંગ્રિન) વધીને તેનું ઝેર આખા શરીરમાં ફેલાઈને બાળકને હલાક કરી નાખત. તો જો મા–બાપનું નશ્તર અપાવીને તકલીફ દેવું નાપસંદ નથી, કેમ કે તે રાહતનો ઝરીઓ છે. તો અલ્લાહ તઆલા તો મા–બાપથી અનેક દરજ્જા વધારે મુહબ્બત બંદાઓથી ધરાવે છે. પછી તે જો ગરીબીમાં રાખે અથવા કોઈ તકલીફમાં નાખે તો તેને નશ્તર કેમ નથી સમજવામાં આવતું ? તો ઈલ્મથી આ લાભ છે, જે માલમાં નથી અને આ લાભ તો દુનિયામાં થાય છે અને સૌથી મોટો

લાભ ઈલ્મે દીનથી ખાતિમો ઈમાન પર થવાનો થાય છે !

## જાહિલનો ખાતિમો મહદ્ અંશે ખરાબ થાય છે, જાહિલથી અમારી શી મુરાદ છે ?

જાહિલ માણસનો ખાતિમો અકષર ખરાબ થાય છે, પરંતુ જાહિલથી મુરાદ તે છે, જે ન પોતે પઢે, ન આલિમોથી મળે, ન કોઈને પૂછે, એવા માણસના ઈમાનનો ભરોસો નથી, કારણ કે એવા માણસને મરતી વેળા શયતાન સમજાવે છે કે, 'તું અત્યારે પોતાની સઘળી પ્યારી વસ્તુઓથી છૂટી રહયો છે અને છોડાવનાર અલ્લાહ તઆલા છે. પરિણામે તેને અલ્લાહ તઆલાથી દુશ્મની થાય છે અને કુફ્ર પર મરે છે. તેથી ઊલટું જો ઈલ્મે દીન હોય તો તેને આવો ડર નથી રહેતો. આલિમથી ખાસ તે મુરાદ નથી, જે અરબી જાણતો હોય, બલકે પોતે પઢયો હોય અથવા આલિમોની સોબતમાં બેસી ઈલ્મ મેળવ્યો હોય અથવા પૂછી પૂછીને દીનની જરૂરી વાતો પ્રાપ્ત કરી હોય !

સારાંશ કે ઈલ્મે દીન આવી મહાન નેઅમત છે, પરંતુ આજકાલ દુનિયાને એવી મકસૂદ–ધ્યેય બનાવી રાખી છે કે, ઘણાં લોકો આલિમોને પ્રગતિના મુખાલિફ તથા મૂરખ સમજે છે !

## દીનની મુહબ્બત જો દિલમાં રચી ન હોય તો જાહેરી નમાઝ, રોઝા કંઈ એવા કામના નથી, એક મિસાલ

અને નમાઝો પણ તેમની અકસર કોઈ દબાવના કારણથી ન પણ હોય, ત્યારે પણ કેમકે દિલમાં રચેલી નથી હોતી, તેથી તે ખાસ લાભદાયી નથી હોતી. તેમની નમાઝની બિલકુલ તે હાલત હોય છે જેમ કોઈ પોપટને અલમ્ ત–રની સૂરત યાદ કરાવી દે અને તે ફટાફટ પઢવા લાગે, પરંતુ જ્યારે બિલ્લી તેની પાછળ પડશે તો શું ત્યારે તેને તે યાદ રહેશે ? કદી નહિ, કારણ કે તેના


દિલમાં કંઈ પણ નથી. એ જ હાલ (નફસ તથા શયતાનના હુમલા વખતે) તેનો થાય છે, જેના દિલમાં દીનની મુહબ્બત નથી.

## આજકાલ જહાલત પર ગર્વ કરવામાં આવે છે !

આજે એ હાલ છે કે જહાલત–દીનથી બેખબરી પર ગર્વ કરવામાં આવે છે. કોઈ તેમને પૂછે કે, ભાઈ ! તમે શી રીતે ફખ્ર કરવાના લાયક થઈ ગયા ? બલકે આલિમ જો બે–અમલ પણ હોય તો પણ તમારાથી સારો છે, કારણ કે તે બીમાર છે, પરંતુ સાથે જ નુસખાનો જાણકાર છે. જ્યારે સહેજ લક્ષ આપશે તો ઈલાજ કરી લેશે. જ્યારે તમે તો નખશિખ બીમાર, પરંતુ ન બીમારીનો એહસાસ, ન નુસખાથી જાણકાર. સાર એ કે જહાલત કોઈ રીતે પણ ગર્વની વસ્તુ નથી.

## અમુક જાહિલોના ફખ્ર કરવાની બુનિયાદ

પરંતુ કેટલાક જાહિલ એ બુનિયાદ પર ફખ્ર કરે છે કે, અમે તે નારાજગીઓથી અલગ છે, જે આલિમો વિશે કુર્આન શરીફમાં આવી છે. હાલાંકે પ્રથમ તો આલિમોના વિશે જે નારાજગીઓ અને ધમકીઓ છે, તેમાં આલિમોથી ખાસ મોલ્વી હોવું જ મુરાદ નથી, બલકે ફકત જાણવું મુરાદ છે. તો એટલો ઈલ્મ થોડો ઘણો સૌને હોય છે. બીજું, જો ઈલ્મ ન પણ હોય ત્યારે પણ ઈલ્ઝામથી અલગ નથી રહી શકતા, કારણ કે ઈલ્મ ન હોવાનો આરોપ એથી પણ વધીને છે. એટલા માટે કે અમલનો આધાર ઈલ્મ પર હોય છે અને આધાર પ્રત્યેક વસ્તુનો વધારે આવશ્યક તથા મહેનતનો વધારે હકદાર હોય છે.

## આયતે શરીફાના આરોપની હકીકત

આયત શરીફની નારાજગીથી જાહિલ કેમ બાકાત નથી, તેને સમજવા માટે આરોપની હકીકત પર મનન કરવાની જરૂર છે, જેને હું એ જ આયતથી સાબિત કરું છું. સાર એ આરોપનો (જે આયતનો મૂળ હેતુ છે તથા જે




આલિમ, જાહિલ સૌમાં દેખાય છે અને જે અતિ ઝેરીલો માદ્દો છે) આ છે કે, આપણે પોતાની ઐબોને નથી જોતા, બલકે બીજાઓની ઐબોને જોયા કરીએ છીએ. ચર્ચા પણ રાત–દિવસ બીજાઓની જ ખામીઓ–દોષોની કરીએ છીએ. કદી એ નથી જોતા કે, આપણામાં કઈ કઈ ઐબો–દોષો છે ? અને એ ઐબ બીજાઓના ઐબથી વધીને છે કે નહિ ? કારણ કે બીજાઓને નેકીની શિખામણ એના પર મવકૂફ–આધારિત છે કે બીજાઓની ભૂલો પર નજર હોય. ફરી તેની સાથે પોતાના નફસને ભૂલવાને મેળવીને જુઓ. તો સાર એ નીકળશે કે, તમે બીજાઓની ઐબોને તો જુઓ છો અને પોતાની ઐબોને નથી જોતા ! !

ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે : હે અઝીઝ ! તારી મિસાલ એવી છે કે, તારા શરીર પર સાપ તથા વીંછી ચાલી રહયા છે અને બીજાના શરીર પર એક માખી બેઠી છે. તું તેને માખી બેસવા પર બુરું–ભલું કહી રહયો છે, પરંતુ તું પોતાનાં સાપ–વીંછીની ખબર નથી લેતો, જે ઘડીકમાં તને ખતમ કરી શકે છે. એક બીજા બુઝુર્ગ ફરમાવે છે કે, આપણને પોતાની આંખનું લાકડું નજર નથી આવતું અને બીજાની આંખનું તરણું જોઈ ચર્ચા કરવા લાગીએ છીએ ! હાલાં કે પ્રથમ તો એ બન્નેય જુદી જુદી ઐબ છે, કારણ કે પોતાની ઐબોને ન જોવું અને બીજાઓની ઐબોને જરૂરત વિના જોવું બન્ને ગુનાહ છે અને બે–જરૂરતથી મુરાદ એ છે કે, તે શરીઅતના નજદીક જરૂરી ન હોય !

એવાં બિન ઉપયોગી કામોને છોડી દેવાની હદીસ શરીફમાં તાકીદ તથા બુઝુર્ગોએ તેની ખૂબ ચીવટ રાખી છે. એક બુઝુર્ગનો કિસ્સો છે કે, તેઓ એક માણસના મકાન પર ગયા અને દરવાજા પરથી સલામ કરી. ઘરમાંથી જવાબ મળ્યો કે, તેઓ ઘરમાં નથી. બુઝુર્ગે પૂછયું કે, કયાં ગયા છે ? જવાબ આવ્યો, 'ખબર નથી.' લખ્યું છે કે, પોતાના આ પૂછવા પર કે, 'કયાં ગયા છે ?' ત્રીસ વરસ સુધી બુઝુર્ગ રડતા રહયા કે, મેં એ ફુઝૂલ વાત શા માટે પૂછી ? (જ્યારે ફુઝૂલ વાત પર ત્રીસ વરસ સુધી રડતા રહયા, તો ગુનાહોથી બુઝુર્ગો કેટલા ડરતા હશે ?)



સાહિબો ! જો કોઈ બુરું છે તો તમને શી મતલબ ? અને સારું છે તો તમને શું મતલબ ? તમને પોતાની ભલાઈ–બુરાઈની ચિંતા હોવી જોઈએ. બાકી દરેકની ખબર રાખવી અથવા ખ્યાલ હોવો, એ કામ અલ્લાહ તઆલાનું છે અથવા તે બંદાનું છે, જેને જિમ્મે અલ્લાહ તઆલાએ મખ્લૂકની ઈસ્લાહનું કામ સોંપ્યું છે, કારણ કે હાલાત જાણ્યા વિના સુધારણા શકય જ નથી અને એ જ કારણથી મેં વિના જરૂરતની કેદ (બંધન) લગાવી હતી. એટલા માટે કે જેમ કે, હાકિમ જ્યાં સુધી હાલાતની તહકીક ન કરશે, ત્યાં સુધી ગુનેહગારોને સજા નહિ દઈ શકે, પરંતુ તેને પણ એવા મામલાઓમાં તહકીકની ઈજાઝત છે કે જેમાં છાનબીન ન કરવાથી ફસાદનો ખતરો હોય, નહિતર ઈજાઝત નથી.

એ જ રીતે જો કોઈ બાળકોની તાલીમ–તરબિયતનો ઝિમ્મેદાર હોય તો તેને પણ હાલાત જાણવા જરૂરી છે, કારણ કે તે વિના ઈસ્લાહ શકય નથી. ખાવિંદના જિમ્મે બીવીની ઈસ્લાહ હોવાથી બીવીના હાલાતની છાનબીન પણ જરૂરી છે. જો કોઈ માણસ કૌમની ઈસ્લાહ કરનાર હોય, તો તેને એકંદરે કૌમના હાલાતથી વાકિફ થવું જરૂરી છે, નહિતર વઅઝ–નસીહત કંઈ પણ નહિ કરી શકે. હા, તેને પણ ત્યાં સુધી જ ઈજાઝત છે કે, જ્યાં સુધી ઈસ્લાહનો હેતુ હોય. જો કોઈની હકારત–તુચ્છતાના માટે એવું કરશે તો તેને પણ કદાપિ ઈજાઝત ન મળશે.

## ગીબત-નિંદા કરવાની મનાઈ અને એ કે એ કામ અધૂરા હોવાની નિશાની છે

ઈસ્લાહની નિય્યતથી તો બીજાઓનો હાલ જોવાની **"ઇન્નમલ્ આ'માલુ બિન્નિય્યાત–** કામોનો આધાર નિય્યતો પર છે"ની હદીસ અનુસાર ઈજાઝત છે, બીજાઓ વિચારે છે કે અન્યોના ઐબોની તલાશીથી તેમનો શો હેતુ છે ? આ કે તેમનામાંથી એ ઐબો દૂર થાય યા ખાલી તેમને બદનામ કરવાનો. જો પ્રથમ હેતુ હોય તો શું કારણ કે, તેની કોઈ નિશાની જોવામાં નથી આવતી ? શું તેમણે કદી કોઈ ઐબવાળાને લાગણીથી (એકાંતમાં) તેની ખામીઓ બતાવી છે ? જો એમ નથી કર્યું તો ફકત ચાર માણસોમાં તેના ઐબોનું વર્ણન, ઈસ્લાહ કહેવાશે ? કદાપિ નહિ, તે છતાં આપણી

મજલિસો–બેઠકોમાં રાત–દિન આખી દુનિયાની નિંદાઓ તથા ફરિયાદો જ થતી રહે છે. શું તેથી અન્યોની બદનામી સિવાય કોઈ બીજો પણ લાભ થાય છે ? કંઈ પણ નહિ. તો એક તો ગીબતના ગુનાહમાં પડયા. બીજું, ફુઝૂલ કામ કર્યું, જેની બુરાઈ બયાન થઈ ચૂકી છે !

હઝરત રાબિઅહ બસરિય્યહ (રહ.) શયતાનને પણ બુરો ન કહેતાં અને ફરમાવ્યા કરતાં કે, જેટલો સમય એ ફુઝૂલ કામમાં ખર્ચાય, એટલી વાર મહબૂબ–પ્રિયતમ (અલ્લાહ તઆલા)ની યાદમાં લાગે, તો કેટલો લાભ થાય !

શેખ સઅદી (રહ.)એ હઝરત બેહલોલ દાના (રહ.)નો કિસ્સો વર્ણવ્યો છે કે, તેઓ એક સૂફી પાસેથી પસાર થયા, જે બીજાઓથી લડી–ઝઘડી રહયો હતો. તો આપ (રહ.)એ ફરમાવ્યું કે, જો એ (ઈશ્કે ઈલાહીનો) દાવેદાર દોસ્ત (અલ્લાહ તઆલાને ઓળખી લેત) તો દુશ્મનો સાથે લડવા–ઝઘડવામાં મશગૂલ ન થાત.

જેમ મહબૂબ–પ્રિયતમની બગલમાં બેસીને વાતો કરનાર સાચા આશિકને જો કોઈ માં ની ગાળ આપે તો પણ તે મહબૂબને છોડીને તેની સાથે નહિ ઉલઝે, તેમ સમજુ લોકો એવા સમયે સમજી જાય છે કે શયતાન આપણો દુશ્મન આ ઝઘડનારને બહેકાવીને લાવ્યો છે, જેથી આપણને તેમાં લગાવીને બહેકાવે. તેથી તે પરવા પણ નથી કરતો અને મહબૂબ પ્રત્યે જ તવજ્જુહ રાખે છે. જો તેમાં કમી રહે તો તેટલી જ તેમનામાં કમી હોય છે.

## ત્રણ બુઝુર્ગોની હિકાયત

એક માણસે એક બુઝુર્ગને પૂછયું કે, બુઝુર્ગોનો હાલ શી રીતે વિવિધ હોય છે ? બુઝુર્ગે કહયું કે, ફલાણી મસ્જિદમાં ત્રણ બુઝુર્ગ બેઠા છે તેમની પાસે જાવ, અને જુઓ કે બુઝુર્ગોના હાલમાં શો ફેર હોય છે ? તે માણસ ગયો તો જોયું કે, કોઈ બે–અદબ ધૃષ્ટ આવ્યો અને તેમાંથી એક બુઝુર્ગને એક થપ્પડ મારી. તેમણે ઊઠીને તેટલી જ થપ્પડ તેને મારી અને ફરી ઝિક્રમાં લાગી ગયા. ત્યાર પછી તે માણસે બીજા બુઝુર્ગને થપ્પડ મારી. તેઓ બોલ્યા પણ નહિ અને પોતાના કામમાં મશગૂલ રહયા. પછી તે માણસે ત્રીજા

બુઝુર્ગને થપ્પડ મારી. તેઓએ ઊભા થઈને તેનો હાથ પોતાના હાથમાં લઈ તેને દબાવવાનું અને પ્યાર કરવાનું શરૂ કર્યું અને કહેવા લાગ્યા કે, તમારા હાથમાં ચોટ લાગી હશે.

પેલા માણસે આ તમાશો જોઈને તે બુઝુર્ગથી બયાન કર્યો. બુઝુર્ગે કહયું કે, બસ, આટલો જ ફર્ક તેમના હાલ અને શાનમાં પણ છે ! જુઓ, જે બુઝુર્ગ સબ્ર–ધૈર્યવાળા ન હતા તેઓએ તેટલો જ બદલો લીધો, પરંતુ વ્યર્થ કામ સહેજે ન કર્યું. મારનારને એટલું પણ ન કહયું કે, તેં શા માટે મને થપ્પડ મારી ? બલકે કુર્આન શરીફની ઈજાઝત **'જઝાઉ સચ્યિઅતિન્ સચ્યિઅતુ મ્મિષ્લુહા'**–બુરાઈનો બદલો તેટલી જ બુરાઈ છે, (ન કે વધારે)–અનુસાર તેવી જ થપ્પડ મારીને પોતાના ઝિક્રમાં લાગી ગયા.

## આજકાલ લોકો જરાક વાતને પણ વધારી મૂકે છે

આજે આ હાલ છે કે, સહેજ વાત જો કોઈને કહી દો, ફરી જુઓ, શું કિયામત બરપા થાય છે ? બલકે વિના કારણે પણ લોકો પાછળ પડી જાય છે. મારા એક દોસ્ત એક વાર જઈ રહયા હતા. સામે દૂરથી એક માણસને જોયા. મિત્ર સમજ્યા કે, મારા મળતિયા છે, એમ સમજી ઉત્સાહભેર તેમને સલામ કરી. નજદીક આવ્યા તો જોયું કે, આ તો કોઈ બીજા ભાઈ છે. પોતાને ધોકો થવાથી તેમના મોંમાંથી બેઈખ્તિયાર લા હવ્લ..... નીકળી ગયું. બસ, તે માણસ પાછળ પડી ગયો કે, તમે મને શયતાન સમજીને લા હવ્લ... પઢયા. હવે મિત્ર ખૂબ સમજાવે છે, ખુશામત કરે છે, પરંતુ તે માનતો જ નથી. અંતે મહા મુસીબતે તેનાથી પીછો છોડાવ્યો. આ હાલ છે આપણા દીનદારોનો.

એક ખરાબી અને એક નુકસાન બીજાઓના ઐબ ઢૂંઢવા તથા બુરાઈ કરવામાં આ છે કે, એ શકય નથી કે જેની બુરાઈ થાય તેને તેની જાણ ન થાય. જાણ થયા પછી અતિ મુશ્કેલ છે કે તે તમારી બુરાઈ ન કરે. ફરી એ પણ શકય નથી કે, તેની તમને જાણ ન થાય. આ સર્વ હેરફેરનો નતીજો એ કે, આપસી અદાવતો વધે તથા દુશ્મનીઓ કાયમ થાય છે.

કેટલીક વાર એ અદાવતો પેઢીઓ સુધી ચાલે છે. બુનિયાદ જુઓ તો જરાક અમથી કે, તેણે અમને આમ કહયું હતું. હાલાં કે જો કહયું પણ હતું તો શું પ્રતિષ્ઠામાં ફર્ક પડી ગયો ?

## ઐબો ઢૂંઢવાનો રોગ બધા જ વર્ગોમાં આમ-વ્યાપક છે

સારાંશ કે, બુરું કહેવા તથા બુરાઈ ઢૂંઢવાનો રોગ આપણા લોકોમાં ખૂબ આમ છે. તેમાં પણ જેમને અલ્લાહ તઆલાએ માલ આપ્યો છે તેઓ એમાં ખાસ સપડાયેલા છે, કારણ કે રોજી–રોટી કમાવાની ચિંતા ન હોવાથી તેમની પાસે કશું કામ તો છે નહિ અને જે અસલી કામ (ઝિક્રુલ્લાહ–યાદે ઈલાહી) હતું તે પણ નથી કરતા. તેથી સમય પૂરો કરવાનો એ સિવાય બીજો રસ્તો નથી કે તેમના જેવા (ફુરસતિયાઓનો) મેળાવડો હોય અને તેમાં દુનિયાભરની પંચાત થાય. કેટલાક દીનદાર જેમને ફુરસદ છે તેઓ પણ એમાં ગિરફતાર છે.

## દીનના પેશવાઓએ નિંદા સાંભળવાથી બચવું જરૂરી છે

જે લોકો પેશવા છે તેઓ એની વધારે ચિંતા કરે, કેમકે જે પેશવા નથી તેમને તો એની નોબત કમ આવે છે અને પેશવાઓ જેમની પાસે લોકોની ભીડ થાય છે તેથી તેમને ગીબત સાંભળવાની ખૂબ નોબત આવે છે. સેંકડો લોકો એ ભેટ લઈને તેમની પાસે આવે છે અને તેઓ એને સ્વીકારે છે. હા, જે સમજદાર હોય છે, તેઓ એવાઓનો પણ ઈલાજ કરે છે. હઝરત હાજી સાહેબ (રહ.)ની પાસે એક માણસે આવીને કહયું કે, ફલાણો માણસ આપના વિશે આમ કહે છે. હઝરતે ફરમાવ્યું કે, તેણે તો પીઠ પાછળ કહયું, પરંતુ તમે તો તેનાથી પણ વધારે બેશરમ છો કે, મારા મોં પર કહી રહયા છો. સારાંશ કે, આવા હઝરાત એવા લોકોનું મોઢું તે જ વખતે બંધ કરી દે છે. જ્યારે જે સાવચેતી નથી રાખતા તેઓ એવાઓના પ્રતાપે બહુધા ગુનાહોમાં ફસાઈ જાય છે. તેમણે સમજવું જોઈએ કે, જે બીજાઓની બુરાઈ તેમની

સામે કરે છે, તે તેમની બુરાઈ બીજાઓની સામે પણ અવશ્ય કરશે.

## અતઅ્મુરૂન્ન....ની આયતથી પોતાની ઐબો પર દૃષ્ટિ રાખવાની સાબિતી

હવે હું આ વિષયનું આયતથી મુરાદ હોવું જાહેર કરું છું, પરંતુ તેનું સમજવું થોડીક વાતો પર મવકૂફ છે. પ્રથમ તેમને સમજી લેવામાં આવે.

## નેક વાત અન્યોને બતાવવી ઈબાદત છે, ભલે પોતે અમલ કરે કે ન કરે

પ્રથમ વાત આ છે કે, નેક વાત બતાવવી દરેક સમયે ઈબાદત છે, બતાવનાર તે પર અમલ કરે યા ન કરે અને આ જ તે ભૂલ છે, જે આ આયતની ગલત મુરાદ સમજવાથી આલિમોને થઈ, અને તેની અસર આ થઈ કે, અમુકે વઅઝ–નસીહત કરવાનું સંપૂર્ણ ત્યજી દીધું. જ્યારે તેમને કારણ પૂછવામાં આવ્યું, તો જવાબમાં આ જ આયત પેશ કરી દીધી, જેનો તરજુમો આ છે : આ શું કે, હુકમ કરો છો તમે લોકોને ભલાઈનો અને ભૂલો છો પોતાની ઝાતોને, હાલાંકે તમે પઢો છો અલ્લાહની કિતાબને." અને આ જવાબ પછી પોતાને બિલકુલ મુક્ત માની બેઠા, પરંતુ એ ધોકો છે. સબબ ધોકાનો આ છે કે, તેઓ એમ સમજ્યા કે કુરઆન શરીફનો હેતુ આ છે કે, જો પોતે અમલ ન કરો તો અન્યોને પણ નસીહત ન કરો, હાલાં કે એ વાત ખોટી છે, કેમ કે નસીહત કરવી ઈબાદત છે અને એ ઈબાદતમાં કયાંય એ શર્ત નથી કે, જો પોતે પણ અમલ કરશે તો ઈબાદત હશે, નહિતર, નહિ. હા, પોતે અમલ ન કરવું અલગ ગુનો છે, જે છોડવા લાયક છે. બાકી નસીહત કરવા માટે અમલનું શર્ત હોવું, કોઈ હદીષ કે કોઈ ઈમામના કથનથી સાબિત નથી. જો એમ જ હોય તો, પછી આ આયતનો શો અર્થ થશે ? કે **'ઈન્નલ્ હસનાતિ યુઝ્હિબ્ન સ્સય્યિઆતિ.'** અર્થ : બેશક, નેકીઓ દૂર કરી દે છે બુરાઈઓને. આયતથી જણાય છે કે, એ તેના બારામાં છે, જે નેકી પણ કરે છે, પણ સાથે ગુનાહમાં પણ ફસાયો છે. તો જો ગુનાહ કરવું બીજી નેકીને

નેકી ન રહેવા દે તો તે ગુનાહની માફીનો કોઈ રસ્તો જ ન રહેશે અને એ વાત આયતના મઝમૂનથી છેક ઊલટી વાત છે.

હા, જો કોઈ એવો ગુનોહ કરે, જેનાથી ઈબાદત બરબાદ થઈ જાય છે તો બેશક, તે ઈબાદત, ઈબાદત ન રહેશે અને જો ગુનાહ એવો નથી, તો ઈબાદત પોતાના હાલ પર રહેશે. ભલે, બુરા કામનો ગુનાહ થશે અને ગુનાહની અસરથી ઈબાદતની બરકત કમ થઈ જશે, પણ તે એક અલગ વાત છે.

## "અતઅ્મુરૂન્નાસ"ની આયતે શરીફાનો સાર

સાર એ કે, હે માનવ ! જે પોતાની હાલતને ભૂલી રહયો છે, જ્યારે કે તારી હાલત એક ગુનાહ અને એક નેકીના સમૂહ ઉપર પણ ફિટકારના લાયક છે, તો જ્યારે ઈબાદત એક પણ ન હોય, બલકે બન્ને ગુનાહનાં કામ હોય, તો શી રીતે લાનતાનને પાત્ર ન ઠરશે. બે ગુનાહ એ રીતે થયા કે, બદઅમલી તો પોતાના હાલ પર રહી, જેને 'તન્સવ્ન અન્ફુસકુમ'–ભૂલો છો તમે પોતાની ઝાતોને"માં ફરમાવ્યું છે, અને નસીહત કરવાને બદલે અન્યોની ગીબત થઈ ગઈ, તો એ હાલતમાં એથી વધારે મલામત થવી જોઈએ. હેતુ સઘળા બયાનનો આ છે કે, આપણને જે અન્યની નિંદા કરવાની ટેવ પડી ગઈ છે, તેને ત્યાગવી જોઈએ અને પોતાની ફિકરમાં લાગવું જોઈએ. ભાઈઓ ! આપણાં ગુનાહ શું કંઈ કમ છે કે અન્યોની (ખામીઓ શોધવાની) ચિંતામાં પડીએ.

## કોમની સુધારણા માટે હાલતની તપાસના નિયમો

અને મેં જે કહયું હતું કે, કોમની ઈસ્લાહ માટે હાલાત જોવાની ઈજાઝત છે, તો તેના પણ નિયમો છે અને તેને જાણી લેવા આવશ્યક છે. એક નિયમ તો આ છે કે, કોઈ માણસની ઈસ્લાહ ટોળા વચ્ચે ન કરવામાં આવે, એથી તે ભોંઠપ અનુભવે છે અને તેની અસરથી નસીહત કરનારથી તેના દિલમાં કીનો પેદા થઈ જાય છે. કેટલીક વાર તો તે કામ છોડવાના બદલે તેમાં ઓર મજબૂત થઈ જાય છે, કારણ કે સમજે છે કે, (મજમામાં રોકટોકથી) મારી

રુસ્વાઈ તો થઈ જ ગઈ, ફરી તેને શા માટે છોડું ? માટે બેહતર આ છે કે, યા તો પોતે તેને એકાંતમાં સમજાવે અથવા કોઈ એવા માણસને કહે કે જે તેની સુધારણા કરી શકે. અલબત્ત, તેના દુશ્મનને ન કહે. એમ કરવાથી ઈસ્લાહ તો થઈ જ નથી શકતી. હા, તેની રુસ્વાઈ થશે.

બીજો નિયમ (ઈસ્લાહ કરવાનો) આ છે કે, નરમીથી કહે, તોછડાઈ અને મહેણાં–ટોણાં મારીને ન કહે. ત્રીજો નિયમ આ છે કે, જો સભામાં સામાન્ય રીતે નસીહત કરે તો એવા નિશાન ન આપે કે, સૌની વચ્ચે તેની ઝિલ્લત થાય. મને એ વાત અનેક વાર પેશ આવી છે, અર્થાત્ એ ફરમાઈશ થઈ છે કે, "ફલાણો વ્યાજ ખાય છે, જરા વઅઝમાં તેની ખબર લેજો અથવા ફલાણો અન્યોના હક મારે છે, જરા તેના વિશે ફરમાવજો, પરંતુ અલ્લાહ પાકનો શુક્ર છે કે, હું એ ફરમાઈશો પર ક્યારેય અમલ નથી કરતો, કેમ કે તેનાથી લાભના બદલે ઓર નુકસાન થાય છે."

જો ખરેખર, એવા લોકોની ઈસ્લાહ મંજૂર હોય તો તેની શ્રેષ્ઠ રીત આ છે કે, પ્રથમ તેમનાથી ખૂબ મેળ–મેળાપ પેદા કરવામાં આવે. જ્યારે ખૂબ ગાઢ સંબંધ થાય ત્યારે નરમીથી વારંવાર તેમને સમજાવવામાં આવે અને અલ્લાહ તઆલાથી તેમના માટે દુઆ પણ કરવામાં આવે અને બીજા લાભદાયી ઉપાયો પણ અમલમાં લાવવામાં આવે. સારાંશ કે જો પોતાની અવલાદ અવળે રસ્તે હોય અને તેની ઈસ્લાહ માટે જે ઉપાયો અજમાવાતા હોય, તેવી જ તદબીરો એવા માર્ગભ્રષ્ટ (ગુમરાહ) માટે પણ અમલમાં મૂકવામાં આવે.

## હદીસ : "અલ મુસ્લિમુ મિર્અતુલ્ મુસ્લિમિ"ના અર્થ

હું આ હદીસના એ જ અર્થ વર્ણવતો રહું છું, એટલે જેમ આયનાનો ગુણ છે કે, તે તમારી એબોને તમારાથી છુપાવતો નથી અને અન્યોને બતાવતો નથી. એમ જ (એક મુસલમાન બીજાનો આયનો હોવાથી) એક મુસલમાનના એબ તેનાથી છુપાવે નહિ અને બીજાઓ પર જાહેર ન કરે. બીજું એ કે, કોઈ

મુસલમાનથી કીનો–કપટ ન રાખે, બલકે અરીસાની જેમ બિલકુલ દિલ સાફ રાખે. સારાંશ કે, જ્યારે કોઈની ખામીઓ જાણે તો તેને સમજાવે. જો અસર ન થાય તો અલ્લાહ તઆલાથી દુઆ કરે. અન્યોના એબોની તલાશ અને તેમનું બયાન ઉપરોક્ત મસ્લિહતોથી તો જાઈઝ છે અને જો એ મસ્લિહતો ન હોય તો, એક પ્રસંગ સિવાય સંપૂર્ણ હરામ છે.

તે પ્રસંગ એ કે, મઝલૂમ–પીડિત માણસ ઝાલિમ–અત્યાચારીની બુરાઈ કરે, કારણ કે મઝલૂમને ઝાલિમ પર ગુસ્સો હોય છે અને તે હકનો હોય છે. તો શરીઅતે મઝલૂમને રજા આપી છે કે, તે પોતાનો ગુસ્સો કાઢી લે. જુઓ, મઝલૂમ કેમ કે પોતાનો જાઈઝ ગુસ્સો ઠાલવે છે અને તે તબ્ઈ–પ્રાકૃતિક બાબત છે કે તેને રોકવાથી તકલીફ થાય છે, એટલે તેની ઈજાઝત આપી. ફરી તેમાં એ પણ મસ્લિહત છે કે, જ્યારે અત્યાચારના ઝુલ્મની લોકોને ખબર પડશે તો તેઓ પોતાને તેના અત્યાચારથી બચાવવાની ચિંતા કરી લેશે.

આગળ આયતમાં ફરમાવે છે : **વ અન્તુમ્ તત્લૂનલ્ કિતા–બ** (તમે લોકોને નેકીનો હુકમ કરો છો અને પોતાને ભૂલી જાઓ છો ?) હાલાંકે તમે કિતાબ પઢો છો (તેના હુકમ જાણો છો). કદાચ કોઈ ખુશ થાય કે, આ બધું તો કિતાબ પઢનારાઓને કહયું છે, અમે તો પઢેલા નથી, એટલે અમને એ હુકમ નથી. તો એ ખુશી ઠીક નથી, કેમકે આગળ ફરમાવ્યું છે : **અ–ફ–લા તઅ્કિલૂન,** એટલે કે શું તમે સમજતા નથી ? એથી જણાયું કે, આ વાત જેમ શરીઅતથી ખરાબ છે, તેમ અક્કલ પણ તેને નાપસંદ કરે છે. સારાંશ કે, આ આયતથી સ્પષ્ટ રીતે મલામત થઈ કે અન્યોને સમજાવો અને પોતે અમલ ન કરો, અને એથી વધીને યકીનથી સાબિત થયું કે, અન્યોની બુરાઈની પાછળ પડવું અને પોતાની બુરાઈઓને ભૂલવી ખરાબ છે. જરૂરત એની છે કે, હર ઘડી પોતાના ગુનાહો તથા એબો પર નજર રહે અને તેના ઈલાજની ચિંતા કરવામાં આવે. જરૂર હોય તો બીજાની (ઈસ્લાહ માટે) મદદ લેવામાં આવે. અલ્લાહ તઆલા સૌને અમલની તૌફીક અર્પે. આમીન, સુમ્મ આમીન !

પ્રકાશન નં. ૫૩૫

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની
બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# નફસની ઈસ્લાહ–
# સુધારણા જરૂરી છે



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,
ગુજરાત–ઈન્ડિયા

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

# નફસની ઈસ્લાહ– સુધારણા જરૂરી છે

ખુત્બએ માષૂરહ પછી, **અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ, બિસ્મિલ્લાહિ રહમા નિર્રહીમ. યા અય્યુહલ્લઝી–ન આમ–નૂ અલયકુમ અન્ફુસ–કુમ લા યદુર્રુકુમ મન દલ્લ ઈઝ હ્દય્તુમ ઈલલ્લાહિ મરજિઉકુમ જમીઅન્ ફયુનબ્બિઉકુમ બિમા કુન્તુમ તઅ્મલૂ–ન."**

**તરજુમો :** હે ઈમાનવાળાઓ ! તમે પોતાની ફિકર–ચિંતા કરો, જ્યારે તમે (સીધા) રસ્તા પર ચાલી રહયા છો, તો જે માણસ ગુમરાહ રહે તેનાથી તમારું કોઈ નુકસાન નથી. અલ્લાહ તઆલાની જ પાસે તમારે બધાએ પાછા જવાનું છે. પછી તે તમને તમારા આ'માલ–કામો બતાવી દેશે.

આ આયતમાં અલ્લાહ તઆલાએ બે હુકમ બયાન ફરમાવ્યા છે. પ્રથમ આ કે, તમે પોતાની ફિકર કરો. બીજો આ કે, તમે બીજાઓની ફિકરમાં ન પડો. આગલી જુમ્આના બયાનનું વધારે રુખ–ઝોક બીજી બાબત તરફ રહયો, કારણ કે ત્યારે આ ખ્યાલ હતો કે, આયતનો હેતુ ફકત તેને જ બયાન કરવાનો છે, પરંતુ મનન–સોચથી જણાયું કે, ભલે મૂળ હેતુ–અસલી મકસદ તો એ જ છે, પરંતુ પ્રથમ હુકમનું બયાન પણ જરૂરી–આવશ્કયક છે. દલીલ તેની આ છે કે, અલ્લાહ તઆલાએ પોતાના બન્નેય ઉદ્દેશ્ય બયાન કર્યા પછી પોતાથી ડરાવ્યા, કે તમારે અલ્લાહ તઆલાની પાસે જવાનું છે. તો બીજાઓની ચિંતા કરવી તો કાંઈ એવો ગુનાહ નથી, જેનાથી ડરાવવાની

જરૂરત હોય. હા ! પોતાની ફિકર ન કરવી અલબત્ત, એવી વસ્તુ છે, જેનાથી ડરાવવાની જરૂરત છે. સાર આ છે કે, તમારે અલ્લાહ તઆલાની પાસે જવાનું છે, માટે તમે પોતાની ફિકર કરો અને ગફલત, આળસ કે બેપરવાઈમાં ન રહો. પોતાની ઈસ્લાહ–સુધારણા કરો !

દેખીતું છે કે આ એક જરૂરી વિષય છે. એક નહિ, બે કારણથી. એક તો આ વિષય પોતે જ અગત્યનો છે. બીજું, મોકાના લિહાઝથી પણ એની આવશ્યકતા છે, કારણ કે અત્યારે આપણી લાપરવાઈ હદથી વધી ગઈ છે. આપણી અંદર સેંકડો ખરાબીઓ છે, પરંતુ આપણને માલૂમ નથી પડતી. જો આપણે મનન કરીએ તો આપણને જાણવા મળશે. હા, જો ગફલતમાં જ રહીએ જેમ આ જ સુધી રહયા તો બીજી વાત છે.

## આખિરતની ફિકર-ચિંતા કેટલી જરૂરી છે ?

જો મનન કરવામાં આવે તો જણાશે કે, આખિરતની ચિંતા કેટલી જરૂરી છે ? પ્રત્યેક માણસ પોતાની દિનચર્યાને જોઈ લે અને વિચારે કે, તેના ૨૪ કલાકમાંથી કેટલો સમય આખિરતની ફિકરમાં ખર્ચ થાય છે ? દુનિયાની જો કોઈ પરેશાની હોય છે તો તેની એટલી ફિકર રહે છે કે, હર વખત તેમાં જ લાગી રહે છે તથા તેમાં જ ખપી અને ખૂંપી જાય છે અને આખિરતની એટલી બેપરવાઈ છે કે, તેની સહેજ પણ ખબર નથી લેતા. જ્યારે કે પ્રત્યેક માણસના નજદીક મોતનું આવવું યકીની છે. એટલું યકીની કે દુનિયાની કોઈ મુસીબત પણ એટલી યકીની નથી. જુઓ, જો કોઈ માણસ કોઈ ભયાનક કેસમાં પકડાઈ જાય અને પૂરી ફાઈલ તેના વિરુદ્ધ હોય તો તેને વધારે ગુમાન પોતાને સજા થવાનું હોય છે, પરંતુ તેની સાથે જ છૂટી જવાની પણ થોડી આશા હોય છે. એ જ રીતે જો કોઈ માણસ તાઊન–પ્લેગમાં અથવા એવી જ કોઈ (ભયંકર) બીમારીમાં સપડાઈ જાય તો જે રીતે તેને મરવાનું ગુમાન હોય છે, એ જ રીતે તંદુરસ્તીની પણ કંઈક આશા હોય છે.

સારાંશ કે દુનિયાની પ્રત્યેક મુસીબતમાં બન્નેવ પેહલૂ હોય છે. તે છતાં જુઓ, કે તેની ફિકરમાં કેટલા ધ્યાનથી અને કેટલા જાન–દિલ દઈને મશગૂલ થઈએ છીએ. ત્યાં સુધી કે તેની ચિંતામાં પીગળી જઈએ છીએ, પરંતુ મોત

એવી વસ્તુ છે કે, તેમાં કોઈને સહેજ પણ બચી જવાનો ખ્યાલ નથી હોતો, ન કાફિરને એ ખ્યાલ થઈ શકે છે અને ન મુસલમાનને. બીજાની તો શી વાત, શયતાન જે સૌથી મોટો કાફિર તથા બદમાશ છે, તે પણ એ ખ્યાલ નથી કરી શકતો, તેને પણ ફકત કિયામત સુધી જ મુહલત–મહેતલ મળી છે, પછી તો તે પણ ન બચશે.

એથી વધીને બીજું શું હશે કે તવહીદ–વહદાનિય્યત જેવી યકીની વસ્તુઓમાં તો લોકોએ શંકા કરી અને અલ્લાહ તઆલાને એક માનવાથી ઈન્કાર કર્યો, પરંતુ મોતનો ઈન્કાર ન કરી શકયા. ફરી આવી શંકારહિત અને સર્વમાન્ય મોતને એવી ભુલાવી કે યાદ અપાવવાથી પણ યાદ નથી આવતી, ન કોઈને મરતાં જોઈને (પોતાનું મોત) યાદ આવે છે, બલકે કોઈના જનાઝામાં કબ્રસ્તાન જઈએ છીએ, દફન પછી તો ત્યાંથી હસતા–રમતા પાછા આવીએ છીએ, દિલ પર સહેજ પણ ચિંતા નથી હોતી. સારાંશ કે, કોઈ રીતે પણ આપણને મોત તરફ લક્ષ નથી થતું !

તો સાહિબો ! શું આ હાલત ત્યજવા પાત્ર નથી ? શું તેનો ઈલાજ જરૂરી નથી ? જો છે તો ફરમાવો. આજ સુધી તેનો શું ઈલાજ કર્યો ? જો નથી કર્યો તો હવે કરવો જોઈએ અને સમજી લેવું જોઈએ કે, ઈલાજમાં જેટલી ગફલત તથા ઢીલ કરવામાં આવે છે, બીમારી વધતી જાય છે. દરેક માણસ પોતાની હાલતમાં મનન કરે કે, જેટલો ડર બાળપણમાં હતો તેટલો જુવાનીમાં નથી રહયો અને જેટલો જુવાનીમાં હતો તેટલો ઘડપણમાં નથી. અમુકનો તો એ હાલ હોય છે કે, વરસો સુધી તેમને મોતનો ખ્યાલ પણ નથી આવતો અને સહેજ પણ અસર તેમના દિલ પર નથી થતી અને અમુકને જો કે મોત તો યાદ છે, પરંતુ તેનો ડર નથી, તો આ હાલતની ઈસ્લાહ ખૂબ જલદી જરૂરી છે. તેના ઈલાજમાં ગફલત અને ઢીલ ન થવી જોઈએ. શી ખબર ? કયારે મોત આવી જાય !

જુઓ, જો કોઈ માણસને ખબર પડે કે, મને પકડવા માટે પોલીસ ફરે છે, તો તેના દિલની શી હાલત થાય છે ? જિંદગી બે–મજા (નિરસ) થઈ જાય છે, ચેન–આરામ બરબાદ થઈ જાય છે. હર ઘડી એ ધૂન સવાર રહે છે કે, કઈ રીતે મુસીબતથી છૂટકારો મળે. તો શું મોતની એટલી પણ ચિંતા ન

રાખવી જોઈએ ? સાર એ કે મોતથી હર વખતે ડરવું જોઈએ. ખાસ કરીને–વિશેષતઃ જ્યારે કે ગુનાહોનો ભાર પણ માથે લદાયેલો હોય, જેથી સજાનો પણ સખત ખતરો છે, આખિરતમાં પણ અને દુનિયામાં પણ, કારણ કે દુનિયાની મુસીબતો પણ મહદ્અંશે ગુનાહોના કારણે જ આવે છે, પરંતુ આપણે લોકો એનાથી બેખબર છીએ કે કોઈ મુસીબતમાં કદી પોતાના ગુનાહોને યાદ જ નથી કરતા, બલકે અમુક વખત મુસીબતમાં અહીં સુધી કહી નાખીએ છીએ કે, 'કર તો ડર, ન કર તો ડર." મતલબ કે, અમે કોઈ ગુનાહ નથી કર્યો, પરંતુ અરંગામાં આવી ગયા.

**અમુક લોકો મુસીબત વેળા કહયા કરે છે, "કર તો ડર, ન કર તો ડર" આ અતિ જહાલતની વાત છે**

તો ખૂબ સમજી લો કે, આ અતિશય જહાલત–અભણતાની વાત છે, કારણ કે ન કરીને ડરવાનું કોઈ કારણ નથી. જો કાંઈ ન કરીને પણ ડરવું જરૂરી છે તો એનો મતલબ (તવબા તવબા) આ થશે કે અલ્લાહ તઆલા ઝાલિમ છે. ખૂબ યાદ રાખો કે આવું કહેવું અલ્લાહ તઆલાની સાથે મહાન બેઅદબી છે–ગુસ્તાખી છે.

ભાઈઓ ! અલ્લાહ તઆલા તો કરેલા ઉપર પણ ઘણી ઓછી પકડ કરે છે અને વગર (ગુનાહ) કર્યે તો પકડતા જ નથી. કુર્આન શરીફમાં તેને સાફ–સ્પષ્ટ શબ્દોમાં બયાન ફરમાવી દીધું છે. તરજુમો : "(એટલે) જે કાંઈ મુસીબત તમને પહોંચે છે તે તમારા કરતૂતોના કારણે પહોંચે છે અને તમારા કરતૂતો પણ મહદ્ અંશે માફ કરી દેવામાં આવે છે કે તેમના પર પકડ નથી થતી."

હઝરત ઉમર (રદિ.)ની સેવામાં એક ચોર લાવવામાં આવ્યો. તો આપે તેના હાથ કાપવાનો હુકમ આપ્યો, જે શરીઅતમાં ચોરની સજા છે. ચોરે કહયું કે, હે હઝરત ! આ મારો પ્રથમ ગુનાહ છે. આટલી વાર મને માફ ફરમાવી દો, હવે પછી હું કદી ચોરી નહિ કરું. હઝરત ઉમર (રદિ.)એ

ફરમાવ્યું કે, તું જૂઠ કહે છે. અલ્લાહ તઆલા પ્રથમ કુસૂરમાં કદી કોઈને રુસ્વા–ઝલીલ નથી કરતો. જ્યારે પૂછપરછ થઈ તો ખબર પડી કે, આથી પહેલાં પણ પાંચ વાર ચોરી કરી છે.

હકીકત એ છે કે, અલ્લાહ તઆલા ઘણું બધું માફ કરી દે છે, પરંતુ જ્યારે આપણે હદથી જ નીકળી જઈએ છીએ તો છેવટે અલ્લાહ તઆલાની ગયરત આપણને રુસ્વા–ઝલીલ કરી દે છે. નહિતર તો તેની એ શાન છે કે, ગુનાહો પર પણ આપણને ખૂબ ઓછા પકડે છે, પરંતુ કેમ કે, આપણે લોકો પોતાના ઘણા મુઅતકિદ–શ્રદ્ધાળુ છીએ, માટે પોતાના ગુનાહોની ખબર આપણને નથી અને અમુક વખત ગફલતના કારણે આપણને ખબર નથી પડતી. જેમ કે કહીએ છીએ કે, અલ્લાહ જાણે, અમે શું ગુનાહ કર્યો હતો કે જેને લઈ આ મુસીબત અમારા ઉપર આવી ? અલ્લાહુ અકબર ! શું ઠેકાણું છે, ગફલતનું ? કે રાત–દિન ગુનાહ કરીએ છીએ અને ફરી ગુનાહોથી પોતાના ખાલી હોવાનું પણ ગુમાન આપણને હોય છે.

## ગુનાહોથી ગફલત-બેપરવાઈ ભયંકર રોગ છે

સાહિબો ! પોતાના ગુનાહોથી ગફલત કરવી એ મહાભયંકર રોગ છે, જેનાથી કોઈ બચ્યું નથી. માથાથી પગ સુધી ગુનાહોમાં ડૂબેલા છીએ અને છતાં પોતાને બેગુનાહ સમજીએ છીએ અને પોતાના મુઅતકિદ છીએ અને અમુક એવા પણ છે કે, બીજા લોકો પણ તેમના મુઅતકિદ છે. તેમનાથી લોકો ઓર પણ વધારે તબાહ થાય છે, કારણ કે તેમની પાસે પોતાની બુઝુર્ગીની આ દલીલ પણ છે કે જ્યારે આટલા લોકો અમને સારા કહે છે તો જરૂર અમે સારા હોઈશું.

## એક મકતબ-પ્રાથમિક મદ્રસાના છોકરાઓની હિકાયત

પરંતુ આપણી હૂબહૂ–નખશિખ તે હાલત છે કે, જે મશહૂર છે કે, એક મકતબના છોકરાઓએ સંપ કર્યો કે, આજે ઉસ્તાદ સાહેબથી છુટ્ટી લેવી

જોઈએ. બીજી તો કોઈ તદબીર ન થઈ શકી, છેવટે આ નક્કી થયું કે, જ્યારે ઉસ્તાદ સાહેબ આવે તો સૌ મળીને તેમને મિજાઝ તબીઅત પૂછો અને તેમને બીમાર બતલાવો. પછી સૌએ એ જ મુજબ કર્યું. બે–ચાર છોકરાઓને તો ઉસ્તાદ સાહેબે ધમકાવી નાખ્યા, પરંતુ જ્યારે વારંવાર બધાએ એક જ વાત કહી તો ઉસ્તાદને પણ ખ્યાલ થયો અને જેમ કે, નિયમ છે કે, જે વાતનો વહેમ પાકો થાય છે તે વાત સાચી થઈ જાય છે. છેવટે ઉસ્તાદની તબિયત બગડી ગઈ અને બધાને લઈને ઘરે ચાલ્યા ગયા અને કહયું કે, તમે બહાર બેસીને પઢો, હું મકાનમાં આરામ કરું છું. છોકરાઓએ જોયું કે, મકસદ તો હજી પણ પૂરો ન થયો તો ખૂબ જોરથી બૂમો પાડીને પઢવાનું શરૂ કર્યું. ઉસ્તાદ સાહેબને વહેમથી બીમારી તો પેદા થઈ જ ગઈ હતી, બૂમો પાડીને પઢવાથી તેમાં વધારો થવા લાગ્યો. લાચાર થઈને બધાને છોડી મૂકયા !

તો જેમ આ ઉસ્તાદ, છોકરાઓના કહેવાથી પોતાને બીમાર સમજવા લાગ્યા હતા, એ જ હાલ આ લોકોનો છે કે, તેઓ બીજાઓને પોતાની બુઝુર્ગીના અકીદતમંદ જોઈને એમ સમજી ગયા કે, આટલા મુસલમાન કઈ રીતે જૂઠા હોઈ શકે. હું લતીફા તથા હાસ્યના તૌર પર કહું છું કે, એવા લોકોમાં જ્યાં પોતાને બુઝુર્ગ સમજવાની બીમારી છે તેની સાથે આ ખૂબી છે કે, તેઓ બીજા મુસલમાનોને પણ બુઝુર્ગ અને સાચા જાણે છે અને તેમના ખ્યાલની કદર કરે છે.

## એક હજામની ઓરતની હિકાયત

પરંતુ એ અકીદત એવી છે જેમ એક હજામની ઓરતે એક ઓરતને જોઈ કે, તે નથ ઉતારીને ધોઈ રહી છે. નથ ઉતારેલી જોઈને તરત પોતાના ખાવિંદ પાસે દોડતી ગઈ અને કહયું કે, આપણી બીબી સા. તો બેવહ–વિધવા થઈ ગયાં. જલદી જઈને તેમના ખાવિંદને ખબર કરો. હજામ સાહેબ તરત તે બીબીના ખાવિંદની પાસે પહોંચ્યા અને કહયું કે, હુજૂર ! આપ શું બેફિકર–નચિંત બેઠા છો ? આપની બીવી સાહેબા તો બેવહ થઈ ગયાં. સાહેબે રડવાનું શરૂ કરી દીધું. રડવાનો અવાજ સાંભળીને યાર–દોસ્ત ભેગા થઈ ગયા. રડવાનું કારણ પૂછતા આ મૂર્ખાઈ માલૂમ પડી. દોસ્તોએ

સમજાવ્યું કે, મિયાં ! જ્યારે તમે જીવંત—હયાત છો તો તમારાં બીવી રાંડ—વિધવા શી રીતે થઈ ગયાં ? એ પર તેઓ કહેવા લાગ્યા કે, એ તો હું પણ જાણું છું, પરંતુ આનો શો જવાબ કે, ઘરેથી મો'તબર—ભરોસાપાત્ર હજામ આ ખબર લાવ્યો છે. તે અત્યંત વિશ્વાસુ છે, કદી જૂઠ નહિ બોલે !

આ જ હાલત આપણી છે કે, પોતાના ગુનાહોથી પૂરી રીતે વાકિફ—જાણકાર છીએ, પરંતુ ફકત એટલા જ કારણથી કે, બીજા લોકો આપણને સારા સમજે છે આપણે પણ પોતાના મુઅતકિદ—શ્રદ્ધાળુ થઈ ગયા અને અમુક એવા છે કે, તેમનું કોઈ અકીદતમંદ નથી. છતાં તેઓ પોતાના અકીદતમંદ છે. એ જ કારણથી જો કોઈ મુસીબત આવે છે તો તેમને હેરત થાય છે કે, અમને શા માટે પકડવામાં આવ્યા ? સાહિબો ! આપણને તો ન પકડવા પર તઅજ્જુબ થવો જોઈતો હતો.

જુઓ, જે માણસ દરરોજ ડિકાયતી કરતો હોય, જો તે છ માસ સુધી બચી રહે તો હયરત થવી જોઈએ અને પકડાઈ જાય તો કંઈ પણ તઅજ્જુબ નથી. આપણે લોકો એમ સમજીએ છીએ કે, જે ગુનાહ આપણે દરરોજ કરીએ છીએ અને તેના ઉપર પકડ નથી થતી, અલ્લાહ તઆલા તેમનાથી નારાજ નથી થતા, તે તો માફ થઈ ગયા. એટલા માટે જ જ્યારે મુસીબતના સમયે વિચારીએ છીએ તો નવા ગુનાહને જોઈએ છીએ.

## ગુનાહની સજા તરત મળવી જરૂરી નથી

હાલાં કે એ જરૂરી નથી કે, જો ગુનાહ આજે કર્યો હોય તો આજે જ તેની સજા પણ મળી જાય. (બદપરહેઝીનું નુકસાન પણ તરત નથી જણાતું). ફિરઓને ચાર સો વરસ સુધી ખુદાઈનો દા'વો કર્યો, છતાં કદી માથું પણ ન દુઃખ્યું અને પકડાયો તો એવો પકડાયો કે, અચાનક હલાક જ થઈ ગયો. અલ્લાહ તઆલાને ત્યાં પ્રત્યેક કામ હિક્મતની સાથે થાય છે. કદી તરત સજા થાય છે અને કદી મુદત પછી. એ જ પ્રમાણે નેકીઓમાં પણ કદી હાથોહાથ બદલો મળી જાય છે અને કદી મોડેથી.

જુઓ, હઝરત મૂસા (અલૈ.)એ ફિરઓનના માટે બદદુઆ કરી હતી

અને કબૂલ પણ થઈ હતી. "કદ ઉજીબદ્દઅ્વતુકુમા" પરંતુ તે છતાં જ્યારે કબૂલિય્યતની કંઈ અસર જાહેર ન થઈ, બલકે આ ઈરશાદ થયો કે, તમે દુઆની અસર જાહેર થવામાં ઉતાવળ ન કરજો, એ નાદાનોની રીત છે, બલકે સબ્રથી કામ લેવું. જેમ કે, હઝરત મૂસા (અલૈ.)એ સબ્રમાં ચાળીસ વરસ ઈન્તિઝાર કર્યો ત્યારે ફિરઔન તથા તેની કૌમ હલાક થઈ.

ઉપરોકત બંને બનાવોથી જાહેર થયું કે, ન ગુનાહની તરત અસર જાહેર થવી જરૂરી છે અને ન નેકીની. જુઓ, ફિરઔનને ચાર સો વરસ ઢીલ દેવામાં આવી અને હઝરત મૂસા (અલૈ.)ને ચાળીસ વરસ રાહ જોવડાવી. જ્યારે વાત આમ છે તો જો કદી ગુનાહની તરત સજા ન મળે તો એના વિશે એ વિચાર ન આવે કે, એ ગુનાહથી અલ્લાહ તઆલા નારાજ નથી થયા અથવા તે સજા પાત્ર નથી અથવા અમને માફ કરી દીધા, પરંતુ લોકો આ ગેરસમજના લઈ જ્યારે કોઈક મુસીબતમાં સપડાય છે તો હંમેશા નવા ગુનાહને ઢૂંઢે છે અને અલ્લાહ તઆલાથી ઝુલ્મની નિસ્બત કરીને (નઊઝુ બિલ્લાહ) કહે છે. "કર તો ડર, ન કર તો ડર." ભાઈઓ ! કોઈ મુસલમાનના મોઢેથી આવી વાત ઘણા દુઃખ તથા નવાઈની વાત છે. શું અલ્લાહ તઆલાની હુકૂમત (અલ્લાહની પનાહ !) અવધના નવાબો સરખી છે, જેનો કોઈ નિયમ ન હોય. મન ચાહે તેમ કરી લે.

## આખિરતથી આપણને ખૂબ નફરત-ઘૃણા છે

ખેર, આ વાત તો દરમિયાનમાં આવી ગઈ. મૂળ હેતુ આ હતો કે, દુનિયાની મુસીબતોનો તો અહીં સુધી ડર છે કે કાંઈક ન કરીને પણ ડરીએ છીએ અને આખિરતના બારામાં આટલી લાપરવાહી છે કે, (ગુનાહ) કરીને પણ નથી ડરતા. રોજની સેંકડો ખુરાફાત કરીએ છીએ. હજારો ગુનાહોના બોજ નીચે દબાતા જઈએ છીએ, પરંતુ રાહેજ પણ પરવા નથી કરતા. શું આ બીમારી નથી ? અને જો છે તો એનો ઉપાય જરૂરી છે અથવા નહિ ? યાદ રહે કે, એમાં જેટલી ઢીલ થશે, ઉપાય મુશ્કેલ થતો જશે.

## આપણામાં જે દીનદાર છે, ઈલાજની ફિકર તેમને પણ નથી

એક વાત હોય તો તેને રડીએ, આપણી તો પ્રત્યેક હાલત રડવાના લાયક છે. કઈ કઈ વાતોની ઈસ્લાહ કરવામાં આવે ? એક બીમારી તો આ હતી, જેનાથી કોઈ બચેલ નથી. બીજી બીમારી દીનદારોમાં વધારે છે કે જ્યારે તેમની કોઈ અફસોસનાક હાલત તેમને યાદ દેવડાવવામાં આવે તો અને તેમની ખરાબીઓ તેમને દેખાડવામાં આવે તો તેમને ચિંતા થાય છે, પરંતુ ફકત એટલી જ કે, થોડી વાર રડી લીધું, અને બેફિકર થઈ ગયા. બહુ હિમ્મત કરી તો એક—બે સમયનું ખાવાનું છોડી દીધું. રડતી સૂરત બનાવીને બેસી ગયા, પરંતુ ઉપાય તરફ બિલકુલ લક્ષ નહિ, બલકે આ સદમામાં પણ જો કોઈ દુનિયાનું કામ યાદ આવ્યું તો તરત તેમાં લાગી ગયા. ભલા, આ કોઈ ફિકર કહેવાય. આ તો અલ્લાહ તઆલાને ધોકો દીધો કહેવાય. એક ફારસી પંકિતનો અર્થ અત્રે સૂચક છે : "તમે તે લોકોની જેમ ન થતા, જે નમાઝ તથા દુરૂદથી અલ્લાહ તઆલા અને રસૂલ (સલ.)ને બેહલાવવા ચાહે છે અને સાચી તલબ તેમનામાં નથી."

## ગુનાહો પર ફકત રડવાથી તદબીર વિના કામ નથી ચાલતું

અમુક લોકો હંમેશા પોતાની હાલત પર પરેશાન રહે છે તથા અફસોસ કરે છે, પરંતુ કદી ઉપાય તરફ લક્ષ નથી હોતું, તો ખાલી પરેશાન થવાથી શો લાભ ? જો કોઈ ભયંકર રોગી પ્રત્યેક મુલાકાતી સામે રડે અને દિન—રાત બળાપો કરે, પરંતુ ઈલાજ તરફ ધ્યાન ન આપે તો ખાતિમા—મૌત વિના બીજું શું પરિણામ નીકળશે ?

એ જ રીતે દિલની બીમારીઓ તથા ગુનાહોમાં પણ મૂળ ઉપાય એ જ છે કે, કોઈ કામિલ બુઝુર્ગની સેવામાં જઈ તેમના કહેવા પર અમલ કરે. ગુનાહોથી બચવા પર કમર બાંધે અને નફસ—મનની વિરુદ્ધ જે ઈલાજ બતાવે

તે પર સબ્ર કરે. આ તદબીરથી અલ્લાહ તઆલાએ ચાહયું તો થોડાક દિવસમાં બધા રોગ મટી જશે તથા સારી ટેવો પડી જશે. એક બુઝુર્ગ કહે છે કે, "જો કોઈ સાચો તાલિબ હોય તો તેની મુરાદ જરૂર હાસિલ થાય છે અને યાર (અલ્લાહ તઆલા) જરૂર તેના પર મહેરબાન થાય છે," પરંતુ લોકોમાં તલબ જ નથી, નહિ તો ઈલાજ માટે તબીબ તો મવજૂદ છે.

## ફકત રડવું એ ગુનાહોનો ઈલાજ નથી

સારાંશ કે, ખાલી પરેશાનીથી કાંઈ નથી થતું. એ શયતાનનો ધોકો છે કે, દીનના જ રંગમાં દીનથી હટાવી રહયો છે. તેણે દિલમાં આ નકામો ખ્યાલ જમાવી દીધો છે કે, ફકત રડવું અને પરેશાન થવું કાફી છે. ઉર્ફી (કવિ) કહે છે કે, "જો રડવાથી (દોસ્ત)નો વિસાલ–મિલન મયસ્સર થાત તો મિલનની આશામાં સો વરસ રડવું પણ સરળ હતું, પરંતુ કયાંક રડવાથી પણ વિસાલ હાસિલ થઈ શકે છે ?" આપણી તે જ મિસાલ છે કે, ઘરબાર બધું તમારું, પરંતુ કોઈ વસ્તુને હાથ ન લગાડશો. આપણને ગુનાહોમાં ફસાવાનો રંજ પણ છે અને તેમને મિટાવવાની ખ્વાહિશ પણ છે, પરંતુ તદબીરનું નામ નથી. હા, છે તો એટલી કે, બે આંસુ વહાવી લીધાં.

## અબૂ તાલિબનું હુઝૂર (સલ.)ની કોશિશ છતાં ઈમાન ન લાવવું

સાહિબો ! વિચાર કરો, અબૂ તાલિબ રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સગા કાકા છે અને ઘણી મુહબ્બત કરવાવાળા કે જ્યારે કુરૈશનો પૂરો કબીલો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો દુશ્મન થઈ ગયો હતો ત્યારે પણ અબૂ તાલિબે આપ (સલ.)નો સાથ દીધો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પણ તેમનાથી ઘણી મુહબ્બત હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમના મુસલમાન થવાની ઘણી કોશિશ પણ ફરમાવી, પરંતુ ફકત આ જ કારણથી કે તેમણે (ઈસ્લામનો) ઈરાદો ન કર્યો, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કોશિશ અને મુહબ્બત

તેમને સહેજ પણ કામ ન આવી અને પોતાના જૂના દીન પર જ તેમનો ખાતિમો થયો. આથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઘણો સદમો થયો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તસલ્લી–આશ્વાસનના માટે આ આયત શરીફ ઊતરી : તરજુમો : "આપના ઈખ્તિયારમાં નથી કે, જેને ચાહો તેને હિદાયત આપી દો, એ તો અલ્લાહ તઆલાના ઈખ્તિયારમાં છે. તે જેને ચાહે તેને હિદાયત આપે છે." જ્યારે અબૂ તાલિબને પણ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ચાહવા છતાં કાંઈ નફો ન થયો, તો આજે કોણ માણસ અબૂ તાલિબથી વધારે હકદાર હોય અને કોણ બુઝુર્ગ છે જેમની ચાહત હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી વધુ મકબૂલ હોય. આથી જણાયું કે જ્યાં સુધી પોતે ઈરાદો ન કરે, બીજાનાં ચાહવાથી કાંઈ નથી થતું.

## ઈરાદા અને આરઝૂ-તમન્નામાં ઘણો ફેર છે

ઘણા લોકો કહયા કરે છે કે, અમારો ઈરાદો તો છે, પરંતુ એ સંપૂર્ણ ગલત છે, કારણ કે આરઝૂઓ બીજી વસ્તુ છે અને ઈરાદો બીજી વસ્તુ. મને બરાબર યાદ છે કે, મારા બાળપણમાં બે માણસો હજમાં જવા વિશે વાતચીત કરી રહયા હતા. તેમાંથી એકે કહયું કે, ભાઈ ! ઈરાદો તો પ્રત્યેક મુસલમાનનો છે. મેં કહયું કે, સાહિબો ! એ સંપૂર્ણ ખોટું છે. જો ઈરાદો દરેક મુસલમાનનો હોત તો જરૂર બધા જ હજ કરી આવત. હા, એમ કહો કે આરઝૂ પ્રત્યેક મુસલમાનની છે.

સારાંશ કે ફકત આરઝૂથી કામ નથી ચાલતું, જરૂરત છે ઈરાદાની અને ઈરાદો કહે છે, સામાન તૈયાર કરવાને, જેમ કે એક માણસ ખેતી કરવા ચાહે છે, પરંતુ તેનો કશો જ સામાન નથી કરતો, તો એ ઈરાદો નથી કહી શકાતો. હા, તેને ખેતીની આરઝૂ છે અને તેનો સામાન પણ ભેગો કરે છે તો એ નિઃશંક ઈરાદો છે. મતલબ કે, જ્યારે ઈરાદો હોય છે તો કામ જરૂર થઈ જાય છે. જો કોઈ કારણથી પોતે શકિત નથી હોતી તો કોઈ સહાયક મળી જાય છે, જે કામ પૂરું કરી આપે છે. તેને જ કહે છે : અર્થ : 'કોશિશ કરવી બંદાનું કામ છે અને પૂરું કરવું અલ્લાહ તઆલાનું કામ છે.' તો કામ શરૂ કરી દેવું જોઈએ. અલ્લાહ તઆલાની મદદથી પૂરું થઈ જશે.

## આખિરતનાં કામોનાં માટે ફુરસદની વાત જોવી, નફસનો ધોકો છે

ઘણા લોકો આ ઈન્તિઝારમાં રહે છે કે, ફલાણા કામથી ફુરસદ મળે, તો પછી તવબા કરીને પોતાની ઈસ્લાહ કરીશું. કોઈને છોકરાની શાદીની ફિકર છે, કોઈને મકાન બનાવવાની તો કોઈને જાયદાદની. સાહિબો! જરા વિચાર કરો, કેટલા વરસ આવું કહેતાં જતા રહયા કે આ વરસે જરૂર કાંઈ (ઈસ્લાહ) કરી લઈશું, પરંતુ આજ સુધી કામોનો સિલસિલો પૂરો નથી થતો. દુનિયાની પ્રત્યેક જરૂરતનો ખાતિમો, એક નવી જરૂરત પર થાય છે અને તેનો ખાતિમો એક બીજી જરૂરત પર હોય છે. છેવટે આ ઉંમર આ રીતે જ પૂરી થઈ જાય છે.

તો આવી હાલતમાં આજ કાલ પર ટાલવાથી શું લાભ? હિમ્મત કરીને કામ શરૂ કરી દેવું જોઈએ. અલ્લાહ તઆલા પોતે મદદ ફરમાવશે. કામિલ ન થશો તો ખાલી પણ ન રહેશો. બીજું કાંઈ ન થશે તો અલ્લાહ તઆલાની સાથે એક મુહબ્બત તથા લગાવ, દુનિયાથી બેરગબતી—નિઃસ્પૃહતા અને તબિયતને નફરત—ઘૃણા તો જરૂર થઈ જ જશે.

પરંતુ અફસોસ! આપણો આ હાલ છે કે, રોજ આ જ વાયદો રહે છે કે કાલે જરૂર કરીશું, પરંતુ આખી જિંદગી કાલ કાલમાં પૂરી થઈ અને કાલ ન આવી, ત્યાં સુધી કે મૌત માથા પર આવી જાય છે અને ત્યારે હસરત—અફસોસ સિવાય કાંઈ નથી બનતું ત્યારે આરઝૂ કરે છે કે, "હે અલ્લાહ! મને થોડીક ઢીલ મળી જાય તો હું કહયું માની લઉં અને પોતાની સુધારણા કરી લઉં." પરંતુ આ આરઝૂ રદ કરી દેવામાં આવે છે અને હુકમ થાય છે કે, હવે એક ઘડીની પણ મુહલત—મહેતલ નથી મળી શકતી." અને આપણે તો શું ચીઝ છે, નબીઓને પણ મુહલત નથી મળતી.

## હઝરત સુલયમાન (અલૈ.)ની હિકાયત-બનાવ

હઝરત સુલયમાન (અલૈ.) જેઓ મા'સૂમ એટલે ગુનાહોથી પાક અને

મકબૂલ નબી છે, તેમણે જ્યારે બયતુલ મુકદ્દસ (મસ્જિદે અકસા) બનાવવાનું શરૂ કર્યું તો કામ પૂરું થતાં પહેલાં તેમની વફાત–મૃત્યુનો સમય આવી ગયો તો આપ (અલૈ.)એ ઈચ્છા જાહેર કરી કે (મસ્જિદ) તૈયાર થતાં સુધી મુહલત આપવામાં આવે, પરંતુ કબૂલ ન થઈ. વિચારો, નબીની દરખ્વાસ્ત અને બયતુલ મુકદ્દસ બનાવવા માટે, પરંતુ નામંજૂર. છેવટે આપે આ દરખ્વાસ્ત મૂકી કે, મને એ રીતે મૌત દેવામાં આવે કે, જિન્નાતને મારા મૌતની ત્યાં સુધી જાણ ન થાય, જ્યાં સુધી મસ્જિદનું કામ પૂરું ન થાય. આ અરજ મંજૂર થઈ અને આદત મુજબ લાકડીના સહારે ઊભા થઈ ગયા અને એ જ હાલતમાં રૂહ કબ્ઝ થઈ ગઈ. પછી એક વરસ સુધી આપની લાશ એ જ રીતે ઊભી રહી. જિન્નાતે આપને જીવતા માનીને એ જ પ્રમાણે કામ ચાલુ રાખ્યું. જ્યારે કામ પૂરું થયું તો આપની લાશ જમીન પર પડી ગઈ અને ત્યારે જિન્નાતને આપની વફાત–મૃત્યુની જાણ થઈ અને આપની હાલત જોઈને સમજી ગયા કે આપની વફાતને આટલો સમય ગુજરી ગયો છે. તો આ રીતે મૌત દેવાથી કામ પણ થઈ ગયું અને લોકોને એની પણ હિદાયત થઈ ગઈ કે જિનોને ગૈબનો ઈલ્મ નથી. આ કિસ્સો–બનાવ કુર્આન શરીફમાં મવજૂદ છે. તો જ્યારે હઝરત સુલયમાન (અલૈ.)ને (મૌતે) મુહલત–ઢીલ ન આપી, અલ્લાહ તઆલાનું ઘર બનાવવા માટે, તો આપણને ગુનાહોનું ઘર બનાવવા માટે મુહલત કયારે મળી શકે છે ?

## આપણે કામનો ઈરાદો નથી કરતા, આપણો ઈરાદો નરી-ખાલી હવસ છે

સાર એ કે, આપણે ઈરાદો તો કરીએ છીએ, પરંતુ કામનો ઈરાદો નથી કરતા, કારણ કે કામનો ઈરાદો તે છે, જેની સાથે કંઈક કામ પણ કરવામાં આવે અને જેને આપણે ઈરાદો કહીએ છીએ, તે નરી હવસ છે. જે લોકો બુઝુર્ગોની તવજ્જુહના ઉમ્મીદવાર છે, તેમનાથી કોઈ એ તો પૂછે કે, શું તે બુઝુર્ગને પણ ખાલી તવજ્જુહથી જ સઘળું હાસિલ થઈ ગયું હતું અથવા તેમને કંઈક કરવું પડયું હતું ? જો તેમને કંઈક કરવું પડયું હતું તો શું કારણ કે તમને ખાલી તવજ્જુહ–લક્ષથી જ હાસિલ થઈ જાય.



## બુઝુર્ગોની તવજ્જુહ ક્યારે ફાયદો આપે છે ?

મને બુઝુર્ગોની તવજ્જુહનો ઈન્કાર નથી. ખચીત બુઝુર્ગોની તવજ્જુહથી ઘણું બધું હાસિલ થાય છે અને ઘણી બધી અસર થાય છે, પરંતુ તવજ્જુહ લેનાર પણ તો કંઈક કાબિલ–પાત્ર હોય. એ તવજ્જુહની અસર માટે પાત્રતાની પણ જરૂરત છે. જુઓ, જો ખેતી કરવા ચાહો તો જમીનમાં બી નાખવાની જરૂરત હોય છે, પરંતુ બી નાખવું પણ ત્યારે કામ આપે છે જ્યારે કે જમીન બંજર ન હોય, નહિ તો બીજ પણ બેકાર જાય છે અને મહેનત પણ. તો પ્રથમ તવજ્જુહની કાબિલિય્યત–લાયકાત પેદા કરો અને તેની રીત આ છે કે, કામ કરવાનો ઈરાદો કરો.

## ખાલી ઈરાદો પણ, બુઝુર્ગોની તવજ્જુહ વિના કાફી નથી

હા, નર્યો ઈરાદો પણ બસ નથી, જ્યાં સુધી બુઝુર્ગોની તવજ્જુહ– લક્ષ ન હોય, કારણ કે ઈરાદાના પૂરા થવા માટે એની જરૂર છે કે અલ્લાહ તઆલાની આપણી ઉપર તવજ્જુહ હોય–અને તેની નિશાની એ છે કે, બુઝુર્ગો–અલ્લાહવાળાઓની આપણી ઉપર તવજ્જુહ–ધ્યાન હોય. સાર એ કે, ન ચાલ્યા વિના કામ ચાલે છે, ન સાથી વિના સીધો રસ્તો મળે છે. જુઓ, જો કોઈ આંધળો કોઈ જગ્યાએ પહોંચવા ચાહે તો પ્રથમ તેને ચાલવાની જરૂરત છે. જો ચાલે જ નહિ તો હજાર સાથીઓ મળવા છતાં પણ રસ્તો ન કપાશે. ચાલવા પછી રફીક–સાથીની જરૂર પડે છે, કારણ કે જો કોઈ સાથી ન હોય તો રસ્તામાં કોઈ ઠેકાણે જરૂર ટક્કર ખાઈને પડશે. ખૈરિયતની સાથે મંઝિલ પર પહોંચવાની સૂરત આ જ છે કે, પોતાના પગોએ ચાલે અને રસ્તો બતાવનારનો હાથ પકડે. બિલકુલ એવી જ હાલત આ (અલ્લાહ તઆલાના) રસ્તાની છે કે, ઈરાદો અને કામ શરૂ કરવું પોતાના પગોએ ચાલવું છે અને કોઈ બુઝુર્ગનો હાથ પકડવો, રફીક–સાથીનો હાથ પકડવો છે.



## ખાલી મુરીદ હોવું પોતાની કોશિશ વિના કાફી નથી

અને એનાથી એ પણ જણાશે કે, લોકો જે આજકાલ ખાલી પીરી–મુરીદીને મૂળ કામ સમજે છે, એ ભૂલ છે. અસલ કામ પોતે ચાલવું છે અને કોઈ બુઝુર્ગના કહેવા પર અમલ કરવું છે. ભલે, મુરીદ કોઈથી પણ ન હોય. મારો મતલબ આ નથી કે, બયઅત થવામાં બરકત કાંઈ પણ નથી, બરકત જરૂર છે, પરંતુ તેને અસલ કામ સમજવું મહાન ભૂલ છે. આજે આ પીરી–મુરીદીના બારામાં તે જહાલત–અભણતા ફેલાય છે કે અલ્લાહ તઆલાની પનાહ.

## એક મક્કાર પીરની હિકાયત-બનાવ

મારા એક દોસ્ત બયાન કરતા હતા કે, એક મક્કાર–ધોકાબાઝ પીર સાહેબ કોઈ ગામમાં પહોંચ્યા. અકસ્માતે ખૂબ દૂબળા અને અશકત થઈ રહયા હતા. મુરીદોએ પૂછયું, પીર ! તમે આટલા કમજોર કેમ છો ? પીર સાહેબે જવાબ દીધો કે, 'જાલિમો ! તમને મારી કમજોરીની ખબર નથી. જુઓ, હું પોતાનું કામ પણ કરું છું અને તમારું પણ. તમે નમાઝ નથી પઢતા, હું તમારી નમાઝ પઢું છું. તમે રોઝા નથી રાખતા, હું તમારા તરફથી રોઝા રાખું છું તથા સૌથી મોટી તકલીફ આ છે કે, બધાના તરફથી પુલ સિરાત પર ચાલું છું, જે બાલથી બારીક–પાતળો અને તલવારથી તેજ છે. બસ, આ ચિંતાઓએ મને દૂબળો કરી દીધો. મુરીદો આ સાંભળીને ખૂબ ખુશ થયા. એક ગુજર જાતિના માણસે ખુશ થઈને કહયું કે, પીર ! મેં તમને પોતાનું ફલાણું ખેતર બખ્શિશ આપ્યું. પીરે વિચાર્યું કે, ગામવાળાઓનો કંઈ ભરોસો નહિ, હમણાં જ જઈને કબજો કરી લેવો જોઈએ. કહયું કે, ભાઈ ! હમણાં જ ચાલીને આપી દો. તે ગુજર ભાઈ સાથે થઈ ગયો. રસ્તામાં આકસ્મિક કોઈ ઢોળાવ–ટેકરા પરથી પીર સાહેબનો પગ લપસી ગયો અને તેઓ પડી ગયા. પડતાં જ તે ગુજરે એક લાત મારી અને કહયું કે, આટલા

પહોળા શેઢા પર ન ચાલી શકયો તો પુલ સિરાત પર કેવી રીતે ચાલતો હશે ? તું જૂઠો છે. જા ! અમે તને ખેતર નથી દેતા.

## જ્યારે દીનનાં કામ પીર સાહેબના ભરોસે છોડવામાં આવે છે, તો કયા કારણે દુનિયાનાં કામ નથી છોડવામાં આવતાં ?

સાહેબો ! સત્ય હકીકત એ જ છે કે, કામ પોતાના કરવાથી જ થાય છે, કોઈ બીજાના કરવાથી કોઈ કામ થતું નથી અને હું કહું છું કે, જો બીજાના કરવાથી કામ થઈ થઈ જાય છે તથા પોતાના કરવાની જરૂરત નથી રહેતી, તો એનું શું કારણ ? કે એ કાયદો દીનનાં કામોમાં જ ઉપયોગાય છે. દુનિયાનાં કામોમાં એનો ઉપયોગ કેમ કરવામાં નથી આવતો ? તેમને પીરના ભરોસે શા માટે નથી છોડી દેતા ? તો ન ખાઓ, ન પીઓ, ન ખેતીવાડી કરો. સઘળાં કામ તમારા તરફથી પીર જ કરી લેયા કરશે. તેમના ખાવાથી તમારું પેટ ભરાઈ જશે. તેમના જ પાણી પીવાથી તમારી તરસ છિપાઈ જશે. અફસોસ ! આ કામોમાં તો એ કાયદા ઉપર અમલ નથી કરતા, બલકે પોતાના કરવાને જરૂરી સમજો છો અને દીનનાં કામ એટલાં સસ્તા સમજી લીધાં છે કે, તેમાં આવા કાયદાનો ઉપયોગ થાય છે.

## અવધના એક પીરની હિકાયત-કિસ્સો

આ વાત પર મને એક લતીફો યાદ આવ્યો કે, અવધ (યુ.પી.)માં એક પીર હતા. તે નમાઝ ન પઢતા હતા. તેમના મુરીદ કહયા કરતા હતા કે, મક્કામાં જઈને નમાઝ પઢે છે. મારા એક દોસ્તે સાંભળીને કહયું કે, સાહેબ ! એનું શું કારણ છે કે, નમાઝના માટે તો મક્કા શરીફને અપનાવ્યું અને ખાવા તથા પાખાના માટે હિંદુસ્તાનને. જો નમાઝ ત્યાં પઢે છે તો ખાવું, પાખાનું કરવું પણ ત્યાં જ જોઈએ અને જો એ હિંદુસ્તાનમાં થાય છે તો નમાઝ પણ અહીં જ થવી જોઈએ.

## પીરનું કામ ફકત રસ્તો બતાવવું છે

યાદ રાખો કે, પીર ફકત રસ્તો બતાવવા માટે છે, કામ કરવા માટે નહિ, કામ તો પોતે કરવું જોઈએ. જો કોઈને શંકા હોય કે અમુક વખત પીરની તવજ્જુહથી મુરીદનાં દિલમાં એક કેફિય્યત પેદા થઈ જાય છે, જે પોતે મહેનત કરવાથી નથી પેદા થતી. તેનો જવાબ એ છે કે, ફકત એ કેફિય્યતથી કાંઈ ફાયદો નથી, જ્યાં સુધી પોતે કામ ન કરવામાં આવે, બલકે જો પોતે કંઈ ન કરવામાં આવે તો એ કેફિય્યત બાકી પણ નથી રહેતી.

## તવજ્જુહની અસરની મિસાલ

એ કેફિય્યતની એવી મિસાલ છે કે, આગની સામે બેસવાથી શરીર ગરમ થઈ જાય છે, પરંતુ તે ગરમી બાકી નથી રહેતી. આગની સામેથી હટીને હવા લાગી કે શરીરમાં ઠંડક પેદા થઈ. એ જ પ્રમાણે આ કેફિય્યતથી પણ પીરથી જુદા થતાં જ કોરાના કોરા રહી જાય છે.

## બે બુઝુર્ગોની હિકાયત-કિસ્સો

એક બુઝુર્ગે પોતાના જમાનાનાં એક બુઝુર્ગને કહયું કે, તમે પોતાના મુરીદોથી મહેનત લો છો અને અમે નથી લેતા. તેમણે આ સાંભળીને પોતાના એક મુરીદને કહયું કે, તમે જરા એમના મુરીદથી મુસાફહો કરો–હાથ મેળવો. હાથ મેળવતાં જ તે કમ–ઓછી મહેનતવાળા મુરીદ ખાલી રહી ગયા. પીરે તેમનાથી કહયું કે, જોયું, મહેનત ન કરવાનો નતીજો. હવે તમે અમારા કોઈ મુરીદને આ રીતે કોરો–ખાલી કરી દો ! વાત એ છે કે, પોતાની કમાઈની કદર પણ ખૂબ થાય છે અને મફતની વસ્તુની કંઈ કદર નથી હોતી.

પ્રખ્યાત છે કે, એક માણસ મા'મૂલી જોડાને શાલથી સાફ કરી રહયો હતો. લોકોએ તેને કારણ પૂછયું તો તેણે કહયું કે, શાલ તો મારા બાપની કમાઈની છે અને જોડા મારી કમાઈના છે. આવી ભૂલો થવાનું કારણ એ છે કે, આવા લોકો આલિમો પાસે નથી જતા. હા, નજર અને તવજ્જુહથી એટલો

ફાયદો છે કે, કામ પર લગાવી દેવામાં આવે. આગળ જે કાંઈ થાય છે તે પોતાના કરવાથી થાય છે.

## હઝરત હાફિઝ શીરાઝી (રહ.)ની હિકાયત

જેમ કે હઝરત હાફિઝ શીરાઝી (આરિફ તથા શાયર) (રહ.)નો બનાવ છે. સાંભળ્યું છે કે, આપ મોટા અમીરના દીકરા હતા અને હાલ તેમનો આ હતો કે, વહશી–જંગલી લોકોની જેમ જંગલોમાં ઘૂમ્યા કરતા હતા. તેમના પિતા તેમને નકામા સમજતા હતા. હઝરત નજમુદ્દીન કુબ્રાને ઈલ્હામ થયો કે, ફલાણી જગ્યાએ ફલાણા રઈસનો એક છોકરો છે, તેની જઈને ઈસ્લાહ–સુધારણા કરો. હઝરત નજમુદ્દીન (રહ.) તશરીફ લાવ્યા. હાફિઝ શીરાઝી (રહ.)ના વાલિદે ઘણી આગતા–સ્વાગતા કરીને થોભાવ્યા અને અરજ કરી કે, આપે શા માટે તકલીફ લીધી ? તેમણે ફરમાવ્યું કે, તમારા દીકરાઓને ભેગા કરો.

તેમણે હાફિઝ સિવાયના દીકરાઓને બોલાવીને તેમની ખિદમતમાં હાજર કર્યા. આપે સૌને જોયા અને ફરમાવ્યું કે, શું એમના સિવાય તમારો બીજો કોઈ દીકરો નથી ? હાફિઝના વાલિદ હાફિઝ (રહ.)ને બિલકુલ નકામા સમજતા હતા, એટલે કહયું કે, ના, કોઈ નથી. હઝરત નજમુદ્દીન (રહ.)એ કહયું કે, મને કશ્ફથી એક બીજો છોકરો હોવાનું માલૂમ થયું છે અને તે આમાં નથી દેખાતો. ત્યારે વાલિદે કહયું કે, એક બીજો છોકરો છે, પરંતુ ઘણો જ આવારા છે, વહશીઓ પેઠે જંગલોમાં રખડે છે. હઝરત નજમુદ્દીન (રહ.)એ ફરમાવ્યું કે, તેની જ જરૂર છે. હાફિઝના વાલિદને ઘણી નવાઈ લાગી કે, એ દીવાનાથી હઝરતને શું કામ હશે ? તલાશ કરાવ્યા, ખૂબ મુશ્કેલીએ મળ્યા. વહશી, માટીથી અટાયેલા એ જ હાલમાં હઝરત નજમુદ્દીન (રહ.)ની ખિદમતમાં હાજર કર્યા. હાફિઝ (રહ.)એ જયારે હઝરત (રહ.)ની સૂરત જોઈ તો બેખૂદ થઈને કદમોને લપટીને કહેવા લાગ્યા કે, હઝરત ! આપની નજરથી તો માટી પણ કીમિયો બની જાય. મુજ ગરીબના હાલ ઉપર પણ એક નજર ફરમાવો ! આપે તેમને છાતીએ લગાડયા અને ફરમાવ્યું કે, જાઓ, મેં તમારા પર નજર કરી. હઝરત નજમુદ્દીન કુબ્રા (રહ.) કોઈ સામાન્ય માનવી ન હતા, ઘણી મહાન હસ્તી હતા. આપની

વફાત એ રીતે થઈ કે, એક વાર તેમણે કોઈને શે'ર પઢતાં સાંભળ્યા, જેનો મતલબ આ હતો કે, "જાન (જીવ) દે, જાન દે, જાન દે." આપે ફરમાવ્યું કે, અફસોસ ! મહબૂબ–પ્રિય જાન માંગી રહયો છે અને કોઈ નથી સાંભળતું. પછી ફરમાવ્યું કે, મેં જાન દીધી, મેં જાન દીધી, મેં જાન દીધી. આવું કહેતાં કહેતાં તેમનો ઈન્તિકાલ થઈ ગયો. સારાંશ કે હાફિઝ (રહ.)ને સીનાથી લગાવીને તેમણે ફયઝ આપ્યો અને પોતાના નજરપાત્ર બનાવ્યા, પરંતુ નરી નજર પણ કાફી ન થઈ, બલકે તેની સાથે મહેનત, મુજાહદા–તપસ્યાની પણ જરૂર પડી. એ બીજી વાત છે કે, લાયકાત સારી હોવાના કારણે વધારે મહેનતની જરૂર ન પડી.

## સારી લાયકાતવાળાઓને થોડી મહેનત પણ કાફી હોય છે

કારણ કે અમુક વખત એવું થાય છે કે, તેમને થોડા કામથી ઘણો લાભ થઈ જાય છે. હઝરત નિઝામુદ્દીન અવલિયા (રહ.)ની પાસે એક માણસ આવ્યો અને એક અઠવાડિયામાં ખિલાફત લઈને ચાલતો થયો. આપ (રહ.)ના બીજા મુરીદ તેને જોઈને ઘણા નાખુશ થયા. તેમને વસવસો આવ્યો કે, હઝરત ! અમારા પર પૂરી તવજ્જુહ નથી ફરમાવતા. આપે તે લોકોના અંદાઝથી તેમના વસવસાને પામી લીધો અને તેમના ઈલાજના માટે ફરમાવ્યું કે, થોડાંક લીલાં ને થોડાંક સૂકાં લાકડાં ભેગાં કરો. જ્યારે લાકડાં આવી ગયાં તો ફરમાવ્યું કે, લીલાં લાકડાંમાં આગ લગાડો ! બધાએ ખૂબ મહેનત કરી, પરંતુ આગ ન લાગી. તે પછી ફરમાવ્યું કે, આ સૂકાં લાકડાંમાં આગ લગાડો. આગ લગાડતાં જ તે સળગી ઊઠયાં.

આપે ફરમાવ્યું કે, એનું શું કારણ ? કે આ લાકડાં તરત જ સળગી ગયાં અને પહેલામાં (આટલી મહેનત છતાં) આગ ન લાગી ? લોકોએ કહયું કે હુઝૂર, પ્રથમવાળા લાકડાં લીલાં હતાં અને આ સૂકાં છે. લીલાં લાકડાંમાં આગ નથી લાગતી.

હઝરતે ફરમાવ્યું કે ઝાલિમો, તમે લીલાં લાકડાં થઈને મારી શિકાયત

કરો છો, અને આ સૂકાં લાકડાંનાં સળગી ઊઠવા પર તઅજ્જુબ કરો છો? તે જલાઉ લાકડું થઈને આવ્યો હતો. ફકત એક ફૂંકની જરૂર હતી. માટે એક જ ફૂંકમાં સળગી ઊઠયો અને તમે લીલાં લાકડાં થઈને આવ્યા છો. તમને રાત–દિવસ ફૂંકું છું, પરંતુ આગ જ નથી પકડતાં. તો એમાં મારા તરફથી કમી છે અથવા તમારો કુસૂર છે ? સાર એ કે અમુક બળ્યા–ઝળ્યા એવા પણ હોય છે કે, તેમને થોડા જ કામમાં ઘણું મળી જાય છે અને એક જ નજરમાં તેઓ કયાંથી કયાં પહોંચી જાય છે, પરંતુ પહેલા કે પછી કંઈ ને કંઈ મહેનત–મુજાહદો જરૂર કરવો પડે છે.

## મહેનત કરવા પછી પણ જે કાંઈ મળે છે તે, ખુદાપાકનો ફઝલ છે

અને મહેનત કર્યા પછી પણ જે કાંઈ મળે છે તે, ફકત અલ્લાહ તઆલાનો ફઝલ છે. નહિ તો તેના પર કોઈનું જોર નથી, પરંતુ તેમની આદત હંમેશાથી આ જ રહી છે કે, જે તે બાજુ જરાક ઘ્યાન આપે છે, તેઓ તેની તરફ ખૂબ ઘ્યાન આપે છે. તે સહેજ કામ કરે છે કે તેઓ ઘણું બધું આપી દે છે. સાહિબો, આ કાંઈ મામૂલી વાત છે કે કામ પૈસાનું કરો અને મળે અશરફી–સોનામહોર. એક શાયર–કવિ એના જ વિશે કહે છે : "કે એવું બઝાર કયાં મળશે ? કે એક ફૂલ આપ્યું અને બદલામાં આખો બાગ મળી ગયો." બીજો શાયર કહે છે : "કે તે અડધી જાન લઈને સેંકડો જાનો આપે છે." પછી શું જોઈએ એથી વધારે ? સારાંશ કે જે તદબીર કરવાની છે, લોકો તેને નથી કરતા. ફકત અધૂરી તદબીર–ઉપાય કરે છે. હાલાં કે સંપૂર્ણ ઉપાય કરે, ત્યારે લાભ થાય છે.

## વઅઝ-બયાનનો ખુલાસો-નિચોડ-સાર

હવે હું વઅઝનો સાર રજૂ કરું છું તથા આખિરત–પરલોકથી ગફલત–લાપરવાઈની બુરાઈ એક દષ્ટાંતથી સમજાવું છું. જુઓ, જયારે કોઈ સફરનો ઈરાદો હોય છે, તો તેના માટે કેટલી વ્યવસ્થા કરો છો.

કપડાં–લત્તા, સર–સામાન, રસ્તાનું ભાથું. એવું નથી થતું કે બહાર નીકળતી વેળા તૈયારી થાય. જો એવું થાય તો મૂર્ખ સમજવામાં આવે છે અને પોતે પણ પોતાને મૂર્ખ સમજે છે. કેમ સાહિબ ? જ્યારે આવી નાની સફર માટે પહેલેથી ફિકર અને તૈયારી કરવામાં આવે છે, તો મોતનાં આટલી મોટી સફર માટે કેટલી તૈયારીની કેટલા સમય પહેલા જરૂર પડશે, કારણ કે આ તે સફર છે, જ્યાંથી કદી પાછું નથી આવવાનું.

દુનિયામાં બે પ્રકારના લોકો છે. એક તે જે ખુદા તઆલાની ઈબાદતમાં લાગેલા છે. બીજા તે જે ગુનાહોમાં સપડાયેલા છે. પ્રથમ પ્રકારના લોકો માટે એ સફર દિલચસ્પી અને શોખની સફર છે, જ્યારે બીજા પ્રકારનાં લોકો માટે એ સફર (આખિરતનો) ગભરાટ અને ડરની સફર છે. આ જ બન્નેવ સૂરતો દુનિયાના સફરમાં પણ હોય છે. જુઓ, જો કોઈ માણસ બાદશાહને ત્યાં મહેમાન તરીકે બોલાવવામાં આવે, તો એ સફર તેનાં માટે શોખની સફર હશે. એ માટે તે પહેલેથી કેવી રીતે અને કેટલી તૈયારી કરશે. પોતાની પાસે ન હશે, તો બીજા પાસે માંગીને કરજ લઈને વસ્તુઓ ભેગી કરશે અને બધી રીતે તૈયાર થઈને સફરનો ઈરાદો કરશે.

એ જ રીતે કોઈ માણસે ચોરી કરી હોય અને તેના નામથી જો સરકારી સમન્સ–પકડ વોરંટ આવી ગયો હોય તો, વિચારો, જતાં પહેલાં તે કેટલી તૈયારી કરશે. પોતાની સફાઈના સાક્ષી ભેગા કરશે. વકીલોથી મળીને સલાહ લેશે. યાર–દોસ્તોની રાય પૂછશે. સાર એ કે તેનાથી જે બનશે તે, બધું જ કરશે. મતલબ કે બન્ને પ્રકારની સફરમાં અનેક જાતની તૈયારી કરવામાં આવે છે, તો પછી શું કારણ કે જ્યારે આજ બન્નેવ સૂરતો આખિરતનાં સફરમાં પણ છે, તો તેની તૈયારી કેમ નથી કરવામાં આવતી અને લાપરવાહી રાખવામાં આવે છે ?

સાહિબો, એ તો યકીની છે કે આખિરતની સફર આવનાર છે. જો આપણે તાબેદાર છીએ, તો આપણાં માટે એ શોખની સફર હશે. નહિ તો ખૌફ–ડરનો સફર હશે. તો બતલાવો, કે તમે શોખથી શી તૈયારી કરી અને છૂટકારાની શું સૂરતો અપનાવી ? જો ઊંડાણથી વિચારો, તો આખિરતની સફર પ્રત્યેક મુસલમાનનાં માટે, શોખ અને ડરનાં બન્નેવ પહેલૂ ધરાવે છે, કારણ કે ઈમાન ડર અને ઉમ્મીદની વચ્ચે છે. ન અલ્લાહ તઆલા પર

ગર્વ–નાઝ થઈ શકે છે અને ન તેમનાથી નાઉમ્મીદ થવું જોઈએ.

## ડર તથા ઉમ્મીદ બન્નેવની જરૂરત છે

મુસલમાનોની મૂળ હાલત એ હોવી જોઈએ કે ખૌફ તથા શોખ ભેગાં હોય. જુઓ, નબીઓની હાલત અલ્લાહ તઆલા વર્ણવે છે : **"યદ્ઉીન–ના રગબંવ્ વ રહ્બા"**. તરજુમો : "તેઓ પુકારે છે અમને શોખથી તથા ખૌફથી". આ બન્નેવ વાતો તેમનામાં ભેગી છે. હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે, જો કિયામતના મેદાનમાં પુકારવામાં આવે કે, ફકત એક માનવી જન્નતમાં જશે તો મને એ આશા હશે કે, તે માણસ હું છું અને જો પુકાર થાય કે ફકત એક માનવી દોઝખમાં જશે તો મને એ ડર હશે કે તે માણસ હું જ હોઈશ.

સારાંશ કે મુસલમાનને પ્રત્યેક સમયે શોખ પણ હોવો જોઈએ અને ખૌફ પણ અને જ્યારે એ છે તો, હર ઘડી તવબા–ઈસ્તિગફાર પણ કરતા રહેવું જોઈએ અને દીનનાં કામોમાં પૂરી કોશિશ થવી જોઈએ. અલ્લાહ તઆલા ફરમાવે છે : તરજુમો : "હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને એને વિચારો કે, કાલના– આખિરતના માટે શું કરી રાખ્યું છે ?

## પોતાના કામ માટે દુઆ પણ કરો

પોતાનાં કામો માટે પોતે પણ દુઆ કરો તથા બુઝુર્ગોથી પણ દુઆ કરાવો. એક સાહિબ મને કહેવા લાગ્યા કે, "હું એ લાયક જ નથી કે પોતે દુઆ કરું." મેં કહયું કે, "કલિમો પઢો છો કે નહિ ?" કહેવા લાગ્યા કે, હા, પઢું છું. મેં કહયું કે "એનું શું કારણ કે તમે કલિમો પઢવાના લાયક તો છો, પરંતુ દુઆ કરવાના લાયક નથી. ? આ શયતાની શરારત છે કે, દિલમાં એમ નાખે છે કે, પોતાને દુઆના લાયક ન સમજવું તવાઝુઅ–નમ્રતા છે." એક માણસે આ પણ ફરમાઈશ કરી કે તમે જ ઈસ્તિખારો પણ જોઈ આપો. ખુલાસો એ કે બધું જ બીજા કરી આપે, પોતે કોઈ જ તકલીફ ન લેવી પડે, પરંતુ ખાવામાં એ કદી ન સમજ્યું કે, પોતે ન ખાય, બુઝુર્ગોને જ ખાવાનું કહી દે. હવે દુઆ કરો, અલ્લાહ તઆલા અમલની તૌફીક આપે. આમીન, યા રબ્બલ આલમીન !

પ્રકાશન નં. ૫૩૬

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની
બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# ગફલતને દૂર કરવી જોઈએ



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,
ગુજરાત–ઈન્ડિયા

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# ગફલતને દૂર કરવી જોઈએ

નહ્મદુહુ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ. **અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ, બિસ્મિલ્લાહિ ર્રહમા નિર્રહીમ. યા અય્યુહલ્લઝી-ન આમનૂ લા તુલ્હિકુમ્ અમ્વાલુકુમ વલા અવ્લાદુકુમ અન્ ઝિક્રિલ્લા-હ. વ મંય્યફ્અલ્ ઝાલિ-ક ફ-ઊલાઈ-ક હુમુલ ખાસિરુન.** છેવટ સુધી

**તરજુમો :** "હે ઈમાનીઓ ! તમને તમારા માલ તથા અવલાદ અલ્લાહ તઆલાની યાદથી ગાફિલ ન કરી દે અને જે એવું કરશે, તેઓ નાકામ-નિષ્ફળ રહેનારાઓમાંથી હશે અને અમે જે કંઈ તમને દીધું છે, તેમાંથી એથી પહેલા ખર્ચ કરી લો કે તમારામાંથી કોઈનું મોત આવીને ઊભું થઈ જાય. ફરી તે કહેવા લાગે કે, 'હે મારા પાલનહાર ! મને થોડાક દિવસ ઢીલ કેમ ન આપી કે, હું ખેર-ખેરાત કરી લેત અને નેક લોકોમાં શામિલ થઈ જાત ! અને અલ્લાહ તઆલા મુહલત-મહેતલ કોઈને કદાપિ નથી આપતો સમય આવી ગયા પછી, અને અલ્લાહ તઆલા તમારાં કામોની સંપૂર્ણ ખબર રાખે છે !"

## બયાનની આવશ્યકતા

આ 'સૂરએ મુનાફિકૂન'ની ત્રણ આયતો છે, તેમાં અલ્લાહ તઆલાનો એક અગત્યનો વિષય વર્ણવવાનો હેતુ છે. બાકીના વિષય તેના તાબે-મા-તહત છે, તેની જ તાકીદના માટે વર્ણવાયા છે. તે અગત્યનો વિષય એવો છે કે, તેને જાણવાની અત્યારે સૌને જરૂરત છે, કારણ કે આમ

તોર પર સામાન્યતઃ તેમાં કોતાહી થઈ રહી છે અને એ જાણવા છતાં કે તેમાં અમારાથી કોતાહી થઈ રહી છે, પરંતુ મનન ન કરવાથી તેને રોગ જ નથી સમજતા અને તેથી જ તે ભયંકર રોગ ગણાશે !

## દુનિયામાં ખૂંપી જવું સર્વ ગુનાહોનું મૂળ છે

અત્યારે ગુનાહોની યાદીમાં, ચોરી, વ્યભિચાર, જૂઠ, ખૂનને તો પ્રત્યેક માનવી શામિલ કરે છે, પરંતુ કેટલાક ગુનાહ એવા છે કે તે, એ બધા ગુનાહોની જડ છે અને તેથી એ યાદીમાં પ્રથમ ક્રમે તે લખાવા જોઈએ અને તેમની ચિંતા સૌથી વધારે હોવી જોઈએ, પરંતુ તેના તરફ આપણું સહેજે લક્ષ નથી, ન તેને ગુનાહોમાં ગણીએ છીએ અને એ આપણી સૌથી મોટી બેપરવાઈ છે, તો આ આયતોમાં એવા જ રોગનું વર્ણન છે અને તે દુનિયામાં ખૂંપી જવું છે.

હવે જેનાથી ચાહો પૂછી લ્યો, કોઈ તેને રોગ નથી ગણતું. નમાઝ ન પઢવાને, બીજાના માલ દબાવી લેવાને, ઝિના કરવાને ગુનાહ સમજે છે, પરંતુ દુનિયામાં ખૂંપી જવાને કોઈ પણ ગુનાહ નથી સમજતું, જ્યારે કે એ રોગ એવો છે કે એમાં લગભગ સૌ જ ફસાયેલા છે, અને એવો ભયંકર રોગ છે કે સર્વ રોગોનું મૂળ એ જ છે, બાકી ગુનાહ એની જ શાખો છે, છતાં કામિલ તથા પરહેઝગાર વ્યક્તિઓ વિના સૌ જ તેમાં સપડાયેલા છે.

દીનદારોની દીનદારી પણ આટલી જ છે કે, નમાઝ પઢી લે, ભલે લાપરવાઈથી જ હોય અને દાઢી નીચી કરી લે, ભલે લોકોનો માલ દબાવી રાખ્યો હોય, લેન–દેનમાં બીજાઓને નુકસાન પહોંચાડતા હોય. સારાંશ કે દીનદાર પણ આજકાલ તેમને કહે છે, જેમની સૂરત દીનદારો જેવી હોય અને સીરત–ચરિત્રમાં ફક્ત તે વાતો હોય, જે બદનામીથી બચાવે, જેમ કે પાંચ ટાઈમની નમાઝ પઢવી, રોઝા રાખવા. બાકી આદતો ગમે તેવી ખરાબ હોય. એવા માણસો પોતે પણ પોતાને દીનદાર માને છે અને બીજાઓ પણ તેમને દીનદાર સમજે છે.

તેનાથી નુકસાન એ થાય છે કે, જો કોઈ એવા માણસથી મકર– ફરેબની

વાત જાહેર થાય છે, તો લોકો તેને દીનદારી માનીને અને પછી તેનાથી એવાં કામ જોઈને તમામ દીનદારોને તેના જેવા સમજીને સૌથી જ બદગુમાન થઈ જાય છે, અને જો ક્યાંક તેઓ મોલ્વી પણ કહેવાતા હોય, તો તેમની સાથે આલિમો પણ બદનામ થયા, તો એવા લોકોના દીનદાર કહેવાવાથી એક નુકસાન તો આ થયું કે તેમના કારણે દીનદાર બદનામ થયા અને બીજી ખરાબ અસર તેની એ થાય છે કે એવી હરકતો જોઈને લોકોને દીનદારીથી નફરત–ઘૃણા થઈ જાય છે.

તેઓ કહે છે કે, અમે મોટા મોટા દીનદાર જોયા, તમામ એવા જ હોય છે અને શયતાન આમ સમજાવે છે કે, જ્યારે દીનદાર આવા છે, તો એ દીનદારી બેકાર છે અને એ રીતે શયતાન તેમને ઓર પણ દુનિયામાં ખુંપાવી દે છે કે, "આવી દીનદારીથી ફાયદો જ શું ? એનાથી તો દુનિયાદાર જ સારા, કારણ કે જો દીનદાર થયા, તો ફલાણા જેવા થઈ જઈશું !" જો તેઓમાં દીનદારોની શકલ ન હોત, તો ભલે તે પોતે બરબાદ થાત, પરંતુ કોઈ બીજો તો ધોકામાં ન આવત.

## પૂર્વજ મુસલમાનોને જોઈને લોકો ઈસ્લામ કબૂલ કરતા હતા, આજના મુસલમાનોને જોઈને ઈસ્લામથી નફરત કરે છે

આપણા બુઝુર્ગો, સહાબએ કિરામ (રદિ.) વગેરેને જોઈને લોકો ઈસ્લામ તરફ આકર્ષાતા હતા. રહી તલવાર ઉઠાવવાની વાત, તો એ કાફિરોનું પ્રભુત્વ–ગલ્બો દૂર કરવા માટે હતી, જોઈએ તેમના ઈસ્લામ લઈ આવવાથી કે તાબેદારી કરવાથી, તલવારનો આશય લોકોને જબરદસ્તીથી મુસલમાન બનાવવાનો ન હતો !

## ઈસ્લામ તલવારથી ન ફેલાવાની ઉમદા દલીલ

તલવારથી કોઈ ઈસ્લામ નથી લાવ્યો, કારણ કે ઈસ્લામ દિલથી માનવાને કહે છે. જો તલવારના જોરથી લોકો ઈસ્લામ લાવત, તો તેમનાં દિલો પર ઈસ્લામની અસર શી રીતે થાત ? અને દિલો પર ઈસ્લામની અસર થવાની

દલીલ એ છે કે, તેમના અખ્લાક–આદતો (સુદ્ધાં) ખૂબ પાકીઝા તથા ઈસ્લામ પ્રમાણે થઈ ગયા હતા અને દિલો પર એ અસર થવાનું કારણ મુસલમાનોના મુઆમલાત (ની સફાઈ) તથા અખ્લાકી–નૈતિક પ્રભાવ હતો !

## ઈસ્લામની ન્યાયપ્રિયતાનો (અનેરો) કિસ્સો

મશહૂર બનાવ છે કે, એક યહૂદી પાસે હઝરત અલી (રદિ.)એ પોતાનું ખોવાયેલું બખ્તર જોઈને કહયું કે, 'એ મારું છે.' યહૂદીએ કહયું કે, 'ગવાહ લાવો.' અલ્લાહુ અકબર ! સહાબા (રદિ.)એ કેટલી હદે પોતાને ઈસ્લામી તાલીમનો નમૂનો બનાવી લીધો હતો કે જ્યાં પ્રજાને ઝબાનથી આઝાદી આપી, તો અમલી નમૂનો પણ સાથે દેખાડી આપ્યો કે એક યહૂદી (બિનમુસ્લિમ)ને આ હિંમત, કે બાદશાહે વકતથી (બેધડક) કહે છે, 'ગવાહ રજૂ કરો.' જ્યારે કે યહૂદી એક ઝલીલ કોમ હતી. જ્યારથી તેમણે હઝરત મૂસા (અલૈ.)થી બગાવત કરી હતી, ત્યારથી બરાબર હડધૂત થતા રહયા. તો કોમી ઝિલ્લતની સાથે આપ (હઝરત અલી (રદિ.)ની પ્રજામાં હોવા છતાં યહૂદીની આ હિંમત !!

## ઈસ્લામમાં આઝાદીનાં અર્થ

ભાઈઓ ! આ છે તે અસલી આઝાદી, ન તે જે આજે અપનાવાય છે કે દીનથી નીકળી ગયા, ખુદા પાકને છોડયા, રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને છોડયા. આઝાદી આ છે કે, કોઈ હકદારની ઝબાન બંધ ન કરીએ, કોઈ પર ઝુલ્મ ન ગુજારીએ. (ખુદ) હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ હાલ હતો કે, એક યહૂદીનું કંઈક કર્ઝ–લેણું આપના શિરે હતું. એક દિવસ તેણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મસ્જિદમાં આવીને સખ્ત તકાઝો કર્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શાનમાં ગુસ્તાખીના શબ્દો કહયા. સહાબએ કિરામ (રદિ.)એ તેને ધમકાવ્યો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબએ કિરામ (રદિ.)ને વાર્યા અને ફરમાવ્યું કે, તેને કહેવા દો ! હકદારને કહેવાનો અધિકાર છે.



આઝાદી આ છે કે, સત્તાધીશ થઈને પ્રજાને આટલી આઝાદી આપે. એ જ પ્રમાણે હઝરત અલી (રદિ.)એ પોતાના વર્તાવથી પબ્લિકને આટલી આઝાદ કરી દીધી હતી કે, તે યહૂદીએ (બિનધાસ્ત) કહયું કે, 'ગવાહ લાવો અથવા કોર્ટમાં જાઓ.' હઝરત અલી (રદિ.)એ કાઝી શુરૈહને ત્યાં, જે હઝરત ઉમર (રદિ.)ના સમયથી એ પદ પર નિયુક્ત હતા, અપીલ કરી. હઝરત શુરૈહ કાઝીએ (જરા પણ ગભરાટ અને સંકોચ વિના) સંતોષથી યહૂદીને પૂછયું : 'શું આ બખ્તર હઝરત અલી (રદિ.)નું છે ?' તેણે ના પાડી. પછી હઝરત અલી (રદિ.)ને કહયું કે, 'ગવાહ લાવો.' અલ્લાહુ અકબર ! જરા આઝાદી તો જુઓ કે, એક ન્યાયાધીશ (બેધડક) ખુદ ખલીફાથી ગવાહ તલબ કરે છે અને ખલીફા પણ કોણ ? હઝરત અલી (રદિ.) જેમના વિશે જૂઠની શંકા પણ નથી થઈ શકતી, પરંતુ એ ફક્ત (ઈસ્લામના સમાનતાના) કાનૂનને પ્રતાપે હતું !

## બીજી કોમોએ પ્રગતિ કરવાનું (ખરા અર્થમાં) ઈસ્લામથી શીખ્યું

અલ્લાહપાકના સમ ! જેમણે પણ સભ્યતા તથા પ્રગતિ શીખી, ઈસ્લામથી શીખી અને તે છતાં ઈસ્લામની બરોબર અમલ– આચરણ ન કરી શકયા. ખૈર, હઝરત અલી (રદિ.)એ બે સાક્ષી રજૂ કર્યા, એક (દીકરા) ઈમામ હસન (રદિ.)ને અને બીજા પોતાના આઝાદ કરેલા ગુલામ કંબરને. હઝરત અલી (રદિ.) અને હઝરત શુરૈહ કાઝી વચ્ચે આ બાબતમાં મતભેદ હતો કે, દીકરાની ગવાહી બાપના માટે માન્ય રખાય કે નહિ ? હઝરત અલી (રદિ.)ના મતે એ જાઈઝ હતું, તેથી તેમણે ઈમામ હસન (રદિ.)ને ગવાહીમાં પેશ કર્યા, પરંતુ કાઝી શુરૈહ (રદિ.)ના મતે એ નાજાઈઝ હોવાથી તેમની ગવાહી માન્ય ન રાખી અને હઝરત અલી (રદિ.)ને કહયું કે, તેમના બદલામાં બીજો એક ગવાહ લાવો ! કંબર આઝાદ હોવાથી તેમની ગવાહી માન્ય છે.

હઝરત અલી (રદિ.)એ કહયું કે, બીજા ગવાહ (હસન) સિવાય તો નથી ! આ સાંભળી કાઝી સાહેબે ખલીફા અલી (રદિ.)ની ફરિયાદ ફગાવી દીધી. આજકાલના અકીદતમંદો હોત તો કાઝી શુરૈહ (રદિ.)થી



લડી પડત. ખુદ કાઝી શુરૈહને પૂછવામાં આવત તો તેઓ સોગંદ સાથે કહી શકતા હતા કે, હઝરત અલી (રદિ.) સાચા છે, પરંતુ તેમણે શ્રદ્ધા પર શરીઅતના કાનૂનને પ્રાધાન્ય આપ્યું. હઝરત અલી (રદિ.)એ (ખલીફા હોવા તથા પોતે સાચા હોવા અને તેમના મતે દીકરાની ગવાહી માન્ય હોવા છતાં) કાઝી સાહેબનો ફૈંસલો સ્વીકારી લીધો. માઠું લગાડયા વિના અદાલતથી બહાર આવી ગયા. યહૂદીએ આ સઘળું જોઈને યકીન કરી લીધું કે, આ એમના સાચા મઝહબની જ અસર છે. આમ વિચારી તે આપ (રદિ.)ના પગોમાં પડીને કહેવા લાગ્યો કે, 'હઝરત ! લો, આ બખ્તર, એ તો આપનું જ છે. હું કલિમો પઢીને મુસલમાન થાઉં છું.'

હઝરત અલી (રદિ.)એ પોતાનું એ બખ્તર (ફરી ભેટ સ્વરૂપે) તેને જ આપી દીધું. તે યહૂદી આપ (રદિ.)નો અંતેવાસી બનીને આપની સાથે જ રહયો, ત્યાં સુધી કે એક લડાઈમાં શહીદ થઈ ગયો. હવે બતાવો કે, એ યહૂદી હઝરત અલી (રદિ.)ની તલવારને માથા પર જોઈને મુસલમાન થયો હતો કે, મ્યાનમાં જોઈને ? (અને આ પણ બતાવો કે તે યહૂદી લોઢાની તલવારથી ઘાયલ થઈને ઈસ્લામ લાવ્યો હતો કે, અખ્લાક–સુસંસ્કારની તલવારના પ્રહારથી ? યહૂદી અત્યારે દુનિયામાં હયાત નથી, બાકી અમે તેને સવાલ કરત કે બતાવ, મા'ત કરી ગઈ તને કઈ તલવાર ? અને તેનો જવાબ પણ વિરોધીઓ સાંભળી લેત. યાકૂબ ઈખરવી–ગુફિર લહૂ)

## મસાઈલ-મસ્અલાઓમાં ઈખ્તિલાફ-મતભેદ હોવો વાંધાજનક નથી !

આ કિસ્સાથી એ પણ જણાયું કે, આજે ઈખ્તિલાફ પર જે આલિમોને બુરું–ભલું કહેવામાં આવે છે તે સર્વથા અનુચિત છે, કારણ કે એ મતભેદ પ્રથમથી જ ચાલ્યો આવે છે. જુઓ, હઝરત અલી (રદિ.) તથા હઝરત શુરૈહ (રદિ.)માં પણ મતભેદ થયો, પરંતુ અત્યારની જેમ તેઓમાં બુરું–ભલું ન કહેવાતું હતું. એક બીજા પર કુફ્રના ફતવા ન લગાવતા હતા. આ હરકતો નિઃશંક, બુરી છે. નહિતર, ખાલી મતભેદ તો એક અનિવાર્ય બાબત છે.

તબીબોમાં પણ ઉપચાર બાબત મતભેદ થાય છે. એક જ કેસમાં બે વકીલો પાસે જશો, તો હરેકની રાય જુદી હશે, પરંતુ તે છતાં બન્નેવ એક જ દસ્તરખ્વાન (ટેબલ) પર સાથે બેસીને જમશે. તેમનામાં સહેજ પણ લડાઈ નથી થતી. ફરી શી વાત છે ? આલિમોમાં જરાક મતભેદમાં લડાઈ થઈ જાય છે. મહદ્અંશે તેનું કારણ આ જ હોય છે કે, મોટાઓ તો આપસમાં મળતા નથી. નાનાઓ એક બીજાની વાતને વધારીને નકલ કરે છે અને મોટાઓ તેમને અહીંની વાત ત્યાં પહોંચાડવાથી રોકતા નથી. પરિણામે એક–બીજાની સામે રિસાલા (નાની કિતાબો) લખાય છે, બુરું–ભલું કહેવાય છે અને ક્યારેક તેની ગરજ નફસાનિયત પણ હોય છે. ખૈર, આ તો એક આડ વાત થઈ.

મૂળ વાત આ હતી કે પહેલાના સમયમાં મુસલમાનો એવા હતા કે તેમને જોઈને લોકો ઈસ્લામ સ્વીકારી લેતા હતા. જ્યારે આજે સૌથી વધારે મુસલમાન જ બદનામ છે, અને કાફિરો શું કામ બદનામ ન કરે ? ખુદ મુસ્લિમો જ પોતાને બદનામ કરે છે. આપણો એ હાલ છે કે, જો કોઈને બહાર જવાનું થાય અને તેને દસ હજાર રૂપિયા (લગભગ સો વર્ષ પહેલાનાં) અમાનત મૂકવાની જરૂર પડે, તો મુસલમાન પર વિશ્વાસ નહિ કરે, મહાજન–શાહુકાર પર કરશે. અમુક ઠેકાણે તરાબ્લૂસ–ત્રિપોલીનાં ઝખ્મીઓ માટે ફાળો એકત્ર થયો અને અંગ્રેજોની મારફત રવાના થયો. મેં પોતે જોયું કે, મોટા મોટા અમીરો પ્રોપર્ટી વકફ કરે છે અને તેની વ્યવસ્થા સરકારને સોંપે છે, કારણ કે તેમને કોઈ યોગ્ય મુસલમાન નથી મળતો. આ બધું છતાં અફસોસ કે આપણને પોતાની જરાય દરકાર નથી !

## હઝરત મવ. મુહમ્મદ કાસિમ (રહ.)ની હિકાયત

હા, કેટલાક બંદા અલ્લાહ તઆલાના એવા પણ છે કે તે ખયાનત–અપ્રામાણિકતા તો શું આચરત, પૈસાને હાથ પણ નથી



લગાડતા. જેમ કે, હઝરત નાનોત્વી (રહ.) એક વાર બરેલી ગયા. એક અમીરે ઘણી મોટી રકમ પેશ કરીને આપને અધિકાર આપ્યો કે, આપને પસંદ હોય, તે કામમાં વાપરો. હઝરતે ફરમાવ્યું કે, મારામાં એ લાયકાત નથી અને (ખુશમિઝાજીના તોર પર ફરમાવ્યું કે) જો મારામાં એ કાબેલિયત હોત, તો અલ્લાહ તઆલા એ રૂપિયા મને આપત. જ્યારે ન આપ્યા, તો જણાયું કે એ સલાહિય્યત મારામાં નથી. (માટે) આપ પોતે જ ખર્ચ કરો.

અંતે તેણે સલાહ પૂછી કે, 'કયા કામમાં ખર્ચ કરું ?' તો હઝરત નાનોત્વી (રહ.)એ મશ્વરો આપ્યો કે, 'તેની જાયદાદ ખરીદીને તેની આવકથી એક મદ્રસહ શરૂ કરો.' તો અલ્લાહ પાકના આવા બંદા પણ છે, પરંતુ એટલા કમ છે કે અત્યારે હું મવલાનાની સાથે બીજા દસ–પંદર નામ પણ ન લઈ શકયો, કારણ કે એવા લોકો ખૂબ જ ઓછા છે અને પ્રથમના દૌરમાં બધા જ એવા હતા, જ્યારે અપ્રામાણિક ખૂબ જ જૂજ હતા. તેથી જયારે આ પ્રકારની ચર્ચા થતી તો, ખયાનત કરનારાઓની ગણતરી થતી. આજે જયારે સામાન્ય રીતે લોકો અપ્રામાણિક છે, તેથી અમાનતદારોની ગણતરી થાય છે. જેનો અર્થ સ્પષ્ટ છે કે, બાકીના સૌ અપ્રામાણિક છે. સારાંશ કે મુસલમાનોની આમ હાલત આ છે અને તેનું કારણ આ જ છે કે, આપણે બધા દુનિયામાં ખૂંપી ગયા છીએ, દીનની ચિંતા નથી.

## ગેર કોમોમાં જે સભ્યતા તથા પ્રગતિ દેખાય છે, તે પણ દીનના જ કારણે છે

જો કહો કે, ગેર કોમો જે આજકાલ પ્રગતિ કરી રહી છે, તે તો અતિશય દુનિયામાં ડૂબેલી છે, છતાં તેમની હાલત ઠીક છે. તેમનામાં સભ્યતા, પ્રામાણિકતા છે. એથી તો જણાય છે કે આમ કહેવું ખોટું છે કે, આપણી બરબાદી દુનિયામાં ખૂંપી જવાના કારણે છે. જો એ જ કારણ હોત, તો અન્ય કોમો આપણાથી વધારે બરબાદ હોત. જવાબ તેનો આ છે કે, તેમની



જાહેરી સભ્યતાનું કારણ એ જ છે કે, તેમણે એ આદતોમાં દીનદારોની જ નકલ કરી છે. તો પ્રગતિનું કારણ તે જ દીન નીકળ્યો, જો અસલ ન સહી તો, નકલ જ સહી.

વિગત તેની આ છે કે, તેમના આલિમોએ પોતાની કિતાબોમાં સ્વીકાર કર્યો છે કે, 'અમે જે કંઈ પ્રગતિ કરી તથા સભ્યતા શીખી છે, તે મુસલમાનોથી શીખી છે.' અને તેમનામાં એ દીનના કારણે આવી હતી, જેમ કે સત્ય બોલવું એક એવો ગુણ છે કે, સાચું બોલનારનો બધા જ વિશ્વાસ કરે છે. જુઓ, આ સિફતને લઈ કાફિરો પણ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મુહમ્મદ અમીન–પ્રામાણિક કહેતા હતા.

કા'બા શરીફના બાંધકામ વેળા હજરે અસ્વદ–કાળા પથ્થરને મૂકવા બાબત જ્યારે ઝઘડો ઊભો થયો અને તલવાર નીકળવાની નોબત આવી લાગી, જે તેમને ત્યાં રમત વાત હતી, તો સમજદારોએ પંચ નીમવા કહયું અને એ નક્કી થયું કે, જે મસ્જિદમાં સૌ પ્રથમ આવે, તે આ ઝઘડાનો ફેંસલો કરે. જ્યારે સૌ પ્રથમ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આવતા જોયા તો ખુશીનો ના'રો લગાડયો કે, મુહમ્મદ અમીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આવ્યા. આ આપની સત્યનિષ્ઠાને કારણે થયું અને લોકોએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ફેંસલા માટે વિનવ્યા !

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'હજરે અસ્વદ'ને એક ચાદરમાં મૂકીને પ્રત્યેક કબીલાનો સરદાર તેનો એક ખૂણો પકડે. આ રીતે તેને કા'બા શરીફ સુધી પહોંચાડે અને પછી તેના સ્થાને મૂકવા માટે મને પોતાનો વકીલ બનાવી દે. હવે વકીલનું કાર્ય અસીલનું જ ગણાય છે, તો મારું મૂકવું તમારા સૌનું મૂકવું ગણાશે ! અંતે એ પ્રમાણે જ થયું. તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર આપની સચ્ચાઈના કારણે કાફિરોને પણ સંપૂર્ણ વિશ્વાસ હતો કે આપ કયારેય કોઈને અન્યાય ન કરશે.

લોકો કહે છે કે, વેપાર માટે નાણાંની આવશ્યકતા છે, એ ખોટી વાત

છે. ફકત સચ્ચાઈ (તથા વિશ્વાસ)ની જરૂરત છે. જુઓ, ઘણી વાર પૈસાદારોને પણ ઉધાર નથી મળતું અને કેટલાય ગરીબોને મળી જાય છે. આથી જણાયું કે, પૈસા હોવા, ઈઝઝતની વાત નથી, બલકે સચ્ચાઈ તથા શ્રદ્ધાની કિંમત છે. તો આપણી શરીઅતની ખૂબી જુઓ કે, એવી વસ્તુ શિખવાડી કે, જો તે હોય તો એક પૈસાની પણ જરૂરત નથી અને ન હોય તો હજારો રૂપિયા પણ નકામા છે. તો અન્ય કોમોએ જોયું કે, મુસલમાન બરાબર પ્રગતિ કરી રહયા છે, આ જોઈને તેનું કારણ વિચાર્યું !

હવે અસલ રાઝને તો સમજી ન શકયા કે મુસલમાન અલ્લાહ તઆલાની તાબેદારી કરતા હતા અને તેથી અલ્લાહ તઆલાની મહેરબાની તેમને સાથે હતી અને તેમની હર હાલમાં પ્રગતિ થતી હતી. અહીં સુધી તો તેમની નજર ન પહોંચી, પરંતુ તે સુટેવો જે પ્રગતિનું બાહ્ય કારણ હતી, તેમના પર તેઓની દૃષ્ટિ ઠરી, જેમ કે સચ્ચાઈ, બીજાના હિતને પોતાના હિત પર અગ્રિમતા આપવી, સૌને સમાન ગણવા, કોઈને તુચ્છ ન ગણવું અને હરેકને સ્વતંત્રતા આપવી અર્થાત્ હકદારને પોતાના હક પ્રાપ્ત કરવાની આઝાદી, આ તેઓના લાભ જોઈને અન્ય કોમોએ તેને અપનાવી અને તેના લાભ અંકિત કર્યા !

આ ઈસ્લામની સત્યતાનો પુરાવો છે કે, જયાં ઈસ્લામે શીખવેલ સંસ્કારની નકલ છે, ત્યાં પણ તેના લાભ પ્રાપ્ત થઈ જાય છે, તો જયાં અસલ હશે ત્યાં તેના લાભ કેમ ન મળશે ? તો જણાયું કે બીજી કોમોની પ્રગતિનું કારણ પણ સુટેવો જ છે. ભલે, તેઓ દુનિયામાં ખૂંપેલા છે, પરંતુ સમજદારીથી તેઓ તેનામાં વિક્ષેપ નથી નાખતા. હા, મુસ્લિમો તથા અન્યોમાં એક પાયાનો ભેદ છે. તે એ કે મુસ્લિમોનો મકસદ તો એ ખસ્લતોથી અલ્લાહ તઆલાની ખુશનૂદી છે. જયારે અન્યોનો હેતુ ભૌતિક લાભોની પ્રાપ્તિ છે. તેનું પરિણામ એ હશે કે, મુસલમાન એના દુન્યવી નુકસાન છતાં સાચું જ બોલશે, જયારે અન્યો જો સત્ય બોલવામાં નુકસાનનો ડર ન હશે અને જૂઠની અન્યોને જાણ થવાનો પણ ડર ન હશે (જેથી ભવિષ્યમાં પણ નુકસાન ન થાય) તો એ હાલમાં શકય

નથી કે તેઓ સાચું બોલે.

આથી સાબિત થયું કે, મુસ્લિમોમાં જો એ ટેવો હોય તો એ દીન છે અને બિન મુસ્લિમોમાં હોય તો, દીનની નકલ છે. હવે એ વાંધાનો જવાબ થઈ ગયો કે અન્ય કોમો પણ પ્રગતિ કરી રહી છે જ્યારે કે દીન તેમનામાં નથી, જેથી શંકા થાય છે કે, પ્રગતિનો મદાર દીન પર નથી, કારણ કે તેમનામાં ભલે દીન નથી, પરંતુ દીનની સૂરત તો છે. તો અન્યોની પણ સંપૂર્ણ પ્રગતિ દીનની જ બરકતથી છે, તો મુસલમાન જેમનો મૂળ એ દીન છે, તેઓ જ્યારે તેને છોડશે તો શી રીતે બરબાદ તથા બદનામ ન થશે ? માટે મુસલમાનોની અધોગતિ સંપૂર્ણ રીતે દીન છોડવાના કારણે જ છે !

## દીનદારને આજે વહશી સમજવામાં આવે છે !

આ જ તે રોગ છે, જેને હું વર્ણન કરી રહયો હતો અને જેના પ્રત્યે એટલી અજ્ઞાનતા છે કે, અત્યારે એવા માણસને વહશી–જંગલી માનવામાં આવે છે, જેને દીનની ચિંતા હોય અને દુનિયાની લાલચ કમ હોય. કહે છે કે તે દુનિયાની જરૂરતથી અજાણ છે, જેનાથી ફલિત થાય છે કે, દીનની ફિકરને મૂર્ખાઈ માનવામાં આવે છે. એટલું જ નહિ, અકલમંદ તેમના નજદીક ફકત તે છે કે, જે વ્યાજ, જુગાર, લાંચ કશું જ ન છોડે. દિલ્હીમાં એક માણસે કહયું હતું કે, 'હવે તે સમય નથી કે મુસલમાન હલાલ–હરામને જુએ, અત્યારે તો ગમે તે રીતે રૂપિયા બનાવવા જોઈએ !'

અલ્લાહુ અકબર ! કેટલી હદે દુનિયામાં ડૂબી ગયા છે ? વિચારો, એ કેટલો ભયંકર રોગ છે કે તેને તંદુરસ્તી મનાય છે. આજે દીનથી બેપરવાઈને હુન્નર સમજે છે. જો કોઈની પાસે ડિગ્રી (કે પદ) હોય તો તે તરક્કી પર છે. ભલે, એક સમયની પણ નમાઝ ન પઢે અને જો નમાઝ તથા શરીઅતનો પૂરો પાબંદ હોય, પરંતુ અંગ્રેજી ન જાણતો હોય તો તે અર્ધજંગલી તથા મૂરખ છે, તો જે કોમનું દિમાગ આટલી

હદે વિકૃત થઈ ગયું હોય, તેના રોગિષ્ટ હોવામાં શી શંકા છે ? !

## આજકાલ ખાલી તસ્બીહ ફેરવવાને દીનદારી સમજે છે, અખ્લાકને દીનથી બહાર માને છે

અને હું ખાલી દુનિયાદારોને જ નથી કહેતો, બલકે દીનદારોને પણ કહું છું કે, તેઓ ફકત તસ્બીહ પઢવાને જ દીન માનવા લાગ્યા છે. અખ્લાક–સુસંસ્કારની કોઈ અસર તેમનામાં કયાંયે વર્તાતી નથી. મેં એવા લોકોને જોયા છે કે, જેઓ તસ્બીહ તો ખૂબ પઢે છે, પરંતુ ગરીબો પર તેમને સહેજે દયા નથી આવતી ! માથા પર અમામો પણ છે, કુરતો પણ નીચો છે, પરંતુ જુલ્મ અંતિમ દરજ્જાનો, એક પૈસો ખર્ચ ન કરશે, પોતાનો હક પણ ન હશે, તેને પોતાનો હક સમજશે.

આવા જ લોકોએ દીનને બદનામ કર્યો અને તેઓ જ ઐબને હુનર અને હુનરને ઐબ સમજે છે અને માને છે કે, વધારે પરહેઝગારીથી દુનિયાનું નુકસાન થાય છે. જયારે તેમનો આ હાલ છે તો દુનિયાદારોની શું શિકાયત કરવામાં આવે ? સાર એ કે દુનિયામાં ખૂંપી જવું સર્વ ગુનાહોનું મૂળ છે. ફરી એ કારણે ઓર પણ સંગીન થઈ ગયો કે, લોકો તેનાથી લાપરવા છે ! તો શરૂઆતની આયત શરીફમાં અલ્લાહ તઆલાએ તેનો ઈલાજ બતાવ્યો છે : 'હે મુસલમાનો ! તમને તમારો માલ તથા તમારી અવલાદ અલ્લાહના ઝિક્રથી ગાફિલ ન કરી દે !'

## દુનિયાનો સાર, માલ તથા અવલાદની મુહબ્બત છે !

આ આયત શરીફમાં દુનિયાને એક ટૂંકી જેવી યાદીમાં બતાવી દીધી અર્થાત્ માલ તથા અવલાદમાં આમ સમજો કે એ દુનિયાનો નિચોડ તથા સત્ત્વ છે. જુઓ, કોઈની ખુશહાલી વર્ણવવી હોય તો કહેવાય છે કે, ફલાણો માણસ માલ તથા અવલાદ બન્નેવમાં નસીબદાર છે !

## અલ્લાહના ઝિક્રથી મુરાદ ફરમાંબરદારી છે, ભલે એક પણ તસ્બીહ ન પઢે !

આ જે આયત શરીફમાં ફરમાવ્યું છે કે, અલ્લાહ તઆલાના ઝિક્ર—યાદથી બેપરવા ન કરી દે ! તો અલ્લાહ તઆલાના ઝિક્રથી ફકત આ જ મુરાદ નથી કે, અલ્લાહ અલ્લાહ કર્યા કરે, બલકે દરેક પ્રકારની ફરમાંબરદારી મુરાદ છે. જેમ કે, 'હિસ્ને હસીન' નામી હદીસ શરીફની કિતાબમાં છે : **કુલ્લુ મુતીઉલ્લાહિ ફહુ—વ ઝાકિરુન.'** અર્થાત્ : પ્રત્યેક ફરમાંબરદાર અલ્લાહ તઆલાનો ઝાકિર છે.

જો કોઈ અલ્લાહ તઆલાનો હુકમ બજાવી લાવવા માટે ખાણું ખાય, તો તે પણ અલ્લાહ તઆલાની યાદ છે, બલકે બીવી પાસે જવામાં પણ જો દીનની પાબંદીનો હેતુ હોય, તો તે પણ ઝિક્ર છે અને રાઝ તેનો આ છે કે, ઝિક્રનો અર્થ યાદ કરવું છે અને તેની નિશાની આ છે કે, જે કામ પણ હોય, તેની મરજી પ્રમાણે હોય, જેને યાદ કરવાનો તમે દા'વો કરતા હો !

તો ઝિક્ર ફકત તેને જ નથી કહેતા કે તસ્બીહ લઈને બેસે, જો કોઈ પાંચ વખતની નમાઝ પઢી લે, રોઝા રાખે, ઝકાત (ફર્ઝ હોય તો) તેને અદા કરે, હજ ફર્ઝ હોય તો તેને અદા કરી લે તો એ અલ્લાહ તઆલાનો ઝિક્ર કરનાર છે. ભલે, એક તસ્બીહ પણ ન પઢે. હા, એ જુદી વાત છે કે, તસ્બીહની જે ખાસ બરકતો છે, તેનાથી મહરૂમ રહેશે, પરંતુ નજાત—મુક્તિમાં સહેજે કમી ન રહેશે. હા, એ શરત ખરી કે, ગુનાહોથી બચતો રહે. જે માનવી ફર્ઝ, વાજિબ અદા કરીને ગુનાહોથી બચતો રહે તે અલ્લાહ તઆલાના ત્યાં મકબૂલ—સ્વીકારપાત્ર છે. તેને ન કબ્રમાં તકલીફ પડશે અને ન આખિરતમાં અઝાબ થશે !

## ઝિક્રની હકીકતની એક મિસાલ-ઉદાહરણ

ઝિક્રની હકીકત દીનદારી છે, તેનો એક દાખલો આપું. માની લો કે, એક માણસ કોઈ ઓરત પર આશિક થઈ ગયો અને તેની મુલાકાતની

કોશિશ કરી. ઓરતે કહયું કે, 'હું રાતના મળીશ, પરંતુ જરા આદમીઓનીં સૂરત બનાવીને આવજે !' હવે એ માણસ શું કરશે ? હજામત બનાવડાવશે, પાણી ગરમ કરશે, નહાશે, બજાર જઈને ભેટ આપવા માટે કોઈ જણસ ખરીદશે, (ફળ, ફૂલ કે મેવા મીઠાઈ ખરીદશે) મતલબ કે રાત સુધી એ જ ધૂનમાં રહેશે, પરંતુ (તે ઓરતનું) નામ આખા દિવસમાં એક વાર પણ નથી લીધું !

હવે જાહેરમાં તો મહબૂબથી ગાફિલ રહયો, બલકે પોતાને જ બનાવતો– સંવારતો રહયો તથા ખરીદ–વેચાણમાં લાગેલો રહયો, તેથી જેને રહસ્યની જાણ નથી તે તો આમ જ કહેશે કે, એ માણસ ઈશ્કના દાવામાં સંપૂર્ણ જૂઠો છે, પરંતુ જેને દિલની લગનીની જાણ છે તે જાણે છે કે, તેના દિલમાં તો પ્રત્યેક પળે તે જ મહબૂબા વસી છે. જો અત્તર–પરફયૂમ ખરીદયું છે તો એટલા માટે કે તેને લગાડીશ, ઝેવર ખરીદયું છે તો એ જ આશયે કે, તેને પહેરાવીશ !

સારાંશ કે તેનું હરેક કામ મહબૂબાના જ માટે છે, પોતાના માટે કંઈ નથી. નહિતર આ પૂર્વે એ કામ કેમ ન કર્યાં હતાં. તો જયારે દુનિયાની મહબૂબા–પ્રિયા આટલો ગલબો કરી શકે છે, તો શું અસલી મહબૂબ (અલ્લાહ તબારક વ તઆલા)ની મુહબ્બત પ્રત્યેક વસ્તુમાં ગાલિબ થઈ નથી શકતી ? !

## દુનિયાના કામ જો અલ્લાહ તઆલા માટે હોય, તો તે પણ ઈબાદત છે !

જો કોઈ વેપારીને અલ્લાહ તઆલાથી મુહબ્બત હોય, તો તે તે જ વસ્તુ લેશે જે અલ્લાહ તઆલાની મરજી પ્રમાણે હોય. ખાવું પણ તેના હુકમથી અને આરામ પણ તેને જ આધીન થઈને કરશે તો જાહેરી હાલ જોનાર ભલે તેને દીનદાર ન સમજે, પરંતુ હકીકતમાં તે ચુસ્ત દીનદાર છે. હદીસ શરીફમાં છે : જો કોઈ માણસ દીનના માટે ઘોડો પાળે, તો તેનું ખાવું–પીવું, સૂવું ત્યાં સુધી કે દોડવું–ભાગવું, પેશાબ–લીંડ કરવી

સઘળું તેની નેકીઓમાં લખાય છે !'

જુઓ, ખુદ તે માણસનો અમલ પણ નથી, બલકે ઘોડાનો અમલ છે, તેને પણ આ'માલનામા–કર્મપત્રમાં લખાય, તો ખુદ તેના અમલ જેમનો દીનથી સંબંધ હોય, ભલે જાહેરના હિસાબે તે દુનિયાના જ કામ લાગે, તો શા માટે તેની કર્મપોથીમાં નહિ લખાય ? એથી જણાયું કે, તેનો ઝાડો–પેશાબ કરવું પણ તેના માટે સવાબનું કારણ બનશે. જો શરીઅતના આદેશ અનુસાર હશે, તો તે પણ દીન છે અને તેથી જ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેની રીત તથા નિયમો બતાવ્યા છે !

હદીસ શરીફમાં છે : એક સહાબી સામે એક કાફિરે વ્યંગ–તન્ઝ રૂપે કહયું કે, 'તમને તમારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઝાડો–પેશાબ કરવાનું પણ શિખવાડે છે ?' તો તે સહાબીએ દિલેરીથી કહયું કે, 'બેશક, અમારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ પણ શિખવાડે છે. ! (જેમ કે જમણા હાથથી ઈસ્તિન્જો ન કરો અને ત્રણ ઢેલાથી કમ પર બસ ન કરો, વગેરે.) તો સહાબએ કિરામ (રદિ.) કેમ કે હકીકત સમજતા હતા, તેથી આવા પ્રસંગોએ વિરોધીઓથી શરમાતા ન હતા !

## આપણે લોકો દીનની ખુલ્લી વાતોમાં શરમાઈએ છીએ !

આજે આપણો હાલ આ છે કે, દીનની ખુલ્લી બાબતોમાં પણ ઝાંખપ અને નાનમ અનુભવીએ છીએ. એક (મુસલમાન) કહેતા હતા કે, 'મેં રેલમાં નમાઝ એટલા માટે ન પઢી કે, સઘળા હિંદુ જ તેમાં હતા, તેઓ મારી નમાઝ પર હસી પડત અને આમ ઈસ્લામની બેઈઝઝતી–માનહાનિ થાત !' લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ. આજે અહીં સુધી નોબત પહોંચી ગઈ છે !

## હઝરત ખાલિદ (રદિ.)નો બોધદાયક કિસ્સો

(આથી ઊલટો) કિસ્સો હઝરત ખાલિદ (રદિ.)નો છે. હામાન અર્‌મની પાસે જ્યારે મુસલમાન ગયા તો ત્યાં રેશમનું ફર્શ બિછાવેલું હતું. હઝરત ખાલિદ (રદિ.)એ આદેશ આપ્યો કે, તેને ઊંધું કરી દેવામાં આવે ! હામાને કહયું કે, 'મેં આપની ઈઝઝત માટે રેશમી ફર્શ પાથરી હતી, આપે કબૂલ ન કરી !' હઝરત ખાલિદ (રદિ.)એ જવાબ આપ્યો કે, 'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને એના ઉપયોગની મનાઈ ફરમાવી છે અને તું જે કહે છે કે, મેં ઈઝઝત કરી હતી, તો સમજ કે જમીન અલ્લાહ તઆલાની ફર્શ છે, જે તારા રેશમી ફર્શથી હજાર દરજ્જે બેહતર છે !'

એ હઝરાતનાં દિલ એવાં ખુલી ગયાં હતાં કે, ગમે તેવા મોટા માણસોથી પણ (હક કહેવામાં) છપાતા ન હતા. સાહિબો ! આ છે હોંસલો તથા ઊંચી હામ, જ્યારે પ્રત્યેક ચળકતી વસ્તુની ચમક-દમકથી આપણી આંખો અંજાવા લાગી, તો તે બુલંદ હિમ્મતી રુખ્સત થઈ ગઈ !

એક ઠેકાણે અમુક સહાબએ કિરામ (રદિ.) ઈસાઈઓના હાથમાં કેદ થયા. ઈસાઈઓ પોતાનો ઠાઠ-માઠ દેખાડવા તેમને પોતાના ચર્ચમાં લઈ ગયા. તેને તેમણે ખૂબ શણગાર્યો તથા ખૂબસૂરત-રૂપાળી ઓરતોથી પણ આકર્ષિત કર્યો હતો. હેતુ આ હતો કે તેમનું રૂપ-સૌંદર્ય જોઈને તેમને પામવાની તાલાવેલીમાં ઈસાઈ ધર્મ સ્વીકારી લેશે. સહાબએ કિરામ (રદિ.)એ આ સામાન જોઈને અલ્લાહુ અકબરના ના'રા લગાડયા. લખ્યું છે કે, એ તકબીરની હેબતથી ગિરજાઘરમાં હલચલ મચી ગઈ અને ત્યાંની કંદીલો આપસમાં ટકરાવા લાગી. સાહિબો ! આજે આપણી તકબીરોથી આવું શા માટે નથી બનતું ? ખુદા પાકની કસમ, આપણે (ઈસ્લામની ઊંચાઈએથી) બિલકુલ પટકાઈ ચૂક્યા છીએ, નકામા થઈ ચૂક્યા છીએ.

હઝરત હુઝૈફા (રદિ.)થી એક વાર બિન મુસ્લિમોની હાજરીમાં

લુકમો નીચે પડી ગયો. આપે સાફ કરીને ખાય લીધો. અજમી લોકો નવાઈ પામ્યા, એથી પહેલા જ આપના ખાદિમે આપના કાનમાં કહી દીધું હતું કે, અહીંના લોકો એને બુરું માને છે. આપ (રદિ.)એ ઊંચા સાદે જવાબ દીધો કે, 'શું આ મૂરખાઓને માટે મારા મહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો તરીકો છોડી દઉં ?' સહાબએ કિરામ (રદિ.)ના દિલોમાં અલ્લાહ તઆલાની ઈઝઝત હતી, તેથી તેની આપેલ રોઝીની પણ કદર હતી. જયારે આપણે પાલનહારની મહાનતાથી અજાણ હોવાથી પ્રત્યેક નેઅમતમાં ખામી શોધીએ છીએ કે આ તો કાચી રહી ગઈ અને આમાં તો નમક બરાબર નથી.

## બુદ્ધિ આપણને મુશ્કેલ રસ્તે લઈ જવા ચાહે છે, જ્યારે શરીઅત સરળ રસ્તે

મારો આશય એ નથી કે કાચી ખાયા કારો. જો કે અક્કલનો ફતવો તો એ જ છે કે, કાચી પણ ખાઈ જયા કરો, કારણ કે બાદશાહોના બાદશાહે આપેલ તોહફો–ભેટ છે, પરંતુ કુરબાન જાવ, શરીઅત પર કે તેણે આપણા પર રહમ કરી અને તેને ન ખાવાની પણ (એબ કાઢયા વિના) રજા આપી. આથી જણાય છે કે, અક્કલ આપણને દુશ્વાર રસ્તે લઈ જવા ચાહે છે, જયારે શરીઅત આસાન રસ્તો બતાવે છે. જેમણે બુદ્ધિ તથા શરીઅતની તુલના કરી લીધી છે, તેઓ કહે છે : તરજુમો, બુદ્ધિ તો ખૂબ ચકાસી જોઈ, હવે શરીઅત પર અમલ કરીશું.

સાર એ કે સહાબએ કિરામ (રદિ.)નો હાલ એ હતો કે, તેઓ દીનની હકીકત જાણતા હતા, તેમના મતે દીન ફક્ત નમાઝ–રોઝાનું જ નામ ન હતું, બલકે જે કામ પણ અલ્લાહ તઆલાના માટે કરાય તેને દીન સમજતા હતા. ભલે, જાહેરમાં તે દુનિયાની જ જરૂરત હોય. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એવી હાલતમાં નમાઝ પઢવાથી રોકયા છે, જયારે પેશાબ–પાખાનાનો (સખત) તકાઝો હોય. તેથી એવી હાલતમાં મસ્અલામાં નમાઝ પઢવાને હરામ તથા ઈસ્તિન્જાથી

ફારિગ થવાને વાજિબ બતાવ્યું છે.

## જો ઈબાદત પણ નિયમ વિરુદ્ધ હોય, તો નાજાઈઝ છે

અહીં એક કામની વાત યાદ આવી. લોકો કહે છે કે, આલિમો ઝિયારત, ચાલીસમું વગેરેને હરામ બતાવે છે. હું કહું છું કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તો નમાઝને મના ફરમાવે છે, તેના જવાબમાં કહેશો કે, નમાઝથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મના નથી ફરમાવતા, બલકે બેઢંગાપણાથી મના ફરમાવે છે. હું કહીશ કે, મોલ્વી પણ એવા જ બેઢંગાપણાથી રોકે છે.

## અમલી રિવાજોની જાઈઝ રીત

હવે જો પૂછો કે, સારો ઢંગ શું છે ? તો જવાબ આ છે કે ઢંગ તે છે, જે સહાબએ કિરામ (રદિ.)એ અપનાવ્યો હતો. શું તેમના સ્વજનો મરતા ન હતા ? તો શું ચોથિયું, ચાળીસું કરવું તેમનાથી ક્યાંયે સાબિત છે ? બિલકુલ નહિ. તેઓ તો દિવસ–તારીખની પાબંદી વિના સવાબ પહોંચાડતા હતા. તમે પણ તેવું જ કરો. આપણે જે સવાબ પહોંચાડવા માટે દિવસ, તારીખ તથા બીજી પાબંદીઓ લગાવી રાખી છે, સહાબા (રદિ.) તેના પાબંદ ન હતા, માટે આપણે પણ તેને છોડી દેવી જોઈએ.

રસ્મો–રિવાજ માટે લોકોનું છેલ્લું બહાનું એ હોય છે કે, સહાબએ કિરામ (રદિ.)ને તો નેક કામોનો શોખ હતો, તેથી તેમને (ઈસાલે સવાબ) માટે દિવસ–તારીખ ઠરાવવાની આવશ્યકતા ન હતી. હવે લોકોને શોખ નથી, માટે દિવસ–તારીખ નક્કી કરી, પઢનારાઓને કંઈક ખવડાવવા– પિવડાવવાની પણ જરૂર છે, અને તો જ એ નેક કામ થાય છે, નહિતર રહી જ જાય છે. તેનો જવાબ એ છે કે, એ લાભ અમાન્ય–ગેર મો'તબર છે. પ્રથમ તો (ખવડાવી–પિવડાવીને) કલિમા શરીફ કે કુર્આન શરીફ પઢવાનો સવાબ જ નથી મળતો, કારણ કે એ પઢવું દુનિયા માટે

થયું. જ્યારે પઢનારને જ સવાબ ન મળ્યો, તો તે (મર્હૂમને) શું બખ્શશે ? તો લાભ કયાં થયો ?

બીજું શરીઅતનો કાનૂન છે કે, જેમાં શરીઅતનો હુકમ નથી એવા કામમાં જો ફાયદો અને બગાડ બન્ને હોય તો ફસાદના કારણે તે કામને છોડી દઈશું અને લાભને ગણતરીમાં ન લઈશું. બગાડ તે કામોમાં આ છે કે, આમ લોકો તેમને દીનના અંશ–ભાગ માને છે જેમ નમાઝ, રોઝા વગેરે. તેમના નજીક દીનની વાતો છે, એ જ રીતે ચોથિયું, ચાળીસું પણ છે અને ગેરે દીનને દીન માનવો ઘણું જ ખરાબ છે, કારણ કે પોતે ઠરાવેલી રસમને અલ્લાહ પાકનો હુકમ બતાવવો છે !

## સવાબ બખ્શવાની રસમોમાં લોકોનો અકીદો સહીહ નથી !

આપ વિચારો કે, લોકો આ રસમને શરીઅતનો હુકમ માને છે કે નહિ ? મેં કાનપૂરમાં એક શાહ સાહબને કહેતા સાંભળ્યા છે કે, 'અગિયારમી' ૧૮ મી તારીખ સુધી જાઈઝ છે, પછી નહિ. આથી સ્પષ્ટ માલૂમ થાય છે કે, લોકો દિવસ–તારીખ વગેરેની પાબંદીને પણ શરીઅતનો હુકમ સમજે છે. બીજો બનાવ સાંભળો, કાનપૂરની એક મસ્જિદમાં બે વિદ્યાર્થીમાં ચર્ચા થઈ રહી હતી. એકનું કહેવું હતું કે ન્યાઝ દેવાડનારાઓનો અકીદો સારો નથી હોતો. તેઓ અલ્લાહ તઆલાને બદલે બુઝુર્ગોની ન્યાઝ આપે છે.

બીજાનું કહેવું હતું કે, તેમનો અકીદો સારો હોય છે. તેઓનો હેતુ બુઝુર્ગોને સવાબ પહોંચાડવાનો છે અને ન્યાઝ અલ્લાહ તઆલાની અપાવે છે. એટલામાં એક ડોશીમાં મીઠાઈ લઈને આવ્યાં અને કહેવા લાગ્યાં કે, ''મોલ્વી સાહબ ! આના પર મોટા પીર સાહેબની ન્યાઝ આપી દો !'' જે તાલિબે ઈલ્મ નાજાઈઝ બતાવી રહયા હતા, તેમણે ડોશીને પૂછયું કે, 'અમ્માજી, ન્યાઝ અલ્લાહ મિયાંની આપીએ, અને તેનો સવાબ મોટા પીર સાહેબને બખ્શી આપીએ !' ડોશી કહેવા લાગ્યાં,

"ના, બેટા ! અલ્લાહ મિયાંની ન્યાઝ તો હું આપી ચૂકી છું, આ તો મોટા પીર સાહેબની ન્યાઝ છે !" તે વિદ્યાર્થી બીજાને કહેવા લાગ્યા કે, "સાંભળી લીધું, આપની અમ્મા આપની તા'વીલને નથી માનતા !"

(તા'વીલનો અર્થ આ કે કોઈ વાતનો જાહેરના વિરુદ્ધ મતલબ લેવામાં આવે !) શિક્ષિત લોકો સામાન્યજનો–અવામના કામની તા'વીલ તો કરી લે છે, પરંતુ વાસ્તવમાં તે ચાલી શકે એમ નથી. જેમ કે, ઉપરોકત બનાવથી આપ અંદાજ લગાવી શકો છો ! શકય છે કે, કોઈ કહે કે, અમારો તો એ અકીદો નથી, તેથી અમારા માટે તો જાઈઝ હોવું જોઈએ તો સમજો કે શરીઅતનો આ મસ્અલો છે કે જો ખાસ લોકોનાં કોઈ જાઈઝ કામથી આમ લોકોનો અકીદો બગડતો હોય તો, ખાસ લોકો માટે પણ તે કામનું કરવું જાઈઝ ન રહેશે !

તેની મિસાલ એવી છે કે, જો હકીમ (કોઈ બીમારીના લઈને) મના કરી દે કે બાળકને હલવો ન આપશો તો મા–બાપને પણ હલવો પકાવવો કે ખાવો ન જોઈએ કે તેમને જોઈને બાળક તેની જિદ ન કરવા લાગે, બલકે બાળકના ખ્યાલથી મા–બાપ પોતે જ તેને પસંદ ન કરશે. સાહિબો, એ જ રીતે જો તમને મુસલમાનોથી મુહબ્બત હોય તો સમજમાં આવી જાય કે જો અમારા કોઈ કામથી કોઈ બગડે તો અમારે પણ તે કામ કરવાની કંઈ જરૂરત, બલકે ઈજાઝત નથી !

## સવાબ પહોંચાડવાની જો સૂરત બદલી કાઢવામાં આવે, જેમાં બિદઅતની શંકા ન રહે, તો તે જાઈઝ છે

જો તે કામ કરવું જ છે તો તેની સૂરત બદલી નાખો, જેથી અવામ પર વિઘાતક અસર ન પડે અને કામ થઈ જાય ! મારી બહેનની વફાત થઈ તો તલબાએ કહયું કે, 'જો રજા હોય તો અમે ભેગા થઈને કુરઆન શરીફ પઢી દઈએ !' મેં કહયું કે, 'પઢો, પરંતુ એકત્ર થઈને નહિ, બલકે પોતાના રૂમમાં બેસીને દિલ ચાહે એટલું પઢો અને રાઝ તેમાં એ છે

કે, જે કામ અલ્લાહ તઆલાના માટે નથી હોતું, તે સ્વીકારપાત્ર નથી હોતું અને સવાબ પહોંચાડવાની હકીકત આ છે કે, પોતાનો સવાબ—અજ્ર બીજાને દેવામાં આવે. હવે જ્યારે પઢનારને જ સવાબ ન મળશે તો બીજાને શું આપશે ? તો જો ભેગા થઈને પઢશો તો ચાર માણસો તો અલ્લાહના માટે પઢશે અને દસ ખાલી શિકાયતથી બચવા માટે. તેમની નિય્યત એ હશે કે જો અમે ન પઢીશું તો તેઓ દિલમાં સમજશે કે જુઓ, તેમને અમારાથી સંબંધ ઓછો છે, તો એવા લોકોને પોતાને જ અજ્ર ન મળશે, ફરી તે મર્હૂમાને શું બખ્શશે ? માટે તમે પઢવા ચાહો તો કમરામાં બેસીને પઢો અને પઢયા પછી મને જાણ પણ ન કરો કે કોણે પઢયું અને કેટલું પઢયું, કારણ કે ખબર આપવાથી પછી મારી ખુશીનો ખ્યાલ થશે !''

એના જવાબમાં લોકો કહે છે કે, 'એમ તો કોઈ પણ ન પઢશે.' હું કહું છું કે, 'રસમના તોર પર હોવું પણ, ન હોવા બરાબર જ છે, ફરી માની લો કે, કોઈએ પણ ન પઢયું તો શું નુકસાન થયું ? સવાબ (જેમ) હમણા ન મળશે, (તેમ ત્યારે પણ ન મળત.' એક માણસ મારાથી કહેવા લાગ્યો કે, આપની કિતાબ 'ઈસ્લાહુર્રુસૂમ'થી મુર્દાઓનું ઘણું જ અહિત થયું ! મેં કહયું કે, 'મુર્દાઓનું તો નુકસાન નથી થયું, પરંતુ જીવતાઓને લાભ થઈ ગયો.

## ઈસાલે સવાબની રસમોમાં આડંબર વધારે હોય છે

કારણ કે લોકો જે કાંઈ કરતા હતા, તે આડંબર—દેખાડા માટે કરતા હતા અને તેનાથી તેમના નુકસાન સિવાય મુર્દાઓને કશો લાભ ન થતો હતો અને દેખાડાનો પુરાવો આ છે કે, જો કોઈને આમ કહેવામાં આવે કે, (ઈસાલે સવાબ માટે) ફલાણા શરીફ માનવીને જે અત્યંત ગરીબ છે, પચાસ રૂા. (સસ્તા સમયના) આપી દો છૂપી રીતે, નહિતર તે ન લેશે તો કોઈ પણ દેનાર (આ રીતે દેવાનું) કબૂલ નહિ કરે અને દિલમાં કહેશે કે, વાહ ! આટલો ખર્ચ પણ થાય અને કોઈને જાણ પણ ન થાય !

તો જ્યારે એ કામ મખ્લૂકને દેખાડવાનું થયું તો યકીની વાત છે કે, સવાબ તો ન મળ્યો, ફરી તેના ન દેવાથી મુર્દાનું શું અહિત થયું ? હા, જીવતાઓનું હિત સચવાયું !' કહેવા લાગ્યા : ખરેખર, સાચું કહો છો. તો આ તો એવી સાફ વાતો છે, જેને હરેક સમજી શકે છે.

મિસ્રો :

'ગર ઈસ પર ભી ન વહ સમઝે, તો ઉસ બુતકો ખુદા સમઝે !'

## દીન નામ, ખુદા તઆલાને રાજી રાખવાનું છે, દુનિયા ખુદા તઆલાથી ગાફિલ થવાને કહે છે

આથી સાબિત થયું કે, જો કોઈ કામ (જે જાહેરમાં ઈબાદત ન હોય) તેને જો શરીઅતના આદેશ પ્રમાણે કરવામાં આવે તો તે પણ ઈબાદત છે. જેમ કે ઉપર આવી ગયું છે કે, 'દરેક તાબેદાર અલ્લાહ તઆલાનો ઝિક્ર–યાદ કરનાર છે.' તો દીન ખુદા તઆલાને રાજી રાખવાનું નામ છે. જો સવારથી રાત સુધી કોઈ એક તસ્બીહ પણ ન પઢે, પરંતુ (માલિકનો) પ્રત્યેક આદેશ બજાવી લાવે, તો તે દીનદાર તથા ઝિક્ર કરનાર છે, દુનિયાદાર તથા ગાફિલ નથી. કોઈએ સરસ કહયું છે : 'દુનિયા અલ્લાહ તઆલાથી ગાફિલ થવાનું નામ છે, બીબી–બચ્ચાં તથા માલ–દોલતનું નામ નથી !'

## વેપાર-રોજગારમાં શરીઅતના આદેશોનું પાલન કરો

સાહિબો, માલ કમાવાની મનાઈ નથી, શોખથી નોકરી કરો, વેપાર–ધંધો (કે ખેતી વગેરે) કરો, પરંતુ શરીઅતના તેમાં જે હુકમ હોય તેમની રિઆયત રાખો. માલમાં કોઈ (છૂપી) ખામી હોય તેને પણ જાહેર કરી આપો. જૂઠ ન બોલો. ઘણા લોકો કહેતા હોય છે : 'જો

અમે સાચું બોલીએ તો વેપાર શી રીતે ચાલે ?' પ્રથમ તો એ ગલત છે કે સાચું બોલવાથી ધંધો ન થશે અને જો ન પણ ચાલશે તો તમારું શું નુકસાન છે ? અલ્લાહ પાક કોઈ બીજે રસ્તે રોઝી આપશે.

## એક વેપારીના સાચું બોલવાની બરકતનો કિસ્સો

કાનપૂરમાં એક માણસે વાંસનો વેપાર શરૂ કર્યો. જ્યારે કોઈ ગ્રાહક આવતો તો તેઓ સ્પષ્ટ કહી દેતા કે આ વાંસ ૪ વરસ ચાલશે. એ સાંભળીને ઘરાક પાછો ચાલ્યો જતો. લોકોએ તેમને કહયું, 'ઓર સાચું બોલો !' તેઓ કહેવા લાગ્યા : 'ન વેચાશે તો શું વાંધો છે ? ખુદા તઆલા બીજે રસ્તે દેશે !' અંતે તેમનો એટલો વિશ્વાસ વધ્યો કે, તેમને ત્યાં માલ મળે ત્યાં સુધી બીજાઓનો માલ વેચાવાનો ઓછો થઈ ગયો !

## એક તાલિબે ઇલ્મના સાચા તવક્કુલ-વિશ્વાસનો કિસ્સો

મવ. ફતહ મુહમ્મદ સા.ને ત્યાં એક વિદ્યાર્થી 'મષનવી' કિતાબ પઢવા આવ્યા. મવલાનાએ ફરમાવ્યું : પ્રથમ જમવાની વ્યવસ્થા કરી લો, પછી પઢજો. વિદ્યાર્થીએ કહયું : રોટી તો અલ્લાહ તઆલા આપશે, નહિ તો પોતાનો જાન લઈ લેશે, તેની શી ચિંતા ?' લોકોને કયાંક આ જવાબની જાણ થઈ ગઈ. પછી તો તેમની દા'વતો શરૂ થઈ ગઈ. કેટલાય માસ સુધી મઝેદાર ખાવું મળતું રહયું. તેમને પઢવું હતું ત્યાં સુધી સંતોષથી પઢી લીધું. સારાંશ કે કિસ્મતની રોઝી તો ગમે તે રસ્તે મળી જ રહેશે !

## રોઝી જો નસીબમાં ન હશે, તો મળવા છતાં કામ ન આવશે

અને રોઝી જો નસીબમાં નથી, તો મળવા છતાં તમને કામ નહિ

આવે. લખનઉમાં એક નવાબને મેઅ્દા (જઠર)ની કોઈ બીમારી હતી, તેથી તબીબની સલાહ હતી કે, અમુક તોલા જ ખીમો ચૂસવો !' વધારે હજમ પણ ન થતો હતો. એક વાર તેમણે એક કઠિયારાને જોયો કે, માથેથી લાકડાનો ભારો ઘર સામે ઉતાર્યો અને બે મોટા મોટા રોટલા કાઢીને ચટણી સાથે ખાધા, પાણી પીધું અને લાંબો થઈને ભોંય પર જ ઘસઘસાટ સૂઈ ગયો. આ દશ્ય જોઈને નવાબ બોલ્યા : 'હું દિલથી રાજી છું કે મારી નવાબી તેને મળી જાય અને તેની તંદુરસ્તી તથા ચેન મને મળી જાય !'

તો જ્યારે રોઝીનો આ હાલ છે તો તેના માટે જૂઠ બોલવું, દગો કરવો સંપૂર્ણ મૂર્ખાઈ છે. બીજું, ફરમાંબરદારને જે ચેન તથા સંતોષ નસીબ થાય છે તે હરામ ખાનારાઓને બાદશાહતમાં પણ નથી મળતું અને મૂળ દોલત એ જ ચેન તથા સંતોષ છે. માલનો પણ એ જ હેતુ છે. તો નેક લોકોને તે ધન વિના જ પ્રાપ્ત છે. જો ખોરાક ખૂબ ખાધો, પરંતુ સઘળો ઝાડા થઈ નીકળી ગયો તો બેકાર છે અને જો ખોરાકની રૂહ–સત્ત્વ (રાહત–ખુશી) ખોરાક વિના જ મળી જાય તો પછી બાકી શું રહયું ? તો મારો દાવો સાબિત રહયો કે, જો તાબેદારી કરશો તો ગિઝાની રૂહ (ચેન, સંતોષ) મળશે, જે અસલ ધ્યેય છે !

## આખિરતનો શોખ અપાવવો

શિકાયત એ છે કે, અત્યારે લોકો જે રસ્તે પણ આવે, દુનિયા મેળવવા આતુર છે. જાઈઝ–નાજાઈઝનો વિચાર નથી કરતા, ગુનાહથી નથી ડરતા. તેની ઈસ્લાહ થવી જોઈએ. દીનદારી રાખવી જોઈએ. ભલે, તસ્બીહ, તહજ્જુદ ન પઢાય, કારણ કે અલ્લાહ તઆલાની કૃપા તેના પર જ મોકૂફ–આધારિત નથી, પરંતુ અફસોસ તો એ છે કે, કોઈ તેને લેવા જ નથી ચાહતું, નહિતર દીનદારી, પરહેઝગારી અપનાવત.

## બંદાઓના હકોની વધારે ચિંતા રાખવી જોઈએ !

અત્યારે બીજાઓના હકોનો સહેજે ખ્યાલ નથી રખાતો, જ્યારે કે જો

કોઈના ત્રણ પૈસા રહી ગયા, તો હકદારને સાત સો નમાઝો (બદલામાં) આપવી પડશે. આજકાલ બીજાનો હક દેવો કેટલો મુશ્કેલ લાગે છે કે, હકદારને કહેવું પડે છે કે, અલ્લાહના વાસ્તે આપી દો અને તેથી જ કર્ઝ દેવામાં ખૂબ તકલીફ પડે છે અને એ જ કારણે કર્ઝ દેવામાં ૧૮ ગણો સવાબ અને સદકા–ખૈરાતમાં ૧૦ ગણો સવાબ મળે છે. ૧૮ ગણો એ રીતે કે, મૂળમાં કર્ઝ દેવામાં ખૈરાતથી ડબલ સવાબ મળ્યો હતો અર્થાત્ ૨૦ ગણો, પરંતુ જ્યારે મૂળ રકમ પાછી મળી તો ૨ કપાઈને ૧૮ રહી ગયા. આજે મુસ્લિમોના વર્તાવનું આ પરિણામ આવ્યું કે, ઘણાને કર્ઝ નથી મળતું અને વ્યાજે રકમ મેળવવા લાચાર થઈ જાય છે, જેમાં કેટલીય વાર ઘર, જમીન પણ મહાજનના કબજામાં જતા રહે છે. સાહિબો, અહીં બીજાઓનું કર્ઝ નથી ચૂકવતા, તો શું કબ્રમાં ચૂકવશો ? !

## વારસા-વહેંચણીમાં અત્યારે ખૂબ ગરબડ છે

ખાસ કરીને મીરાસમાં તો એવી ગરબડ થાય છે કે, અલ્લાહની પનાહ ! જેના હાથ જે ચઢી ગયું તે તેણે દબાવી લીધું. એક ભાઈ બીજા ભાઈને (અને બહેનોને તો ચોક્કસ) વારસો નથી આપતો. જ્યારે કે મીરાસનો પ્રશ્ન એટલો નાજુક છે કે, એક બુઝુર્ગ પોતાના દોસ્તની ખબર લેવા ગયા. તેઓ બેઠા હતા ને મિત્રની વફાત થઈ ગઈ. તરત જ બુઝુર્ગે દીવો હોલવીને પોતાના પૈસાથી તેલ મંગાવ્યું ત્યારે દીવો પેટાવ્યો અને કહ્યું કે, દીવાનું તેલ બધા વારિસોનો હક થવાથી અને સૌની મંજૂરી તરત મેળવવી મુશ્કેલ હોવાથી મેં પ્રથમ દીવો બુઝાવી દીધો હતો.

વળી, વધારે અફસોસની વાત એ છે કે, કેટલાક લોકો દીનને મનેચ્છાઓની પૂર્તિ માટે આડ બનાવી લે છે, ત્યાં સુધી કે મશહૂર થઈ ગયું કે દીનદારો મતલબના મસ્અલા શોધી લાવે છે. અલ્લાહના સમ ! ખુલ્લા ગુનાહ કરે તો એ બેહતર છે, એનાથી કે દીનની ઓથમાં ગુનાહ કરે, તો જ્યાં સુધી નફસાની ખ્વાહિશને ન દબાવશો, ઈમાનમાં તાજગી તથા બહાર–વસંત ન આવશે !



## નફસાની ખ્વાહિશને કમ કરવાનો મતલબ

પરંતુ મનેચ્છાને કમ કરવાનો મતલબ એ નથી કે, ખાવું-પીવું કમ કરી દે. અત્યારે તો દુરવેશોએ પણ એમ ન કરવું જોઈએ, (કારણ કે આજકાલ સામાન્યતઃ તબિયતો અશકત છે.) હઝરત હાજી સા. (રહ.) ફરમાવ્યા કરતા હતા : 'ખૂબ ખાવ અને નફસથી ખૂબ કામ લો ! એ માટે કે ખુશદિલ મજૂર વધુ કામ આપે છે !' તો ખાઓ-પીઓ, પહેરો-ઓઢો, હંસો-બોલો, પરંતુ શરીઅતની મર્યાદાથી બહાર ન જાવ. દરેક બાબતમાં જાઈઝ-નાજાઈઝનો ખ્યાલ રાખો. આવકને ટટોલતા રહો, નાજાઈઝ રસ્તે તો નથી આવી. ટ્રેન (બસ, પ્લેન)માં મુસાફરી કરો તો જોઈ લો કે કાનૂનથી વધારે સામાન (મફતમાં) તો નથી લઈ જતા ? ટ્રેન, બસમાં જરૂરતથી વધારે જગ્યા તો નથી રોકી ?

સાહિબો, દીન રેલમાં, કચેરીમાં (ઘરમાં, બજારમાં, શાદીમાં, ગમીમાં) હર હાલમાં અને પ્રત્યેક જગ્યાએ તમારી સાથે છે. પ્રજા કયારેય કાનૂનથી મુકત નથી થઈ શકતી ! સૂતી વેળા જોઈ લો, પગ કિબ્લાની દિશાએ તો નથી. નમાઝ પઢયા વિના ન સૂઓ ! અને શરીઅતે જેમ દીનની મસ્લિહતની રિઆયત રાખી છે, એમ જ દુનિયાની મસ્લિહત-ફાયદાનો પણ ખ્યાલ રાખ્યો છે. જેમ કે તેનો આ પણ કાનૂન છે કે, પાળી-આડ વિનાની છત પર ન સૂઓ, તો શરીઅત ફકત દુશ્વારીનું જ નામ નથી, બલકે તેણે પ્રત્યેક રીતે તમારી મસ્લિહતોનો ખ્યાલ રાખ્યો છે.

## દીનદારી એનું નામ છે કે, હર હાલમાં અલ્લાહ તઆલાની રઝામંદીનો ખ્યાલ રાખો

શરીઅતની પાબંદી એનું નામ છે કે, પ્રત્યેક હાલમાં અલ્લાહ તઆલાથી સંબંધ રાખો. દુનિયા કે દીનનું ગમે તે કામ હોય, શરીઅત મુજબ જ કરો. એને જ ફરમાવે છે : **લા તુલ્હિકુમ અમ્વાલુકુમ્ વલા**



**અવ્લાદુકુમ અન્ ઝિક્રિલ્લાહ** : અર્થાત્ : તમારા માલ તથા તમારી અવલાદ તમને અલ્લાહ તઆલાની યાદથી બેપરવા ન બનાવી દે અને જે એવું કરશે તેઓ નાકામ– નિષ્ફળ થનાર છે. આગળ તેની તાકીદના તોર પર ફરમાવે છે કે : "ખર્ચ કરો તે વસ્તુમાંથી કે અમે તમને આપી."

ઉપરોકત હુકમ આમ–વ્યાપક છે પ્રત્યેક નેક કામમાં ખર્ચ કરવાને. એ આમ હુકમમાં ઈલ્મે દીન માટે ખર્ચ કરવું પણ દાખલ છે. જો જરૂરત હોય તો ઈલ્મે દીનની પ્રાપ્તિ માટે પણ ખર્ચ કરો અને એને મેં વિશેષ રૂપે એટલા માટે વર્ણવ્યું છે કે, એ વાત તો જણાઈ ગઈ કે, દીનને દુનિયા પર ગાલિબ રાખવું–અગ્રિમતા આપવી જરૂરી છે. હવે દીનને ગાલિબ રાખવું, દીનના ઈલ્મ–જાણકારી પર આધારિત છે, તેથી તેનું મેં ખાસ અલગ રીતે વર્ણન કર્યું.

જુઓ, અલ્લાહ તઆલાએ ખર્ચ કરવાના હુકમની સાથોસાથ આ ફરમાવીને કે, 'અમારા આપેલામાંથી ખર્ચ કરો" એ બતાવી દીધું કે, અમે જ દીધું છે, ફરી બખીલી–કંજૂસાઈ શા માટે કરો છો ? અને એ પણ તસલ્લી આપી દીધી કે, અમે સઘળો માલ નથી માંગતા, બલકે તેમાંથી અમુક ખર્ચ કરતા રહો !" આગળ ફરમાવે છે કે, **મિન કબ્લિ અંય્ યઅ્તિ–ય અહદુકુમુલ મવ્તુ** : અર્થાત્ : એથી પહેલા ખર્ચ કરો કે તમારામાંથી કોઈની મૌત આવી જાય !"

## દુનિયાની મુહબ્બત દિલથી નીકળવાનો એક સરળ ઉપાય

આ તે તાલીમ છે કે જો દરરોજ પંદર મિનિટ પણ તેનું ચિંતન–મનન રાખે તો દુનિયાની મુહબ્બત સંપૂર્ણ ચાલી જાય. અર્થાત્ આમ સોચા કરે કે, એક દિવસ આપણે મરવાનું છે અને મર્યા પછી આપણાથી દરેક કામની એક દિવસ પૂછ થશે. ન્યાયનું ત્રાજવું કાયમ થશે. જો આપણી નેકીઓ વધારે નીકળી તો ખૈર, નહિતર (પછી) દોઝખ છે

અને આપણે છીએ. આ હાલ થશે કે, **"લા યમૂતુ ફીહા વલા યહયા"** : અર્થાત્ (અઝાબની સખ્તીથી) ત્યાં ન મરશે, ન જીવશે !' આગળ ફરમાવે છે કે : જો ખર્ચ ન કરશો તો મોત વેળા આમ કહેશો : **રબ્બિ લવ્લા અખ્ખર્તની ઈલા અજલિન્ કરીબ. ફઅસ્સદ-ક વ-અકુમ મિનસ્સાલિહીન.** અર્થાત્ : હે મારા પાલનહાર ! મને ઓર થોડા દિવસની મુહલત–મહેતલ શા માટે ન દીધી કે હું ખેર–ખયરાત કરી લેત તથા નેક લોકોમાં શામિલ થઈ જાત !"

બીજી આયતમાં એ મુહલત માંગવાના જવાબમાં છે : **વલંય્યુઅખ્ખિરલ્લાહુ નફ્સન્ ઈઝા જા-અ અજલુહા,** અર્થાત્ : જ્યારે મોતનો સમય આવી જશે તો કદાપિ મુહલત ન મળશે. ત્યાર પછી ગફલતથી ડરાવે છે : **વલ્લાહૂ ખબીરુમ બિમા તઅ્મલૂન** : અર્થાત્ અલ્લાહ તઆલાને તમારાં સઘળાં કાર્યોની સંપૂર્ણ જાણ છે." આ આયત શરીફમાં **'ખબીર'** શબ્દનું વર્ણન ફરમાવ્યું, જેનો અર્થ આ છે કે, તેને દિલ સુદ્ધાંની જાણ છે. એમાં આ બાબત તરફ નિર્દેશ તથા સંકેત છે કે, દીનની દુરુસ્તી એ છે કે, બાતિન– અંતરાત્માને પણ ઠીક રાખો.

સારાંશ કે, ઉપરોકત આયતોમાં આપણને દુનિયાની મુહબ્બતના રોગથી બચાવવામાં આવ્યા છે અને પોતાની યાદમાં લાગવાનો શોખ અપાવ્યો છે, કારણ કે અસલ ફિકર દીનની ફિકર છે. બાકીની સઘળી ચિંતાઓ તેની સામે કશી જ હકીકત કે વિસાત નથી રાખતી ! અલ્લાહ તઆલા (આપણ સૌને તે પર) અમલની તૌફીક બખ્શે, આમીન !



પ્રકાશન નં. ૫૩૭

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# આરઝૂને છોડવી જોઈએ



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ—૩૯૨ ૦૦૧,
ગુજરાત—ઈન્ડિયા

# અનુક્રમણિકા

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# આરઝૂને છોડવી જોઈએ

નહ્‌મદુહુ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ. અઊઝુ બિલ્લાહિ **મિનશ્શયતાનિર્રજીમ, બિસ્મિલ્લાહિ ર્રહમા નિર્રહીમ. અસા અન તકરહૂ શય્‌અંવ્‌ વહુવ ખયરુલ્લકુમ વ અસા અન તુહિબ્બુ શય્‌અંવ્‌ વહુવ શર્રુલ્લકુમ. વલ્લાહુ યઅ્‌લમુ વ અન્તુમ લા તઅ્‌લમુ–ન.**

**તરજુમો :** "શકય છે કે, તમે કોઈ વસ્તુને ખરાબ સમજો અને (વાસ્તવમાં) તે તમારા માટે બેહતર હોય. (એ જ રીતે) શકય છે કે, તમે કોઈ વસ્તુને સારી સમજો અને (હકીકતમાં) તે તમારા માટે નુકસાનકારક હોય. અલ્લાહ તઆલા (પ્રત્યેક સારી–નરસી વસ્તુને) જાણે છે અને તમે નથી જાણતા."

## બયાનની આવશ્યકતા

આ આયતે શરીફહમાં અલ્લાહ તઆલાએ એક એવો મઝમૂન ઈરશાદ ફરમાવ્યો છે, જેને યાદ રાખવાની આપણને પ્રત્યેક સમયે જરૂરત છે અને એક મોટી ભૂલ જેમાં આપણે સૌ ફસાયેલા છીએ, દૂર કરી છે. તે એવી ભૂલ છે કે, જેમાં બહુધા આલિમ–જાહિલ, નાના–મોટા લગભગ સૌ જ ગિરફતાર છે. એટલું જ નહિ, તેને ભૂલ માનવા તરફ પણ લક્ષ નથી, કેમ કે આપણે ગુનાહોની યાદીમાં મોટી મોટી વાતો અને ખુલ્લા ગુનાહોને તો મૂકીએ છીએ, પરંતુ જેમાં સહેજ પણ બારીકી તથા મનનની આવશ્યકતા હોય છે, તેને ગુનાહ નથી સમજતા અને તેનું કારણ કુરઆન શરીફમાં મનન ન કરવું છે.

## કુરઆન શરીફમાં મનન ન કરવાનો રોગ પણ આમ-વ્યાપક છે

મુસ્લિમોમાં એક આ પણ કોતાહી છે કે, તેઓ કુરઆને મજીદમાં મનન નથી કરતા. તેમાં બે પ્રકારના લોકો છે, અવામ તથા ખવાસ. અવામ—સામાન્યજનો તો જાહેર છે. કુરઆન શરીફના શબ્દોને જ પઢે છે, તેમના અર્થને નથી જાણતા. જો કે એ પણ બેકાર નથી, સવાબ તેનો પણ મળે છે, પરંતુ કામિલ—પૂરો સવાબ ત્યારે મળે છે, જ્યારે કે અર્થ સમજીને કુરઆન શરીફની તિલાવત—પઠન કરવામાં આવે.

જે લોકો સમજ્યા વિના તિલાવતને વ્યર્થ માને છે, તેઓ પણ ભૂલમાં છે, કારણ કે જેમ અર્થ સમજવું એક લાભ છે, તેમ સવાબનું મળવું પણ એક લાભ છે, પરંતુ સવાબને તો આજકાલ લોકો ખૂબ જ તુચ્છ અને ગૌણ માને છે !

અફસોસ ! જો કોઈનો પગાર હજારો રૂપિયા હોય તો તેના પર ગર્વ કરવામાં આવે છે, જ્યારે સવાબ જે હજારો દરજ્જે બેહતર છે, તેને હકારત—તુચ્છતાથી જોવામાં આવે છે. જાણો છો, પગારની હકીકત શું છે ? પગારની હકીકત છે, કામનું વળતર—બદલો ! બસ, એ જ હકીકત છે સવાબની. તો દુઃખની વાત છે કે, દુનિયાની નાપાઈદાર તન્ખ્વાહ—આજીવિકા પર તો ફખ્ર કરવામાં આવે, જેમાં અનેક પરેશાનીઓ છે અને જેમાં ઈઝાફા—વધારા પછી ઘટાડો પણ થઈ જાય છે જેમ કે પેન્શનમાં અને પછી સંપૂર્ણ બંધ પણ થઈ જાય છે. જેમ કે મર્યા પછી. તો આવા પગાર પર તો ગર્વ કરવામાં આવે અને અલ્લાહ તઆલાના પગાર (સવાબ)ને જેમાં સતત વધારો તથા તે પણ સદાકાળ—હંમેશા હંમેશ રહેનારો, તેને તુચ્છ સમજવામાં આવે. વમા **કદરુલ્લા-હ હક્-ક કદ્રિહી** : અર્થાત્ : તેઓએ કદર ન પિછાણી, જેમ કે તેની કદરનો હક હતો !"

હું એક વાર બરેલી ગયો તો અંગ્રેજ અધિકારીએ મળવાની ઈચ્છા પ્રગટ કરી. મેં મુલાકાત કરી તો પહેલો જ પ્રશ્ન તેમણે આ કર્યો કે, 'મેં સાંભળ્યું છે કે, આપે કોઈ તફસીર—કુરઆને પાકનું ભાષ્ય લખ્યું છે !' મેં કહયું,

'જી, હા !' તેઓ પૂછવા લાગ્યા, 'આપને તેના કેટલા પૈસા–પુરસ્કાર મળ્યો ?'' મેં કહયું, 'એક પાઈ પણ નહીં.' (તેઓ કહેવા લાગ્યા) 'ફરી તમે આટલી મહેનત શા માટે કરી ?' મેં કહયું, 'આખિરત–પરલોકના સવાબ અર્થે.' તેઓએ કહયું, ''શું આજે પણ મુસ્લિમોમાં આવા ખ્યાલના લોકો મવજૂદ છે ?'' મેં કહયું, 'ઘણા બધા !'

## સવાબને તુચ્છ સમજવાનો રોગ મુસલમાનોમાં યૂરોપવાસીઓથી આવ્યો છે

ઉપરનો બનાવ નકલ કરવાનો હેતુ આ છે કે, આખિરતને હકીર–મામૂલી તથા દુનિયાને ધ્યેય સમજવાનું મૂળ બતાવી દઉં કે, એ ખ્યાલ મુસ્લિમોમાં અન્ય કોમોથી આવ્યો છે અને તે લોકો યુરોપવાળાઓની શાગિર્દી કરે છે, પરંતુ તેઓ તો ભૌતિકવાદીઓ છે. ન પેદા કરનાર–સર્જનહારને માને છે, ન કિયામતને. તેમનાં મન તો બસ આ જ દુનિયાની જિંદગી છે. તેમનું દુનિયાને અસલ ધ્યેય માનવું વધારે અજીબ નથી, પરંતુ મુસ્લિમો પર શું આફત આવી કે કિયામતને માનવા છતાં દુનિયાને ધ્યેય બનાવે અને આખિરતના લાભની સહેજે કદર ન કરે. અત્યારે લોકો જન્નતનું પણ ખૂબ તુચ્છતાથી વર્ણન કરે છે !

## કેટલાક અધૂરા દુરવેશ પણ જન્નતનો તુચ્છતાથી ઉલ્લેખ કરે છે !

દુનિયાદારોથી તો એ વાત નવાઈની નથી, ગજબની વાત તો એ છે કે, કેટલાક સૂફીઓ તેનું તુચ્છતાથી વર્ણન કરે છે. કાનપૂરમાં તેઓમાંના એક મારી પાસે આવ્યા અને દસ રૂપિયાની જરૂરત દર્શાવી. ફરી કોઈ વાતના અનુસંધાનમાં કહેવા લાગ્યા : અમને શી જરૂર છે જન્નતની અને શી પરવા છે દોઝખની ? મેં કહયું કે, જરા ભાનમાં આવો. તમને દસ રૂપિયા વિના તો ન ચાલ્યું અને જન્નત વિના ચાલવાનું !' કારણ આ બધી વાતોનું આ છે કે, જન્નતને હજુ જોઈ નથી. જ્યારે જોશો તો હાય હાય કરીને મરી જશો !

## જન્નત તો મોટી વાત છે, માનવી તો મા'મૂલી જરૂરતોથી પણ બેપરવા નથી બની શકતો !

હદીસ શરીફમાં છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખાવું ખાધા પછી આ દુઆ પઢતા : **અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અત્અમના વ સકાના (વજઅલના મિનલ મુસ્લિમીન.)** અને અંતમાં આ શબ્દો પણ '**ગય્ર મુવદ્દઈન વલા મુસ્તગ્નન્ અન્હુ રબ્બના.** અર્થાત્ : હે અલ્લાહ તઆલા ! આ ખાવાને ન અમે રુખસત કરીએ છીએ અને ન અમે તેનાથી બેપરવા છીએ !' હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સર્વશ્રેષ્ઠ તથા અલ્લાહ તઆલાના માનીતા બંદા હોવા છતાં ખાવા–પીવાથી બેનિયાઝ નથી, તો બીજો કોણ બેપરવા થઈ શકે છે ? શું કોઈ કહી શકે છે કે, તેને તંદુરસ્તી, ઓરત તથા ખાણી–પીણીની આવશ્યકતા નથી ? માનવીને પ્રત્યેક વસ્તુની જરૂરત છે. જેનાથી જણાય છે કે, અલ્લાહ તઆલાને પસંદ એ જ છે કે, બંદો કયારેય બેનિયાઝ ન થાય. હર ઘડી તેની મુહતાજી જાહેર થતી રહે !

## દવાના સુન્નત હોવાની હિકમત

નવાઈ નથી, જો એ જ કારણથી દવા મસ્નૂન થઈ હોય. બાકી જો દવા ન પણ કરાય તો પણ રોગ મટી શકે છે. ઘણા લોકોને જોયા, જે દવા નથી કરતા અને તેમને શિફા મળી છે. તે છતાં દવાને સુન્નત ઠરાવવામાં કદાચ એ જ મસ્લિહત હોય કે એનાથી (બંદાની) મોહતાજી જાહેર થાય છે અને એ જ ભેદ છે એનો, જે અમુક બુઝુર્ગો વિશે કહેવાય છે કે, તેઓ ભૂખમાં રડવા લાગ્યા. કોઈએ કહયું : 'શું બાળક છો કે ભૂખથી રડો છો ?' ફરમાવ્યું કે, 'તમે શું જાણો ? જો મને ભૂખ્યો એટલા માટે જ રાખ્યો હોય કે મારું રુદન જુએ !'

એક વાર હઝરત ઉમર (રદિ.) બીમાર હતા. એક માણસે પૂછયું, તબીઅત કેવી છે ?' ફરમાવ્યું : સારી નથી ! તેણે કહયું : 'આપ આમ બોલો છો ?' ફરમાવ્યું : સુબ્હાનલ્લાહ, અલ્લાહ તઆલા તો મને બીમાર કરે, જેથી મારી કમજોરી જાહેર થાય અને હું બહાદુરી જાહેર કરું ? જ્યારે અલ્લાહ

તઆલાએ બીમાર એટલા માટે જ કર્યો છે તો શા માટે તેને જાહેર ન કરું ? ટૂંકી દષ્ટિના લોકો તો આ કિસ્સાઓ પર ખૂબ જ તઅજ્જુબ કરશે, પરંતુ જેઓ સમજે છે તેઓ એ જાણે છે કે, તે બુઝુર્ગોનો હેતુ એ વાતોથી પોતાની આજિઝી, મોહતાજીને વ્યકત કરવાનો છે.

## જેમને આલિમો પર એ'તિરાઝ છે, તેમના સંતોષની સરળ રીત

થોડા દિવસથી સમજમાં આવી છે, તે એ કે જે માણસને દીનના પેશવાઓ પર એ'તિરાઝ હોય, તે ચાળીસ દિવસ તેઓમાંથી કોઈની પાસે રહે. પોતે જ અનુભવ કરી લેશે કે પોતાની શંકાઓ પેશ કર્યા વિના ખાલી તેમની સોબતથી જ ઈન્શા અલ્લાહુ તઆલા દૂર થઈ જશે, કારણ કે જ્યારે દરેક સમયે તેમના મામલાત જોશે, તેમનાથી દીનની વાતો સાંભળશે, તેનાથી તે શંકાઓ આપમેળે જ દૂર થઈ જશે. આ તો જાહેર પરસ્તોને સમજાવવાની વાત છે. જેમની નજર ખાલી જાહેર પર હોય છે, નહિતર વાસ્તવિકતા એ છે કે, તે હઝરાતનાં દિલ નૂરે ઈલાહીથી રોશન હોય છે. તેમના સંગથી દિલમાં નૂર આવે છે અને નૂર આવતાં અંધકાર દૂર થઈ જાય છે, પ્રત્યેક વસ્તુની હકીકત દેખાવા માંડે છે અને શંકાઓ (કશા પ્રયત્નો વિના) દૂર થઈ જાય છે.

એથી આગળ વધીને કહું કે, જો તબિયતમાં સલામતી હોય, તો સોબતમાં રહયા વિના જ ખાલી તેમના દર્શન કાફી થઈ જાય છે. હા, એટલી શર્ત છે કે, દિલ પર મોહર ન લાગી ગઈ હોય અને અલ્લાહ તઆલાનો શુક્ર છે કે, મુસલમાનને એ નોબત નથી આવતી, નહિતર તે મુસલમાન જ કયાં રહેત ? સારાંશ કે દીની પેશવાઓ પર એ'તિરાઝ કરનારાઓની શંકાઓનો મેં અમલી જવાબ અપાવ્યો છે અર્થાત્ તેમની પાસે રહેવું, કારણ કે ફકત ઝબાની જવાબથી ભલે, સામેવાળો ચૂપ થઈ જાય, પરંતુ તેના દિલને તસલ્લી નથી થતી.

અમલી જવાબ અર્થાત્ સોહબતમાં રહેવામાં એટલી શર્ત આવશ્યક છે કે, તેમના તરફથી દિલમાં બુરો એ'તિકાદ રાખીને તેમની પાસે ન રહે. જો સંપૂર્ણ શ્રદ્ધા ન હોય, તો કમથી કમ દિલમાં આટલી ગુંજાઈશ તો અવશ્ય હોય



કે કદાચ તેમની વાત દુરુસ્ત—ઠીક હોય. ત્યાર પછી ઈન્સાફની સાથે ચિંતનથી કામ લે. હું વાયદો જ નહિ, બલકે અલ્લાહ તઆલાના ફઝલ પર ભરોસો રાખીને દા'વાની સાથે કહું છું કે, એ પ્રકારનો કોઈ રોગ બાકી નહિ રહે !

## ખાલી તિલાવતના શબ્દો પર બસ ન કરવું જોઈએ

જેમ કે અવામ—સામાન્યજનો કરે છે, બલકે (કુર્આને પાકને) સમજવાની પણ કોશિશ કરવી જોઈએ, કારણ કે પૂરો સવાબ ત્યારે જ મળે છે જ્યારે તેના પર અમલ હોય અને અમલ મવકૂફ—આધારિત હોય છે સમજવા પર ! તેથી હું શિકાયત કરું છું કે, અત્યારે આમ લોકો તથા આલિમો સૌ તેમાં કોતાહી કરે છે. અવામે તો ફકત શબ્દોની તિલાવતને જ કાફી સમજી, જ્યારે આલિમોએ ખાલી કુર્આન શરીફના તરજુમાને જાણ્યો. બાકી તેનો જે મૂળ હેતુ હતો અર્થાત્ સમજવું તથા ચિંતન કરવું, તેના પર તેમની પણ દૃષ્ટિ નથી !

અલ્લાહ તઆલા ફરમાવે છે : **કિતાબુન્ અન્ઝલ્નાહુ ઈલય્ક મુબારકુન લિયદ્દબ્બરુ આયાતિહી વલિયતઝ્ઝક-ર ઊલુલ્ અલ્બાબ.** અર્થાત્ : આ કિતાબ અમે આપના તરફ—પ્રતિ ઉતારી છે. બરકતવાળી છે, જેથી લોકો મનન કરે તેની આયતોમાં તથા બોધ લે અક્કલવાનો ! આ આયતે શરીફથી સ્પષ્ટ માલૂમ થાય છે કે, કુર્આન શરીફ ઊતરવાનો—અવતરણનો મૂળ ઉદ્દેશ આ જ ચિંતન—મનન તથા બોધ પ્રાપ્તિ છે, પરંતુ તેનો કોઈને જ ખ્યાલ નથી. એ જ કારણ છે કે, કુર્આને પાકમાં સ્પષ્ટ વર્ણવાયેલી વાતો જાણકારોને પણ નજર નથી આવી. જેમ કે આ આયતમાં પણ એક અગત્યની વાત છે, જેના પ્રત્યે ધ્યાન નથી જતું. હું અત્યારે તેને જ સંક્ષિપ્તમાં વર્ણવું છું !

ફરમાવે છે : **અસા અન્ તક્રહૂ** (અંત સુધી) અર્થ : શકય છે કે તમે કોઈ વાતને ખરાબ સમજો અને હકીકતમાં તે તમારે માટે બેહતર હોય. (એ જ રીતે) શકય છે કે તમે કોઈ વસ્તુને સારી માનો અને (વાસ્તવમાં) તે તમારે માટે માઠી હોય (અને) 'શકય' આપણા હિસાબે ફરમાવ્યું. મતલબ એ છે કે, તમે જ્યારે કોઈ ચીજને સારી કે ખરાબ ગણો, તો એ વાતનો પણ ખ્યાલ રાખો કે કદાચ હકીકતમાં તે એવી ન પણ હોય ! તેનું કારણ આગળ



દર્શાવે છે : **વલ્લાહુ યઅ્લમુ વ અન્તુમ્ લા તઅ્લમૂન.** અર્થાત્ : અલ્લાહ તઆલા (પ્રત્યેક વસ્તુના મૂળભૂત સ્વભાવને) જાણે છે (અને તેને) તમે નથી જાણતા."

આયત શરીફના તરજુમાથી જણાયું હશે કે, એમાં આપણા એક મહાન રોગનો ઈલાજ કર્યો છે, જેને આપણે ખૂબ જ મા'મૂલી ગણીએ છીએ અર્થાત્ ઈચ્છાઓ–આરઝૂઓ કરવી, આપણી નજર તો એ તરફ જતી જ નથી. આપણે જે કહયા કરીએ છીએ કે, આમ ન થાત, તો સારું થાત અને આમ થાત, તો સારું થાત ! આમ કહેવું સારું નથી, (કારણ કે આપણને હકીકતની શી ખબર ?) એની તો અલ્લાહ તઆલાને જ જાણ છે કે કઈ વસ્તુ કેવી છે ?

આગળ ફરમાવે છે : અલ્લાહ તઆલા (નફા–નુકસાનવાળી વસ્તુને) જાણે છે અને તમે નથી જાણતા. હવે જ્યારે અલ્લાહ તઆલાએ તે વસ્તુને પેદા કરી દીધી, જેને તમે ન ચાહતા હતા તો એની દલીલ છે કે, એ જ બેહતર હતું અને તમારી રાય અવશ્ય ખોટી હતી. જો તેમાં મસ્લિહત હોત તો અલ્લાહ તઆલા તેને જ વજૂદ આપત !

સારાંશ કે અલ્લાહ તઆલાએ આપણી એક ભૂલ પર આપણને ચેતવ્યા છે. એ ભૂલ એટલી આમ–વ્યાપક છે કે કદાચ જ કોઈ માણસનું દિલ એ પ્રકારની આરઝૂઓથી ખાલી હોય. એ રોગ એટલો વધ્યો છે કે જે દૈનિક બનાવો છે, તેનાથી આગળ વધીને અહીં સુધી નોબત પહોંચી છે કે, શરીઅતના આદેશોમાં પણ પોતાની ઈચ્છાને દાખલ કરવા લાગ્યા કે, આ હુકમ આમ ન હોત અને આમ હોત તો સારું હતું !

## અલ્લાહ તઆલાના આદેશો બે પ્રકારનાં છે

એક તો શરીઅતના આદેશો છે, જેમ કે નમાઝ, રોઝા, હજ, ઝકાતનું ફર્ઝ હોવું, ચોરી, વ્યભિચાર, જૂઠ, અત્યાચાર, ઘમંડ, ડોળ–દંભ, બખીલાઈનું હરામ હોવું. બીજો પ્રકાર બનાવો છે, જેમ કે, મૃત્યુ, જીવન, દુષ્કાળ, પ્લેગ અથવા બીજી કોઈ વબા, માલની બરબાદી, આગ લાગવી વગેરે. આ સૌ પણ અલ્લાહના જ ઈરાદા તથા આદેશથી બને છે. આપણને આરઝૂનો અપચો થયો છે કે બન્નેવ પ્રકારમાં આરઝૂઓ કરીએ છીએ. જેમ આમ

કહીએ છીએ કે, ફલાણો હજુ જીવિત હોત તો સારું થાત ! તેમ આ પણ કહીએ છીએ કે, રોઝા ફર્ઝ ન થાત, વ્યાજ હરામ ન થાત તો સારું થાત !

હવે જે દીનનો ઈલ્મ ધરાવે છે તેઓ શરીઅતના હુકમોમાં આવી બેબાકી નથી કરતા અને જેઓ આઝાદ છે (દીનથી) તેઓ બંને પ્રકારમાં બેબાકીથી એવી આરઝૂઓ કરે છે. એક યુવાને તો ત્યાં સુધી રાય આપી કે, 'ઈસ્લામમાં જો નમાઝ ન હોત તો ઈસ્લામની ખૂબ પ્રગતિ થાત ! કારણ કે નમાઝથી ઘણા લોકો ગભરાય છે.' **લા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ.** જણાય છે કે તે અલ્લાહ તઆલાને પણ સલાહ આપે છે, હાલાં કે તે (સર્વજ્ઞ)ની સામે આપણી (સલાહની) શી વિસાત છે ? !

## રોઝામાં ચાંદની તારીખ હોવામાં હિકમત

(ઉપર તો) નમાઝની વાત થઈ. એક ભાઈએ રોઝા વિશે સલાહ આપી કે, 'તે ફેબ્રુઆરી માસમાં (જ) આવત તો સારું થાત કે આસાની રહેત ! તે અકલમંદે એ ન વિચાર્યું કે, રોઝો ફકત તેના ઉપર ફર્ઝ નથી કે અલ્લાહ તઆલા તેની આસાની જ જુએ. રોઝા તો જગતના સર્વસ્વ મુસ્લિમો પર ફર્ઝ છે, તો શું આખી દુનિયામાં ફેબ્રુઆરીમાં અહીં જેવું જ (હવામાન) હોય છે ? શું તમે અને તમારા ભાઈઓ આરામના રોઝા રાખે અને બાકી લોકો મુસીબતમાં રહે ? અલ્લાહ તઆલાને આપથી એવી કઈ દોસ્તી અને બીજાઓથી એવી શી દુશ્મની છે ? અત્યારે તો સઘળા જ દેશોની રિઆયત છે, કારણ કે રમઝાન માસ ચાંદના હિસાબે છે. પ્રત્યેક દેશમાં તેમાં કયારેક શરદી હોય છે. કયારેક ગરમી, કયારેક મોટો દિવસ હોય છે, કયારેક નાનો. એમાં કયારેક અહીંના લોકોને રાહત રહે છે, કયારેક ત્યાંનાં, જેમાં સૌની રિઆયત છે. તો હિકમત શરીઅતના આદેશમાં છે અથવા તે ભાઈની વાતમાં ? !

## કેટલાક પ્રગતિ પર જાન દેનારા વ્યાજ હલાલ કરવાની ચિંતામાં છે

વ્યાજની બાબતમાં પણ પ્રથમ તો એ જ આરઝૂ થઈ કે તે હલાલ હોત તો

સારું થાત, પરંતુ એ પર કુદરત ન રહી, તેથી બીજી ખ્વાહિશ થઈ કે, આલિમો તેમાં ગુંજાઈશ કાઢે. જ્યારે તેમાં પણ કામિયાબી ન મળી તો પોતે જ તેમાં ઈસ્લાહ શરૂ કરી દીધી અને પ્રકાર– પ્રકારની તા'વીલો કરીને વ્યાજને જાઈઝ ઠરાવવા લાગ્યા. એ વિષયમાં કેટલીય કિતાબો છાપી નાખી ! આ પ્રકારના અનેક બનાવો છે. હંમેશા આ પ્રકારની કોઈ ને કોઈ બાબત સાંભળવામાં આવતી જ રહે છે !

## નિકાહ-લગ્ન વિશે જાનવરોની પેરવી કરવાનો ફેંસલો

એક વાર હું રુરકી નામના શહેરમાં હતો. મેં સાંભળ્યું કે, આજે અમુક અકલમંદોમાં આ મશવરો થયો છે કે નિકાહની પ્રથાને ખતમ કરી નાખવી જોઈએ ! જેમ બજારની સઘળી વસ્તુઓનો મામલો ખરીદાર–વેચનારની મંજૂરીથી થાય છે, તેમ જ સ્ત્રી–પુરુષમાં પણ જેનો જેનાથી મેળ બેસે, તેઓ આપસમાં મળી જાય, જેમ પ્રાણીઓમાં થાય છે. ફરી જ્યારે મેળ ન રહે તો અલગ થઈને બીજા સાથે રઝામંદ થઈ જાય ! એક ભાઈનો તો ત્યાં સુધીનો લેખ 'અખબાર'માં જોયો છે કે, "ખુદ ઈસ્લામની જ જરૂર નથી. આ ઈસ્લામ–બિન ઈસ્લામના મતભેદથી આપસમાં ઝઘડા–ટંટા થાય છે અને આ સલાહ આપી કે, આખું જગત મળીને એક નવા મઝહબને અપનાવે, જેનું નામ તૌહીદ–એકેશ્વરવાદનો ધર્મ હોય. તેમાં અલ્લાહ તઆલાનું એક માનવું તો જરૂરી હોય. બાકી રસૂલ– ઈશ્વરીય દૂતને જેને માનવો હોય, તે માને. ન માનવો હોય તે ન માને ! માનનાર–ન માનનાર બન્નેવ એક મઝહબના માનવામાં આવશે !"

ખુદા પાકની પનાહ ! કયાં સુધી પહોંચ્યા છે એ લોકો ? ! આ પ્રકારની સલાહો પોતાની ગંદકીના કારણે એના લાયક પણ નથી, કે, તેમને નકલ પણ કરવામાં આવે, કારણ કે તેમના વર્ણનથી દિલમાં અંધકાર વ્યાપે છે. તેથી હું તેની ચર્ચાને વિસ્તારવા નથી ચાહતો, પરંતુ એ બતાવવા માંગતો હતો કે, શરીઅતના આદેશોમાં લોકોએ આવી ગરબડ મચાવી રાખી છે, જાણે શરીઅતને મિટાવવાની પેરવીમાં છે.

## બનાવો વિશે પણ લોકો આજકાલ પોતાની રાય આપ્યા કરે છે

હવે બીજા પ્રકારના હુકમો રહી ગયા અર્થાત્ બનાવો અને અત્યારે તેમના જ વર્ણનનો વધારે હેતુ પણ હતો. બનાવો પ્રત્યે આરઝૂઓ કરવા તથા રાય દેવાનો રોગ દીનદારો તથા દુનિયાદારો સૌમાં જ વ્યાપક છે.

## કોઈના મૃત્યુ સમયે કેવી કેવી આરઝૂઓ કરવામાં આવે છે ?

જેમ કે હું બનાવો યાદ અપાવું છું, જેનાથી'આપને મારા આ દા'વાની સચ્ચાઈનું યકીન આવી જશે. જુઓ, જ્યારે કોઈ માણસ મરી જાય છે તો એક ભાઈ કહે છે કે, 'જો દસ વરસ હજુ જીવત તો બાળકોની પરવરિશ થઈ જાત !'' કોઈ કહે છે, ''શું એની મરવાની ઉંમર હતી ?' (વળી) એક કહે છે, ''બાલ–બચ્ચાંનો ગુજારો શી રીતે થશે ?'' એક ઓર કહે છે કે, ''મા–બાપનો શો–હાલ થશે ?'' એવી બેહૂદા–વાહિયાત વાતો થાય છે કે, ખુદા પાકની પનાહ ! જ્યારે કદી એકાંતમાં તેમના પર મનન થાય છે તો વાળ ઊભા થઈ જાય છે કે, આ વાતો કોને સંભળાવવાનો હેતુ છે ? જો મખ્લૂક– લોકોને સંભળાવવાનો હેતુ છે તો સંપૂર્ણ વ્યર્થ છે, કારણ કે એથી શો લાભ થવાનો છે ? મારવું–જિવાડવું તો અલ્લાહ તઆલાના અધિકારમાં છે. ફરી અલ્લાહ તઆલા સિવાય કોને સંભળાવવાનો હેતુ હોઈ શકે છે ? જાણે એ માણસ અલ્લાહ તઆલાને રાય આપી રહયો છે કે, ફલાણાને અત્યારે મૃત્યુ આપવું તો કંઈ કસમયની વાત માલૂમ થાય છે !

હવે વિચારો, આ ગુસ્તાખીનો કયો પ્રકાર છે ? એ જ પ્રમાણે કેટલાક લોકો કહયા કરે છે કે, 'હજુ તો તેની મરવાની ઉંમર ન હતી !' સાહિબો, જો એ વાતની તાવીલ ન કરવામાં આવે તો જુઓ, એ કુરઆની

આયતથી કેટલી વિરુદ્ધ (વાત) છે. અલ્લાહ તઆલા તો ફરમાવે છે : તરજુમો : જ્યારે તેમના મૌતનો સમય આવે છે તો તેઓ ન એક ઘડી પાછળ હટી શકે છે, ન આગળ વધી શકે છે !'' અને જો તાવીલ કરવામાં આવે તો, તે તાવીલ પણ થઈ શકે છે કે, 'આ ઉંમરમાં મરવું કવેળાનું થયું !' તો જાણે આ મતલબ છે કે, અલ્લાહ તઆલાએ અયોગ્ય કામ કર્યું ! આ તે જ એ'તિરાઝ છે કે, જે શયતાને કર્યો હતો અને તેના પ્રતાપે કાફિર થયો હતો.

## શયતાન સિજદાને હિકમતના વિરુદ્ધ કહેવાથી કાફિર થયો છે !

કારણ કે શયતાન ફકત સિજદો ન કરવાથી કાફિર નથી થયો, બલકે સિજદાને નામુનાસિબ–અયોગ્ય તથા હિકમતના વિરુદ્ધ કહેવાથી કાફિર થયો, જેમ કે તેના જવાબથી સ્પષ્ટ થાય છે : **અઅસ્જુદુ લિમન ખલક્ત તીના** : અર્થાત્ : શું હું તે માણસને સિજદો કરું, જેને આપે માટીથી પેદા કર્યો છે ? મતલબ એ કે હું તેનાથી શ્રેષ્ઠ છું અને શ્રેષ્ઠનું નિમ્નને ઝુકવું તથા તાબેદારી કરવી અયોગ્ય અને હિકમત વિરુદ્ધ છે. બસ, એ જ મતલબ તે માણસનો પણ હોય છે જે કહે છે કે, 'હજુ તો તેની મરવાની ઉંમર ન હતી !'' તો આ તે જ એ'તિરાઝ છે, જે શયતાને (હઝરત આદમ (અલૈ.)ને સિજદાના હુકમ સામે) કર્યો હતો.

કેટલાક લોકો આ સૌથી આગળ વધીને એમ કહે છે કે, (જ્યારે કોઈ અફસોસ જાહેર કરતા ઉપરોકત વાકયો કહે છે) અલ્લાહ તઆલાની ઝાત ખૂબ બેપરવા છે !' જુઓ, કેટલી ગુસ્તાખી– ધૃષ્ટતાની વાત છે. જો સહેજ પણ વિચાર કરીશું તો જણાશે કે, એવા પ્રસંગે બેપરવા કહેવાનો અર્થ એ સિવાય શું હોઈ શકે છે કે, તે (અલ્લાહ તઆલા) સમય–કસમયને નથી જોતા. અંતિમ દરજ્જાની બેપરવાઈના કારણે તે ચાહે તે કરી નાખે છે. એ હિસાબે તો અલ્લાહ તઆલા તેમના મતે (તવબા, તવબા) અંધેર નગરીના અન્યાયી રાજા થયા ! અસલ વાત તો

એ છે કે, અલ્લાહ તઆલાની અઝમત—મહાનતા દિલમાં નથી, તેથી જે મોઢામાં આવે, તે બકી નાખે છે.

## અલ્લાહ તઆલાના બેપરવા હોવાનો અર્થ

ભાઈઓ, 'તે બેપરવા છે !'નો મતલબ એ છે કે જો કોઈ તેની બંદગી ન કરે તો તેનું કશું નુકસાન નથી અને જો કરે તો અલ્લાહ તઆલાને કશો લાભ નથી. તાત્પર્ય એ કે, તે કોઈનો મોહતાજ— ઓશિયાળો નથી. તેના 'બેપરવા હોવા'નો એ અર્થ હરગિઝ નથી કે, તે બેરહમ—નિષ્ઠુર છે. મસ્લિહતને નથી જોતા, ફાવે તે સમજ્યા વિના કરી નાખે છે. સાહિબો ! એ અકીદો—માન્યતા અતિશય ગુમરાહી ભરી છે. એથી તવબા કરવી જોઈએ.

## આ આયત શરીફમાં આરઝૂનું સંપૂર્ણ મૂળ જ કાઢી નાખ્યું, શરીઅતના આદેશોમાં હોય કે બનાવોમાં હોય

(વઅઝની શરૂમાં પઢેલ) આયત શરીફમાં અલ્લાહ તઆલાએ આવી સઘળી વાતોનાં મૂળ જ કાઢી નાખ્યાં અને ફરમાવ્યું કે, 'ખૂબ શકય છે કે, જે વસ્તુને તમે ખરાબ સમજો તે વાસ્તવમાં તમારા માટે શ્રેષ્ઠ હોય !' એમાં પ્રત્યેક વસ્તુ આવી ગઈ. ચાહે બનાવો હોય કે શરીઅતના હુકમો, તેમાંથી કોઈ માટે એ કહેવાની રજા નથી કે, 'આમ ન થાત તો સારું થાત અથવા આમ થાત તો સારું થાત,' કારણ કે સારા—ખરાબની તમને કયાં જાણ છે ? તેની જાણ તો અલ્લાહ તઆલાને જ છે. તેણે જે કર્યું તે જ બેહતર હશે અને જયારે મસ્લિહત તેમાં જ છે તો સોચો કે, તેના વિરુદ્ધની આરઝૂ કરવી કેટલી મૂર્ખતા ઠરશે. તે છતાં આજકાલ એવી આરઝૂઓ—તમન્નાઓ ખૂબ જ કરવામાં આવે છે.

## પ્રથમ શરીઅતના આદેશોની પ્રતિષ્ઠા દિલમાં પેદા કરો, પછી તેની હિકમતો-ગૂઢાર્થો પણ સમજમાં આવવા લાગશે

સાહિબો ! શરીઅતના આદેશોની દિલમાં કશી પ્રતિષ્ઠા નથી, નહિતર તેની મસ્લિહતો પણ આપોઆપ સમજાવા લાગે. તો જો હુકમોની મસ્લિહતો સમજવી છે તો તેમની પ્રતિષ્ઠા દિલમાં રાખીને, તેમના પર ઈખ્લાસની સાથે અમલ–આચરણ પણ શરૂ કરી દો. તેની અસર આ થશે કે, પોતાની લાયકાત મુજબ આપમેળે તેમના રહસ્યો ખુલતાં જશે. જો ન પણ ખુલે તો એટલી તો જાણ છે જ કે, અલ્લાહ તઆલાનો હુકમ છે, અમલ માટે એ જ કાફી છે.

જુઓ, જો આપણે નોકરને કહીએ કે, 'અહીંથી પલંગ ઉઠાવીને ત્યાં મૂકી દે, તો તેને મસ્લિહત પૂછવાનો હક નથી. જો તે પૂછે પણ કે 'હુઝૂર–જનાબ ! ત્યાં કોઈ માણસ જ નથી, પછી શા માટે ત્યાં પલંગ મોકલાવો છો ?' તો કહીશું કે, 'મૂરખ ! શું એ જ એક કારણ હોઈ શકે છે ? જગ્યા ખાલી કરાવવાનો હેતુ પણ તો હોઈ શકે છે, તો શું ખુદા પાકને આટલા જવાબનો પણ અધિકાર નથી ? !

એ પણ સમજો કે અલ્લાહ તઆલાના ઈલ્મની સામે તમારા ઈલ્મની એટલી પણ હેસિયત નથી, જેટલી માં–બાપ સામે બાળકના ઈલ્મની હોય છે. તો પણ તે છતાં કે, બાળક નશ્તરથી ડરે છે, તેને પસંદ નથી કરતું, જરૂરત વેળા તેને નશ્તર અપાવો છો અને તેની રાયની જરાય પરવા નથી કરતા. ફકત એટલા માટે કે બાળકની (સમજ) તથા ઈલ્મની આપની સામે કંઈ જ હકીકત નથી ! એ જ પ્રમાણે તમારી (સમજ) તથા ઈલ્મની અલ્લાહ તઆલાની સામે કશી જ હકીકત નથી. પછી તે તમારી રાયની પરવા શા માટે કરે ? એને જ આયત શરીફમાં ફરમાવે છે કે, 'તમને શી ખબર ? જેને તમે ખરાબ સમજતા હોય, તે તમારા માટે હકીકતમાં ઉત્તમ હોય !'

## બનાવોમાં આરઝૂ કરવાની મિસાલ-ઉદાહરણ

કેટલાક લોકો સદા બીમાર રહે છે, તેઓ ફરિયાદ કરીને કહેતા હોય છે કે, 'અમને બીમારી ન હોત તો સારું હતું !' પરંતુ તેઓ સમજતા નથી કે, તેમાં ઘણી મસ્લિહતો છે. એક એ કે, તેનો સવાબ મળે છે. બીજું, તેનાથી ગુનાહ માફ થાય છે. ત્રીજું, બીમારીથી મહદ્અંશે અખ્લાક ઠીક થઈ જાય છે. આજિઝી, નમ્રતા પેદા થઈ જાય છે. એ જ રીતે ઉમંગો–આરઝૂઓ જતી રહે છે અને તેમનું દૂર થવું ખૂબ જરૂરી છે. તેથી તો હદીસ શરીફમાં છે : દુનિયામાં એવી રીતે રહો, જેમ મુસાફિર રહે છે અથવા વટેમાર્ગુ ! તો બીમારી જેમાં આવી (અનેક) મસ્લિહતો હોય, તે વાસ્તવમાં મોટી રહમત–કૃપા છે.

એ ઉપરાંત શકય છે કે, તંદુરસ્તી હોત તો કંઈક ગુનાહ થઈ જાત, બીમારીના લઈ તેનાથી બચી ગયો. જેમ કે, હઝરત ખિઝર (અલૈ.)ના કિસ્સામાં. તેમણે એક કિશોરને કતલ કરી નાખ્યો, જે પર હઝરત મૂસા (અલૈ.)ને ખૂબ ગુસ્સો આવ્યો. અંતમાં ખિઝર (અલૈ.)એ તેની મસ્લિહત–લાભ બતાવ્યો કે, કિશોર કાફિર હતો, તેના મા–બાપ મો'મિન હતાં. જો તે જીવતો રહેત તો તેમને પણ કાફિર બનાવી દેત !' તો સૌના હકમાં એ રહમત (સાબિત) થઈ કે તે મરી ગયો. તેના માટે તો એ રીતે કે, યુવાન થતાં પહેલાં ગુજરી ગયો, (જેથી આશા છે કે, તેની નજાત–મુક્તિ થઈ જાય.) માં–બાપ માટે એ રીતે કે જો તે જીવતો રહેત અને કુફ્ર કરત તો તેની અસર તેમના પર પડત, તેઓ પણ બચ્યાં. તાત્પર્ય એ કે, બીમાર રહેવામાં એ પણ હિકમત હોય છે કે ગુનાહથી બચી રહે !

એ જ રીતે શકય છે કે, કોઈ બધીર–બહેરો પોતાના બહેરાપણાં પર અફસોસ કરીને તમન્ના કરે કે, 'મારામાં સાંભળવાની શક્તિ હોત તો કેટલું સારું થાત !' પરંતુ તેને શી ખબર કે, ત્યારે શું હાલ હોત ? શકય છે કે, તે ગીત–સંગીત સાંભળવામાં મશગૂલ– રમ્માણ થઈ જાત. ગીબત–નિંદા સાંભળ્યા કરત. તો એના માટે બહેરા હોવું જ વરદાન

બન્યું. એવું જ આંધળા હોવું કે, તેમાં પણ અનેક ગુનાહોથી રક્ષણ છે. શકય છે કે, દેખતો હોત તો ઘણા બધા ગુનાહોમાં સપડાઈ જાત !

એ જ હાલ ગરીબી–મુફલિસીનો છે કે, કેટલીક વાર અમીરી–તવંગરી આવતાં વધારે ગુનાહ થવા લાગે છે. શેખ સઅદી (રહ.)એ ખૂબ ફરમાવ્યું છે : 'જે તમને ધનવાન નથી બનાવતો, તે તમારા લાભને તમારાથી વધારે જાણે છે !' એ જ રીતે પ્રત્યેક (અણગમતી) વસ્તુમાં આ જ પ્રકારની મસ્લિહતો–ફાયદાઓ હોય છે, માટે જરૂરી અનિવાર્ય છે કે, આમ સમજે કે, અલ્લાહ તઆલા હિકમતવાળો છે. સાથે જ મહાન દયાળુ (કૃપાળુ) પણ છે જ, તેથી જ તે (પાક ઝાત) જે મુનાસિબ–યોગ્ય હશે તે જ કરશે !

## પીરાને પીર (રહ.)ના એક મુરીદનો બનાવ

હઝરત શૈખ અ. કાદિર જીલાની (રહ.)ના એક મુરીદ હતા. તે એક રાત્રે સૂતા તો ઈહતિલામ–સ્વપ્નદોષ થઈ ગયો. તરત ઊઠીને ગુસલ કર્યું. ફરી સૂતા તો ફરી એમ જ થયું. મતલબ કે આમ તે જ રાત્રે સિત્તેર વાર થયું અને દરેક વખતમાં નવી અજાણ ઓરતને જોતા હતા. ખ્યાલ થયો કે, જ્યારે મારા પર શયતાનનો આટલો ગલબો–પ્રભુત્વ છે, એથી જણાય છે કે, હું મરદૂદ–હડધૂત થઈ ગયો. મોટા પીર સાહેબની સેવામાં ખૂબ ગમગીન થઈને હાજર થયા. આપ (રહ.)એ મુસ્કુરાયને ફરમાવ્યું : 'ખુદા તઆલાનો શુક્ર અદા કરો ! મારી જાણમાં આવ્યું હતું કે, તમારા નસીબમાં સિત્તેર સ્ત્રીઓથી વ્યભિચાર કરવાનું લખવામાં આવ્યું હતું. મેં અલ્લાહ તઆલાથી દુઆ કરી કે, એનાથી (તમને) બચાવે ! માલિકે મારી દુઆ સાંભળી અને તેને બેદારીથી સ્વપ્નમાં ફેરવી નાખી કે તકદીર પણ પૂરી થઈ ગઈ અને તમે ગુનાહથી પણ બચી રહયા !' તો જુઓ, હકીકતમાં તો એ હાલત રહમત–મહેર હતી અને તે મુરીદ એને અઝાબ–કહર સમજીને ખૂબ રંજીદા હતા.

(*નોંધ : તકદીરનો એક પ્રકાર તકદીરે મુઅલ્લક–લટકેલી તકદીર*

છે, જે બદલાય શકે છે, પરંતુ તે એક બારીક ચર્ચા છે, તેને કોઈ સારા આલિમથી ઝબાની સમજવી !)

## હઝરત હાજી સા. (રહ.)ની એક અજીબ તહકીક-શોધ

અમારા હઝરત (હાજી ઈમદાદુલ્લાહ રહ.)ની પાસે એક ભાઈ આવ્યા. આવીને અરજ કરી કે, 'હું બીમાર થઈ ગયો હતો. આટલા સમયથી મને હરમ શરીફ (મક્કા શરીફ)ની નમાઝ નસીબ નથી થઈ !' હઝરતે પોતાના અંગત લોકોને ફરમાવ્યું : આરિફ (અલ્લાહ તઆલાને ઓળખનાર, જે દીનની સંપૂર્ણ સૂઝ–બૂઝ રાખતો હોય) આવી બાબતોથી રંજીદા નથી થતો. કેમ કે, મકસૂદ–ધ્યેય તો અલ્લાહ તઆલાની ખુશનૂદી તથા નિકટતા છે. હવે જેમ તંદુરસ્તીની હાલતમાં હરમે પાકની નમાઝ તેનું સાધન છે, તે જ રીતે અલ્લાહ તઆલાની નિકટતાનો એક તરીકો એ છે કે, બીમાર થઈ જવાય અને બીમારીનો સવાબ મળે, જે તંદુરસ્તીમાં હરમ શરીફની અંદર મળતો હતો.

જેમ કે હદીસ શરીફમાં આવ્યું છે કે, બંદો જે અમલ તંદુરસ્તીમાં કર્યા કરતો હતો, બીમારીમાં પણ તેનો બરાબર સવાબ મળતો રહે છે !' આગળ ફરમાવ્યું કે, બંદાને મવલા પર ફરમાઈશ કરવાનો હક નથી કે મને ફલાણા રસ્તેથી જ મકસૂદ (મંઝિલ) મળે ! બન્ને રસ્તા અલ્લાહ પાક સુધી પહોંચવાના છે. માલિક ગમે તે રસ્તે પહોંચાડે, તે બંદાના હકમાં ખૈર–ભલાઈ જ છે. શરત આ કે, તે હાલ ખુદ પેશ આવ્યો હોય, પોતે ન લાવ્યો હોય, કારણ કે હાલત બે પ્રકારની છે : એક ગેર ઈખ્તિયારી, જે સરાસર–નખશિખ ભલાઈ છે. બીજી હાલત, ઈખ્તિયારી છે, તેમાં ભલાઈ–બુરાઈ બન્ને હોય છે. તો અત્રે ઈચ્છાથી પેદા કરેલ હાલત મુરાદ–અભિપ્રેત નથી !

એનાથી એક મોટો પ્રશ્ન હલ થઈ ગયો. તે આ કે જો કોઈ કહે કે, 'અમે વ્યાજ લઈએ છીએ અને તે પણ એક હાલત છે જે અમને પેશ

આવે છે, તો એમાં પણ અલ્લાહ તઆલાની મસ્લિહત હશે.' તો ઉપરના કાયદાથી એ શંકાનો જવાબ થઈ ગયો. અર્થાત્ એ કાયદો અલ્લાહ તઆલાનાં કામોમાં છે, તમારાં કામોમાં નથી. આપણી ઈચ્છાથી કરેલ કામોમાં તો ભલા–બુરા બેઉ હશે અને અલ્લાહ તઆલાનાં જેટલા કામ છે, તે સઘળા ખાલિસ–નિર્ભેળ રહમત છે. જેમ કે, કોઈ સ્નેહીનું મૃત્યુ અથવા દુષ્કાળ કે પ્લેગ વગેરે !

## પ્લેગ રહમત છે !

જો કોઈ કહે કે દુષ્કાળ, પ્લેગ વગેરે તો ગુનાહોથી આવે છે, તો એ રહમત શી રીતે થઈ ? તો સાહિબો, એ પણ તો રહમત છે કે તમે ગુનાહોથી પાક થઈ ગયા. તેથી હદીસ શરીફમાં પ્લેગને મો'મિન માટે રહમત ફરમાવ્યો છે. એટલું જ નહિ, પ્રત્યેક બીમારીથી ગુનાહ માફ થતા હોવાનું ફરમાવ્યું છે, બલકે એ પણ કે જો કોઈ વસ્તુ મૂકીને ભૂલી જાય તો એટલી પરેશાનીથી પણ ગુનાહ માફ થાય છે. સારાંશ કે, પ્રત્યેક વસ્તુ જે આપણા ઈખ્તિયાર–અંકુશથી બહાર હોય તે આપણાં માટે રહમત છે !

## મુસીબતો પર તસલ્લી બીજા પાસાથી- બીજી રીતે

ફરી એક (બીજી) વાત સમજો ! આપણે અલ્લાહ તઆલાના છીએ અથવા પોતાના ? દેખીતું છે કે, અલ્લાહ તઆલાના છીએ. તેથી ફરમાવ્યું છે : **વલા તક્તુલૂ અન્ફુસકુમ.** અર્થાત્ : પોતાની જાનોને કતલ ન કરો.' જો આપણે પોતાના હોત તો, પોતાની ઝાતમાં ફેરફારનો અધિકાર હોત. જ્યારે આપણે અલ્લાહ તઆલાના છીએ તો શું તેમને પોતાની વસ્તુમાં ફેરફારનો હક નથી ? જરૂર છે અને તેથી જ મુસીબત વેળા ઈન્ના લિલ્લાહ... પઢવાનો હુકમ છે અર્થાત્ આપણે અલ્લાહ તઆલાની માલિકીમાં છીએ. એવી હાલતમાં જો તેમના હુકમોમાં

મસ્લિહત ન હોત, તો પણ આપણને એ'તિરાઝ ન હોવો જોઈએ ! ફરી જ્યારે પ્રત્યેક મુસીબતમાં લાભ અને મસ્લિહત પણ છે, તો એ'તિરાઝની શી ગુંજાઈશ રહે છે ? !'

હદીસ શરીફમાં છે : **ઈય્યાકુમ્ વલવ્ ફઈન્ન લવ્ યફ્તહુ અમલશ્શયતાન્.** અર્થાત : આમ ન કહયા કરો કે જો આમ હોત તો, આમ થઈ જાત અથવા આમ થાત તો સારું થાત ! એટલા માટે કે, એમ કહેવું શયતાની કામોનો દરવાજો ખોલી નાખે છે. સારાંશ કે જે વાત પણ પેશ આવે કે આપણા ઈખ્તિયારની બહાર હોય, તેને મસ્લિહત સમજે તથા તે પર અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરે. ચાહે એ બાહ્ય મુસીબત હોય કે આંતરિક મુસીબત હોય !

## દુઆનો શોખ અપાવવો તથા આરઝૂ કરવાની મનાઈ

(અલ્લાહ તઆલાએ) એક મોટો કરમ સાથે એ કર્યો કે, માનવીની તબિયત–પ્રકૃતિનો પણ લિહાઝ રાખ્યો, તે એ રીતે કે આરઝૂ તબિયતમાં આપોઆપ પેદા થાય છે અને તબિયતને તેથી રોકવી મુશ્કેલ હોય છે, માટે આમ સરળતા કરી આપી કે દુઆને જાઈઝ કરી આપી, (બલકે તેની તાકીદ ફરમાવી) કે જો કોઈ વસ્તુની તમન્ના થાય તો અલ્લાહ પાકને સલાહ આપીને અરમાન પૂરા કરવાના બદલે દુઆ કરી લેયા કરો કે આરઝૂ કરવાથી તે બેહતર છે, કારણ કે આરઝૂનો અર્થ તો અલ્લાહ તઆલાને સલાહ આપવી છે કે, આમ કરવું યોગ્ય હતું, પરંતુ દુઆમાં એ વાત નથી, બલકે તે અરજ છે બારગાહે ખુદાવંદીમાં અને સાથે જ રઝામંદી પણ છે કે, જો એ કામ મારી મરજી મુજબ ન થશે તો હું એમાં જ મસ્લિહત માનીશ !

દુઆ દિલનો ઊભરો કાઢવામાં તો આરઝૂની બરોબર છે અને હકીકતમાં (તેનાથી) શ્રેષ્ઠ છે. મિસાલથી સમજો કે, જ્યારે કોઈ બીમાર થાય તો તેણે તંદુરસ્તીની દુઆ કરવી જોઈએ. સાથે

સબ્ર–ધીરજની પણ અરજ ગુઝારે અને જે પસંદ આવે તે દુઆ માંગે. એનાથી દિલનો ગુબાર પણ નીકળી જશે, હસરત ન રહેશે, પરંતુ જો તે આરઝૂ કરશે કે, 'બીમાર ન થયો હોત તો સારું હતું,' તો એમાં હસરત થશે ! રહી એ વાત કે, જો દુઆ કરી અને ધ્યેય સિદ્ધ ન થયો તો દુઆ કરવાની છોડી દે અથવા મકસૂદની પ્રાપ્તિ સુધી દુઆ ચાલુ રાખે ? તો એ બાબતમાં હુકમ આ છે કે, દુઆ ન છોડે, પરંતુ જ્યાં સુધી હેતુ પૂરો ન થાય ત્યાં સુધી સબ્ર–ધીરજ ધરે. આમ દુઆ અને સબ્ર ભેગી રાખે !

## મેં અત્યારે આ વિષયની ચર્ચા શા માટે કરી ?

અત્રે એક (મોટી હસ્તીની વફાતનો) બનાવ બન્યો છે, જેની અસર ઘણાં દિલો પર હશે. અસર હોવી અજીબ વાત નથી, કેમ કે બનાવની પણ નશતરની જેમ અસર થાય છે. અલબત્ત, આપણને એ'તિરાઝનો હક નથી. આપણે અલ્લાહ તઆલાના કોઈ સગાં નથી કે તેમના હુકમોની હિકમતો પૂછી શકીએ. બાકી હિકમતો છે અવશ્ય. મુસીબત ખત્મ કરવાની રીત એ નથી કે તેની હિકમતો તલાશ કરવામાં આવે, બલકે મુસીબતને વિચાર્યા ન કરે, ન તેનું વર્ણન કર્યા કરે. કેટલાક લોકો મહિનાઓ સુધી પાછળવાળાઓની પાસે આવીને મરનારનો ઝિક્ર કરીને તેમના ગમને તાજો કરતા રહે છે. હાલાં કે (સ્થાનિક) લોકો માટે ત્રણ દિવસ પછી તા'ઝિયતની મનાઈ છે !

તા'ઝિયતનો હેતુ તસલ્લી–આશ્વાસન છે અને તેમાં ઓર આગ ભડકે છે. તસલ્લીની રીત તો એ જ છે કે, તેનો સમય પૂરો થયા પછી તે બનાવોનું કાયમ વર્ણન ન કરતા રહે. હા, મુર્દાને સવાબ પહોંચાડવા યાદ કરે. તેનાથી તેને લાભ થશે. જ્યારે પોતાની તસલ્લી તથા સંતોષ માટે ઝિક્ર કરતો રહે ! મુર્દાને રાહત પહોંચાડવામાં આ પણ દાખલ છે કે, તેણે છોડેલ માલમાં ગુનાહનાં કામ ન કરે. મુર્દાને

તેની જાણ થતી હોવાથી તેને એથી તકલીફ થાય છે. જો મુર્દાનો ખ્યાલ ન હોય, તો પોતાને બચાવવા માટે તો ગુનાહ ન કરે !

તસલ્લીની એક તદબીર એ પણ છે કે, કોઈ કામમાં લાગી રહે. જો દીનનું કામ ન હોય તો દુનિયાના જ કોઈ (જાઈઝ, લાભદાયી) કામમાં લાગી જાવ ! મતલબ કે રંજને હલકો કરો, નહિતર ગમ વધી જતાં અલ્લાહ તઆલાના ફેંસલાથી શિકાયત પેદા થવા લાગે છે. અલ્લાહ તઆલા અમલની તવફીક અર્પે, આમીન !



પ્રકાશન નં. ૫૩૮

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની
બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# સારાં કામોના દરજજા હોય છે



:: સારસંકલન, અનુવાદ ::
✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :
દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,
ગુજરાત–ઈન્ડિયા

# અનુક્રમણિકા





બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# સારાં કામોના દરજ્જા હોય છે

ખુત્બએ માષૂરહ પછી, **અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ, બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ. અજઅલ્તુમ સિકાયતલ હાજ્જિ વ ઈમારતલ્ મસ્જિદિલ્ હરામિ કમન્ આ-મ-ન બિલ્લાહિ વલ્ યવ્મિલ આખિરિ વ જાહદ ફી સબીલિલ્લાહિ લા યસ્તવૂ-ન ઈન્દલ્લાહિ વલ્લાહુ લા યહદિલ્ કવમઝ ઝાલિમીન.**

**તરજુમો :** "શું તમે હાજીઓને પાણી પિવડાવવા અને મસ્જિદ બનાવવાને તે માણસનાં કામોની બરાબર ગણો છો, જે અલ્લાહ તઆલા પર તથા કિયામતના દિવસ પર ઈમાન લાવ્યો હોય અને જેણે અલ્લાહ તઆલાના રસ્તામાં જિહાદ-ધર્મયુદ્ધ કર્યું હોય. બન્નેવ વર્ગો અલ્લાહ તઆલાના નજદીક હરગિઝ બરાબર નથી."

## ન સઘળાં નેક કામ સરખાં દરજ્જાના છે અને ન સઘળા ગુનાહ

આ વાત સર્વે નાના-મોટા જાણે છે કે જેટલાં પણ સારાં કામો છે, બધાં એક દરજ્જાના નથી, કોઈ વધારે મરતબો રાખે છે, તો કોઈ કમ. દા.ત. નમાઝ પઢવી, રોઝા રાખવા, મસ્જિદ બનાવવી, હજ કરવી, મઝલૂમની સહાય કરવી, આ સર્વે કામો છે, પરંતુ બધાંનો મરતબો સરખો નથી. એમ નથી કહી શકાતું કે જે સવાબ નમાઝ પઢવામાં મળે છે

એટલો જ સવાબ મસ્જિદ બનાવવામાં પણ મળે છે અથવા જેટલો સવાબ હજમાં છે, એટલો સવાબ એક રૂપિયો ખયરાત કરવામાં પણ છે.

એ જ પ્રમાણે સઘળા ગુનાહ પણ એક દરજ્જાના નથી. ચોરી, ડિકાયતી, વ્યભિચાર–ઝિના, દારૂ પીવો, કોઈને મારી નાખવો– આ બધા મોટા ગુનાહ છે, પરંતુ તેમના આપસમાં પણ ફેર છે. એ જ રીતે ઘણાં નાના ગુનાહ છે, પરંતુ કોઈ ખૂબ હલકો છે, કોઈ તેથી વધારે છે. નેક કામો વિશે હદીસ શરીફમાં છે કે, 'ઈમાનની સિત્તેરથી વધારે શાખાઓ છે, જેમાં સૌથી વધુ કામિલ તો લા ઈલા–હ ઈલ્લલાહુ છે અને સૌથી અદના–ઓછો દરજ્જો, રસ્તામાંથી તકલીફ આપનારી વસ્તુઓને હટાવવી છે.' જેમ કે રસ્તામાં કાંટા અથવા મોટું લાકડું (પથ્થર, કાંચ વગેરે) પડયું હોય, જેમ કે રસ્તામાં એવી વસ્તુઓ નાખવાની લોકોની ટેવ હોય છે, જેનાથી રસ્તે ચાલનારાઓને તકલીફ થાય છે. અમુક લોકો ગાડાં, લારી (ટેમ્પો) વગેરે રસ્તામાં ઊભા કરી દે છે. કોઈક વાર કોઈક આંધળો ત્યાંથી પસાર થતાં ટક્કર ખાઈ જાય છે. હા, જો ખૂણામાં હોય તો વાંધો નથી. લોકોએ આવી બાબતોનો ખ્યાલ રાખવો જોઈએ અને એમ ન સમજવું જોઈએ કે શરીઅતે આવી વાતો વિશે કોઈ કાયદો નક્કી જ નથી કર્યો.

ભાઈઓ ! પ્રત્યેક કામ માટે શરીઅતમાં એક આદેશ મૌજૂદ છે. જુઓ, જ્યારે તકલીફ દેનારી વસ્તુઓને હટાવવી, ઈમાનની એક શાખ છે, તો આવી વસ્તુઓને રસ્તામાં નાખવી અથવા રહેવા દેવી, ગુનાહપાત્ર થશે કે નહિ ? તો આ હદીસ શરીફમાં મનન કરવાથી આ મસ્અલો નીકળે છે કે, નેક કામ બધાં એક દરજાના નથી, બલકે એમ કહેવું જોઈએ કે સ્પષ્ટ રીતે તેનું વર્ણન છે.

જુઓ, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બતાવી દીધું કે, ઈમાન સૌથી વધારે કામિલ છે. શર્મ–હયા તેનાથી કમ છે. તકલીફ દેનારી વસ્તુઓને રસ્તાથી હટાવવું તેનાથી કમ છે.

## અફઝલ-શ્રેષ્ઠની ઓળખમાં આલિમો, અવામ બન્નેવની ગલતી

હવે રહી આ વાત કે, કયું કામ કોનાથી ઊંચું છે અને તેની નિશાની શું છે ? તો એમાં અકસર લોકોએ ભૂલ કરી છે. અવામે પણ તથા આલિમોએ પણ, માટે તેને માલૂમ કરવાની જરૂરત છે. તે આ ગલતી છે કે અફઝલ–શ્રેષ્ઠની પહેચાન પોતાની સમજથી કરે છે અથવા જો શરીઅતથી કરે છે, તો દલીલ–તર્કમાં સંપૂર્ણ રીતે વિચારતા નથી કે તેનાથી અફઝલિય્યત–શ્રેષ્ઠતા સાબિત થઈ કે નહિ ?

## સામાન્યજનોએ અફઝલની શું ઓળખ નક્કી કરી છે

સામાન્યજનોએ નેક કામોમાં ફઝીલત–શ્રેષ્ઠતાની ઓળખ નક્કી કરી છે કે જે કામની સૂરત–ઝાહિર ઈબાદતની હોય અથવા તેને ઝાહિરમાં ઈબાદતથી વધારે સંબંધ હોય, તેને અફઝલ માને છે. વર્ણન તેનું આ છે કે, નેક કામ બે પ્રકારના છે. એક તે છે કે, જે રીતે હકીકતમાં તે ઈબાદત છે, સૂરત પણ તેની ઈબાદતની છે અથવા ઈબાદતથી ઝાહિર–બાહ્ય સંબંધ રાખે છે. જેવી રીતે નમાઝ પઢવી કે એ સૂરત તથા હકીકત બન્નેવના લિહાઝથી ઈબાદત છે અથવા મસ્જિદ તૈયાર કરાવવી કે તેને ઈબાદત એટલે નમાઝથી ઝાહિરી– બાહ્ય સંબંધ છે.

બીજાં તે કામ છે કે, હકીકતમાં તે ઈબાદત છે, પરંતુ તેમની ઝાહિરી સૂરત ઈબાદતની નથી જણાતી અને ન કોઈ ઈબાદતને તેનાથી એવો બાહ્ય સંબંધ છે જે પ્રત્યેકની નજરે ચડી જાય, જેમ કે કોઈ તાલિબે ઈલ્મની મદદ ખાવા અથવા કપડાથી, પરંતુ તેનો ઈબાદતથી સંબંધ દરેકની નજરમાં નથી આવતો, કારણ કે તાલિબે ઈલ્મનું ખાવું નક્કી કરવું, જે ઈબાદત છે, તે એટલા માટે કે એ દીનની ખિદમત છે અને તેનું દીનની

ખિદમત હોવું ત્યારે સમજમાં આવી શકે છે કે જ્યારે તાલિબે ઈલ્મ ફારિગ થઈને દીનની ખિદમતમાં લાગે.

તો ઉપરોક્ત બન્નેવ પ્રકારનાં કામ ઈબાદત છે, પરંતુ બન્નેવમાં ફર્ક છે. મસ્જિદ બનાવવાનો સંબંધ, ઈબાદતની સાથે બાહ્ય છે કે તેમાં લોકો નમાઝ પઢે છે અને નમાઝ એવી જાહેર ઈબાદત છે કે, કોઈને તેના ઈબાદત હોવામાં શંકા નથી થઈ શકતી. પ્રત્યેક માનવી જાણે છે કે નમાઝ પઢવી ઈબાદત છે. તો જે વસ્તુઓ નમાઝથી બાહ્ય સંબંધ ધરાવે છે, તેમને મોટી ઈબાદત સમજે છે, માટે મસ્જિદ બનાવવી તથા તેમાં મદદ કરવી, મોટા સવાબનું કામ સમજવામાં આવે છે.

## તાલિબે ઈલ્મોની ખિદમત કરવાને આમ લોકો ઈબાદત નથી સમજતા

રહયું તલબાનું ખાણું, તો તેને એવું નથી સમજતા, કારણ કે પ્રથમ તો ઈબાદતની સાથે તેનો સંબંધ સ્પષ્ટ નથી. ફરી જે ઈબાદતથી તેનો સંબંધ છે તે, એવી બાહ્ય ઈબાદત નથી કે સામાન્યજનો પણ તરત સમજી લે. એટલા માટે કે તલબા–દીની વિદ્યાર્થીઓની ખિદમત–સેવામાં ઈલ્મની મદદ છે અને તેનું ઈબાદત હોવું એટલું સ્પષ્ટ નથી. જુઓ, જો કોઈ માણસ પઢવાનું શરૂ કરે છે, તો કોઈ એમ નથી સમજતું કે તે ઈબાદત કરી રહ્યો છે, કારણ કે તેનું ઈબાદત હોવું અંજામના હિસાબે છે. જ્યારે ૧૦, ૧૨ વર્ષ તા'લીમ લઈને ફારિગ થશે ત્યારે દીનની ખિદમતના લાયક થશે અને દીનની ખિદમત સર્વ ઈબાદતોથી અફઝલ–શ્રેષ્ઠ છે.

## હઝરત અબૂબક્ર તથા હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુમા)ની ફઝીલત બીજા સહાબા (રદિ.) પર, ખિદમતે દીનના કારણે છે

એ જ દીનની ખિદમતના કારણે હઝરત અબૂબક્ર (રદિ.) તથા હઝરત ઉમર (રદિ.)ને સર્વે સહાબા (રદિ.)થી અફઝલ કહેવામાં આવે છે.

નહિ તો નમાઝ, રોઝામાં તેમનું વધારે હોવું કોઈ કિતાબથી સાબિત નથી. છતાં તમામ અહલે સુન્નત વલ જમાઅતનો ઈત્તિફાક–એકમત છે કે, બન્નેવ હઝરાત સઘળા સહાબા (રદિ.)થી શ્રેષ્ઠ છે. હદીસોમાં પણ તેનું સ્પષ્ટ વર્ણન છે અને બુઝુર્ગોને પણ કશ્ફ (ખુદા તઆલાનું છૂપી વાતને કોઈના દિલ પર ખોલી દેવું) અને કરામત–બુઝુર્ગીથી એ જ જણાયું છે.

હદીસો તો બધાની સામે મવજૂદ છે. હા, બુઝુર્ગોને જે કશ્ફ થાય છે, તેમાંથી એક હું આપની સામે વર્ણવું છું. હઝરત શાહ વલિય્યુલાહ (રહ.) લખે છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને ત્રણ વાતોનો હુકમ ફરમાવ્યો અને ત્રણેવ વાતો મારી મરજીથી વિરુદ્ધ છે, પરંતુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમ સામે મેં મારી પસંદગીને છોડી દીધી. એક વાત આ કે મારો ખ્યાલ કાંઈક આ તરફ હતો કે, હઝરત અલી (રદિ.) સઘળા સહાબા (રદિ.)થી અફઝલ છે, પરંતુ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, હઝરત અબૂબકર, હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુમા)ને અફઝલ સમજો.

બીજી વાત એ કે હું ચાહતો હતો કે, કોઈ ઈમામની તકલીદ– પેરવી ન કરું. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ચારેવ ઈમામોના મઝહબથી બહાર ન જાઓ. ત્રીજી વાત આ કે, હું ખુદા તઆલા પર ભરોસો કરીને સર્વે ઉપાયો તથા સાધનોને છોડી દેવું પસંદ કરતો હતો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એથી રોકીને તદબીર તથા અસ્બાબ અપનાવવાનો હુકમ ફરમાવ્યો. આ ત્રણેવ હુકમોમાં ઘણા રાઝ–રહસ્યો છે, પરંતુ આ સમય તેમના બયાનનો નથી. સાર એ કે મજકૂર બન્નેવ બુઝુર્ગોની ફઝીલતનું કારણ એ છે કે તેમના હાથથી ઈસ્લામની ખિદમત વધારે થઈ. તો દીનની ખિદમત એવી વસ્તુ છે કે સર્વ ઈબાદતોથી અફઝલ, પરંતુ તે છતાં સૂરત તેની ઈબાદતની નથી, તેથી લોકોની સમજમાં નથી આવતી. ફરી તાલિબે ઈલ્મને ખવડાવવાનો સંબંધ પણ દીનની ખિદમત સાથે જાહેર નથી,

કારણ કે તે હાલમાં તો દીનની ખિદમત નથી કરી રહયો, બલકે ફારિગ થયા પછી કરશે.

## તાલિબે ઈલ્મને ખવડાવવામાં કેટલો સવાબ છે ?

પરંતુ જો મનન કરવામાં આવે, તો જણાશે કે એમાં કેટલો સવાબ છે. જો આપે એક તાલિબે ઈલ્મને ખવડાવ્યું અને તેનાથી તેને તાલીમની શક્તિ પ્રાપ્ત થઈ, તો ફરાગત પછી તેનાથી જેટલી દીનની ખિદમત થશે, તે બધા સવાબમાં તે લોકો શામિલ હશે, જેમણે તેની મદદ કરી છે, પરંતુ સામાન્યજનો આ વાત નથી સમજતા. તેથી જ્યારે ખુદાપાકના રસ્તામાં કાંઈક દેવાનો તેમને ખ્યાલ થાય છે, તો મસ્જિદ બનાવે છે અથવા તેમાં કુર્આન શરીફ મૂકવામાં ઘણો સવાબ સમજે છે, મસાઈલની કિતાબો (તથા આમ દીની કિતાબો) દેવામાં એટલો સવાબ નથી સમજતા.

## અફઝલ હોવાની સામાન્યજનોની બીજી ઓળખ

અને (અફઝલ) હોવાની બીજી ઓળખ (સામાન્યજનોની) આ છે કે, જે કામનો નફો તરત જાહેર થાય, તેમાં વધારે સવાબ માને છે અને જેનો ફાયદો મોડો જણાય, તેમાં એટલો સવાબ નથી માનતા. એટલા જ કારણે પાણી પિવડાવવાનો સવાબ વધારે સમજવામાં આવે છે. ત્રીજી ઓળખ આમ લોકોની (અફઝલ અમલની) આ છે કે, જે વસ્તુનો નફો આમ હોય અને તેનાથી ઘણાં લોકોને લાભ થાય, તેમાં વધારે સવાબ થાય છે. જેમ કે, કૂવો બનાવવો. આ નમૂના તરીકે આમ લોકોના કાયદા તથા ઓળખ હતી, જે તેમના હાલાતમાં વિચારવાથી સમજમાં આવી કે, લાભ જલદી જાહેર થાય અને આમ હોય તથા તે કામની સૂરત–દેખાવ ઈબાદતનો હોય. ફરી એટલા પર બસ નથી કે, એ કાયદાઓથી કામોની પરખમાં જ કામ લે, બલકે બુઝુર્ગોની પિછાણમાં

પણ (તે જ કાયદાથી કામ લે છે.)

## કામિલ-પરિપૂર્ણની ઓળખમાં આમ લોકોની ગલતી

જ્યારે (બુઝુર્ગોને) એક બીજા પર ફઝીલત–સરસાઈ આપે છે તો મજકૂર ત્રણેવ કાયદાઓથી તેમને જાંચે છે. જો એક માણસ આખી રાત જાગે છે, કોઈથી વાત પણ બહુ ઓછી કરે છે અને એક બીજો માણસ છે જે ફર્ઝ, વાજિબ, સુન્નત બધું અદા કરે છે, રાત્રે કલાક–બે કલાક જાગી લે છે. દિમાગની હિફાઝતની તદબીર પણ કરે છે, લોકોને વઅઝો–નસીહત પણ કરે છે, મખ્લૂકનું દિલ રાખવા માટે લોકોથી મળે પણ છે, બાળકોની સાથે હંસી પણ કરે છે, તો આમ લોકો તેના મુકાબલામાં પ્રથમ માણસને વધારે કામિલ સમજશે. જેમ કે, બહુધા લોકો કહયા કરે છે કે, ફલાણો માણસ મોટો ઈબાદતગુઝાર છે અને બીજા માણસને જુએ છે કે, તે વધારે ઈબાદત નથી કરતો, એટલે તેને વધારે કામિલ નથી સમજતા. હાલાં કે વધારે આબિદ તે જ માણસ છે, કારણ કે ઈબાદત કહે છે બંદા હોવાને અને બંદગી નામ છે હુકમ બજાવી લાવવાનું, જ્યારે જે હુકમ હોય. તો લોકોથી દીનના હેતુએ હળવું–મળવું પણ ઈબાદતમાં દાખિલ છે.

## ઈબાદતની તહકીક

ઈબાદતની હકીકત હઝરત હાજી સા. (રહ.)એ ઘણી અજીબ બયાન ફરમાવી છે તે આપને સંભળાવું છું. ફરમાવ્યું કે, કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે : "**વમા ખલક્તુલ્ જિન્ન વલ ઈન્સ ઈલ્લા લિયઅ્બુદૂન.** અર્થાત્ : અમે ઈન્સાન અને જિન્નાતને પોતાની બંદગી માટે પેદા કર્યા છે. તો અલ્લાહ પાકે ઈબાદતના માટે ઈન્સાન તથા જિન્નાતને ખાસ ફરમાવ્યાં, હાલાં કે ફરિશ્તા અને જેટલા સજીવ કે નિર્જીવ છે સૌના સૌ બંદગીમાં મશગૂલ છે. તો પછી ઈન્સાન અને

જિન્નાતની શું વિશેષતા છે કે આમ ફરમાવ્યું ? તો કારણ તેનું આ છે કે, એક તો નોકર હોય છે અને એક ગુલામ હોય છે. નોકરનાં કામ હંમેશા નક્કી હોય છે, ભલે કેટલાંય કામ તેનાથી લેવામાં આવે, પરંતુ કોઈ કામ એવું જરૂર હોય છે કે જેમાં નોકર ઉઝર કરી શકે છે કે, હું એ કામના માટે નથી. જો મળ—મૂત્ર ઉઠાવવાનું કહેવામાં આવે તો તે કદાપિ મંજૂર નહિ કરે. એવાં જ બીજા ઘણાં કામોમાં તે ઉઝર કરશે, બલકે અવલાદ પણ જેમના પર નોકરથી વધારે કાબૂ હોય છે, અમુક કામોમાં ઈનકાર કરી દે છે.

અમારા એક દોસ્તનો બનાવ છે, જે સય્યિદ ખાનદાન તથા મોટા ઘરાનાના છે, તેમણે (જ્યારે કે ભિસ્તીઓએ પણ પાણી ભરવાનું છોડી દીધું હતું) પોતાના દીકરાને કહયું કે, ભાઈ ! પખાલીઓએ તો પાણી ભરવાની ના પાડી દીધી છે, મહોલ્લાવાળાઓને ઘણી તકલીફ છે, તમે જ લોકોના ત્યાં પાણી ભરી દેયા કરો. તે છોકરો આ વાતથી ખૂબ નારાજ થયો. તો જુઓ અમુક કામોથી અવલાદ પણ ઈનકાર કરી દે છે, પરંતુ ગુલામ કોઈ કામથી ઈનકાર નથી કરી શકતો, કારણ કે તેનું કોઈ ખાસ કામ નક્કી નથી, બલકે તેનો એ હાલ હોય છે કે, એક સમયે આકાની જગ્યાએ કામ કરે છે, કિંમતી પોશાક પહેરીને અને બીજા સમયે આકાના નાપાક કપડા ધૂએ છે. એક સમયે ભંગી બને છે તો બીજા સમયે સફીર—પ્રતિનિધિ. તો ગુલામ નોકર પણ છે, ભંગી પણ, સફીર પણ છે, ખલીફા—નાયબ પણ.

તો ઈન્સાન અને જિન્નાત તો ગુલામની જેમ છે અને બીજી મખ્લૂક—સર્જન નોકરની જેમ. એ જ કારણ છે કે, બીજી મખ્લૂકની ઈબાદતને પાકી બયાન કરવા તથા સિજદો કરવાના નામથી બયાન કરી અને ઈન્સાન તથા જિન્નાતના કામને ઈબાદતનો લકબ (વિશેષણ) આપ્યો. જ્યારે ઈન્સાન અને જિન્નાત બંદા તથા ગુલામ છે તો તેમની કોઈ ખાસ ખિદમત (નક્કી) ન હશે, બલકે તેમના માટે એક સમયે નમાઝ, રોઝા ઈબાદત હશે તો બીજા સમયે સૂવું, હાજતે જવું તથા લોકોથી મળવું અને એ જ પ્રકારના કામ ઈબાદત હશે.

હદીસ શરીફમાં છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જ્યારે પેશાબ–પાખાનોનો દબાવ હોય ત્યારે નમાઝ પઢવી મનાઈ છે અને તેનાથી ફારિગ થવું વાજિબ છે. જુઓ, એક સમય ઈન્સાનના માટે એવો નીકળ્યો કે, તેને મસ્જિદમાં જવું હરામ અને પાખાનામાં જવું વાજિબ થયું. એ જ રીતે જો કોઈ અવ્વલ સમયે નમાઝ પઢવા ચાહે અને તેને ખૂબ ભૂખ લાગી હોય તો શરીઅત હુકમ કરશે કે, નમાઝ પછી પઢો, પ્રથમ ખાણું ખાઓ. એના રાઝ–રહસ્યને ઈમામ અબૂ હનીફા (રહ.) ઘણા પાકીઝા શબ્દોમાં બયાન ફરમાવે છે કે, મારું બધું ખાણું નમાઝ બની જાય એ એનાથી બેહતર છે કે, મારી બધી નમાઝ ખાણું બની જાય. મતલબ આ છે કે, જ્યારે ખાણું પ્રથમ ખાઈશ તો બધા ખાવામાં નમાઝનું ધ્યાન રહેશે કે એનાથી જલદી ફારિગ થઈને નમાઝ માટે જાઉં. તો એ સઘળો સમય નમાઝના ઈન્તિઝારમાં ગુઝાર્યો અને નમાઝની વાટ જોવામાં નમાઝનો જ સવાબ મળે છે. તો કુલ ખાણું નમાઝ બની ગયું અને જો એવું ન કરવામાં આવત, બલકે ભૂખમાં જ નમાઝ શરૂ કરી દેવામાં આવત તો શરીર તો નમાઝમાં હોત અને દિલ ખાવામાં પડયું હોત. તો સઘળી નમાઝ ખાવાને ભેટ ચઢી જાત. એ જ રહસ્યના કારણે અમારા હઝરત હાજી ઈમદાદુલ્લાહ (રહ.) સા. ફરમાવ્યા કરતા હતા કે, જો જિસ્મ હિંદમાં છે અને દિલ મક્કામાં છે, તો એ એથી બેહતર છે કે, જિસ્મ મક્કામાં રહે અને દિલ હિંદમાં.

સાર એ કે ઈન્સાનના માટે કોઈ ઈબાદત નક્કી નથી, કારણ કે તેનો હાલ ગુલામ જેવો છે અને જ્યારે એ (વાત) છે તો એક તો તે માણસ છે કે નમાઝ પઢીને કોઈ ગામડિયાથી વાતોમાં મશગૂલ છે અને ખેતીવાડીનો હાલ પૂછી રહયો છે અને બીજો માણસ લા ઈલાહ ઈલ્લલ્લાહની તસ્બીહ પઢી રહયો છે તો બાહ્ય રીતે આ બીજો માણસ અફઝલ જણાય છે, પરંતુ વિચારો તો જણાશે કે, જો પહેલા માણસની નિય્યત સારી છે કે કોઈ મુસાફિર અથવા મહેમાનનું દિલ ખુશ કરવાનો હેતુ અથવા કોઈ એવી જ બીજી નિય્યત હોય તો એ વાતો વધારે અફઝલ તથા મકબૂલ છે.

## અફઝલ-શ્રેષ્ઠ હોવાની સહીહ ઓળખ

કારણ કે પ્રત્યેક કામ પોતાના પરિણામ તથા લાભની દષ્ટિથી શ્રેષ્ઠ હોય છે. જે કામનું પરિણામ શ્રેષ્ઠ હોય છે તે કામ પણ શ્રેષ્ઠ હોય છે. તો પ્રત્યેક કામના નતીજા તથા હેતુને જોવાં જોઈએ, પરંતુ સામાન્યજનો તેને નથી સમજતા. હઝરત મવ. ફતહ મુહમ્મદ (રહ.) હઝરત હાજી ઈમદાદુલ્લાહ સા. (રહ.)ની હિકાયત વર્ણવતા હતા કે, હું હઝરત (રહ.)ની પાસે બેઠો હતો. ઘણી વાર સુધી બેસી વાતો કરતો રહયો. છેવટે જ્યારે ઘણો સમય થઈ ગયો તો હું ઊઠયો અને કહયું કે, હઝરત ! આજે મેં આપની ઈબાદતમાં ઘણું નુકસાન કર્યું. હઝરત (રહ.) ફરમાવવા લાગ્યા કે, મવલાના એ શું ફરમાવ્યું ? શું નમાઝ, રોઝા જ ઈબાદત છે અને દોસ્તોનો જીવ ખુશ કરવો એ ઈબાદત નથી ? હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સહાબએ કિરામ (રદિ.)ની સાથે બેસતા હતા તથા જે પ્રકારની વાતો સહાબા (રદિ.) ફરમાવતા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમની સાથે શામિલ રહેતા. જો સહાબા (રદિ.) હસતા તો તેમની સાથે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ મુસ્કુરાતા. તો આ છે કામિલોની હાલત, પરંતુ આમ લોકો તેને શું સમજે ?

## હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો સહાબા (રદિ.) સાથે વર્તાવ

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો દસ્તૂર હતો કે, ખાવા–પીવાની વાતોમાં બલકે ઈસ્લામથી પહેલાના કિસ્સાઓમાં પણ સહાબા (રદિ.)ની સાથે શામિલ રહેતા હતા. તેમની વાતો સાંભળીને આપ મુસ્કુરાતા હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું હસવું મુસ્કુરાવાથી વધારે ન રહેતું હતું. કદી કોઈએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હંસીનો અવાજ નથી સાંભળ્યો અને કારણ તેનું આ છે કે, જ્યારે ગમનો ગલબો હોય છે તો હસવાનો અવાજ નથી



નીકળતો. ભલે, મુસ્કુરાવાની હાલત થઈ જાય અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હંમેશા ગમગીન તથા ફિકરમંદ રહેતા હતા, જેનું કારણ પણ પોતે ઈરશાદ ફરમાવતા હતા કે, હું શી રીતે ચેનથી રહું, જ્યારે કે ફરિશ્તા સૂર લઈને તૈયાર છે કે, હમણા હુકમ થાય અને સૂર ફૂંકી દઉં. તો બતાવો કે એ હાલમાં હસવું શી રીતે આવે ? હસવું તો તે લોકોને આવી શકે છે જે બિલકુલ નચિંત હોય, તો અલ્લાહવાળાઓને બેફિક્રી કયાં ? ફકત બીજાઓની ખાતર કદી કંઈક હસી લે છે.

## હઝરત ઈસા અને હઝરત યહયા (અલયહિમસ્સલામ)ની હિકાયત

એના જેવી એક બીજી હિકાયત છે કે, હઝરત ઈસા (અલયહિસ્સલામ)થી હઝરત યહયા (અલયહિસ્સલામ)ની મુલાકાત થઈ. હઝરત ઈસા (અલયહિસ્સલામ) બહુધા મુસ્કુરાયા કરતા હતા અને હઝરત યહયા (અલયહિસ્સલામ) રડયા કરતા હતા. હઝરત ઈસા (અલયહિસ્સલામ)એ ફરમાવ્યું કે, હે યહયા ! શું તમે અલ્લાહ તઆલાની રહમતથી સંપૂર્ણ નાઉમ્મીદ થંઈ ગયા છો કે, કયારેય તમારું રડવાનું પૂરું જ નથી થતું ? હઝરત યહયા (અલયહિસ્સલામ)એ ફરમાવ્યું કે, હે ઈસા ! શું તમે અલ્લાહના કહરથી સંપૂર્ણ નીડર છો કે તમને દરેક સમયે હસી જ આવતી રહે છે ? છેવટે એક ફરિશ્તા આવ્યા અને કહયું કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે, અમે તમારા બંનેવ વચ્ચે ફેંસલો કરીએ છીએ કે, હે ઈસા ! લોકોની સામે તો એવા જ રહો, જેવા હમણા રહો છો, પરંતુ એકાંતમાં હઝરત યહયા (અલયહિસ્સલામ)ની જેમ રડયા કરો અને હે યહયા ! એકાંતમાં તો એવા જ રહો, જેમ હમણા છો, પરંતુ લોકો સામે હંસી પણ લેયા કરો, જેથી લોકોને મારી રહમતથી માયૂસી–નાઉમ્મીદી ન થાય.

## હુઝૂર (સલ.)ના કદી કદી મુસ્કુરાવાનું કારણ

અને આ હિકાયત એટલા માટે બયાન કરવામાં આવી કે, હુઝૂર

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું હસવું જે કાંઈ હતું તે ફક્ત બીજાઓના ખાતિર હતું અને જો બીજાઓની રિઆયત–ખ્યાલ ન હોત તો કદાચ મુસ્કુરાવાની તક પણ ન આવત. મતલબ કે જ્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વાતોમાં અથવા હંસીમાં મશગૂલ થતા હતા ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કમાલની આમ લોકોને શું જાણ થતી હશે ? માટે જ કાફિરો કહેતા હતા : મા લિ હાઝર્રસૂલ યા'કુલુત્તઆમ વ યમ્શી ફિલ અસ્વાક : કે, આ કેવા રસૂલ છે કે જે ખાવું ખાય છે અને બજારોમાં ફરે છે. મવલાના રૂમ (રહ.)એ મસ્નવીમાં ફરમાવ્યું કે, કાફિરો પોતાને અંબિયા (અલૈ.)ની બરાબર સમજ્યા,પરંતુ જહાલતથી એ ન સમજ્યા કે, બંનેવમાં ઘણો ફેર છે. તેઓ ખાય છે તો તેનાથી પલીદી બહાર આવે છે અને અંબિયા ખાય છે તે બધું નૂરે ખુદા બની જાય છે.

## મસ્નવીના એક શે'રનો મતલબ-ભાવાર્થ

હું જ્યારે હઝરત હાજી સા. (રહ.)થી મસ્નવી મવલાના રૂમ પઢતો હતો તો આ શે'રમાં જેનો અર્થ ઉપર આવી ગયો છે મને આ ખ્યાલ થયો કે, મવલાનાએ આ ફરક હકીકી–વાસ્તવિક નથી બયાન કર્યો, બલકે એક ખ્યાલ–માની લીધેલી વાત વર્ણવી છે, જેવી કે શાયરોની વાતો હોય છે, કારણ કે વાસ્તવિક ફર્ક તો ત્યારે થઈ શકતો હતો જ્યારે કે અલ્લાહવાળાઓના પેટથી એ પલીદી ન નીકળત.

જ્યારે સબક શરૂ થયો તો હઝરત હાજી સા. (રહ.)એ શું ઉમદા ફરમાવ્યું કે, પલીદીથી મુરાદ ખરાબ આદતો છે અને નૂરે ખુદાથી મુરાદ સારી આદતો છે. મતલબ એ કે અલ્લાહવાળા ખાય છે તો ખોરાકથી તેમને સારી આદતોમાં મદદ મળે છે અને બીજા લોકો ખાય છે તો તેમને ખરાબ આદતોમાં સહાય મળે છે. તો આટલો મહાન ફરક કાફિરો સમજી ન શકયા અને નબીઓને પોતાની જેવા કહયા, કારણ કે તેમનામાં કોઈ નિરાળી વાત ન હતી. ખાવું પણ ખાતા હતા અને પાણી પણ પીતા હતા.

## ખાણી-પીણી છોડવાનું નામ બુઝુર્ગી નથી

આજકાલ પણ એવા લોકોને જે ખાવું–પીવું છોડી દે તેમને ઘણા બુઝુર્ગ સમજવામાં આવે છે, હાલાં કે બુઝુર્ગી અલ્લાહ તઆલા સાથેના તઅલ્લુકનું નામ છે, જેની પૂરી હકીકત અમુક વખત ફરિશ્તાઓ પણ નથી જાણતા. હા, તેની બાહ્ય ઓળખ આ છે કે, તેની પ્રત્યેક હાલત હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે મળતી હોય અને દરેક વાતમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પગલે પગલે ચાલતો હોય. નમાઝમાં, સૂવામાં, જાગવામાં મતલબ કે દરેક બાબતમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તરીકાનો પાબંદ હોય. ત્યાં સુધી કે સુન્નતની પેરવી તેની સ્વાભાવિક ટેવ બની જાય.

## અફઝલ હોવાની સહીહ-ખરી ઓળખ

હવે મુનાસિબ છે કે, જાંચ કરવાનો સહીહ તરીકો બયાન કરી દેવામાં આવે તો સાંભળો, અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "શું તમે હાજીઓને પાણી પિવડાવવા અને મસ્જિદ બનાવવાને તે માણસનાં કામોના બરાબર ગણો છો, જે અલ્લાહ તઆલા પર અને કિયામતના દિવસ પર ઈમાન લાવ્યો હોય અને તેણે દીનને નફો પહોંચાડયો હોય, તે બંને જમાઅતો હરગિઝ બરાબર સરખી નથી."

આ આયત ઊતરવા વિશે હદીસ શરીફમાં કેટલાય કિસ્સા આવ્યા છે. સાર તે બધાનો એ છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સમયમાં અમુક લોકોમાં બહસ–ચર્ચા થઈ ગઈ હતી તો એક જમાઅત પોતાનાં કામોને લઈ પોતાને અફઝલ સમજે છે. તો બીજી જમાઅત પોતાને. અલ્લાહ તઆલા આ આયતમાં અફઝલ હોવાનો ફેંસલો કરે છે કે, મસ્જિદ બનાવવું તથા હાજીઓને પાણી પાવું ઈમાન તથા જિહાદના બરાબર નથી. તો જે લોકો તેમની અફઝલિયત–શ્રેષ્ઠતાનો દાવો કરે છે તે ગલત છે, કારણ એ દાવાનું તે જ હતું જે આજકાલ

આમ લોકોમાં છે, એટલે નફાનું આમ—વ્યાપક હોવું તથા જલદી હોવું તથા કામનું સ્વરૂપ ઈબાદતનું હોવું.

હાજીઓને પાણી પિવડાવવામાં તો લાભ તાત્કાલિક તથા વ્યાપક હતો અને મસ્જિદ બનાવવાની સૂરત ઈબાદતની હતી. એ જ કારણે તે લોકો એ બંનેવ કામોને અફઝલ સમજતા હતા, તો અલ્લાહ તઆલાએ તેમનો રદ કર્યો, જેનાથી જણાયું કે, એ ઓળખ અફઝલ હોવાની સાચી નથી. ફરી એ દાવાને ગલત બતાવીને અલ્લાહ તઆલા ફરમાવે છે કે, ફઝીલત ઈમાન તથા જિહાદમાં છે. હવે એમાં મનન કરવાનું છે કે, તેનું કારણ શું છે?

## સઘળાં કામોમાં અફઝલ ઈમાન છે તથા જે ઈમાનથી વધારે સંબંધ રાખે છે

આયતમાં મનન કરવાથી માલૂમ થાય છે કે, કસોટી શ્રેષ્ઠ હોવાની ઈમાન છે. જે કામને ઈમાનથી અધિક સંબંધ હશે તે વધુ શ્રેષ્ઠ હશે. એ જ કારણથી ઈમાનની સાથે જિહાદનું પણ વર્ણન કર્યું, કારણ કે તે ઈસ્લામના ફેલાવવાનો સબબ તથા સાધન છે. દલીલ તેની એ છે કે, ઈમાન એવી વસ્તુ છે કે, તેના વિના બીજાં કામ કબૂલ નથી થતાં. બીજી કોઈ વસ્તુનો આ દરજો નથી.

## કાફિરોને મુસલમાનો પર ફઝીલત દેવી મોટી ગલતી છે

જેઓ ગેર મઝહબવાળાઓને ઈમાનવાળાઓ પર ફઝીલત આપે છે અને કહે છે કે મુસલમાનોથી તો ફલાણી કોમ સારી. હા, જો એથી મુસલમાનોને ગયરત અપાવવાનો હેતુ હોય તો વાંધો નથી. બાકી મુસલમાન ભલે ગમે તેટલો ઐબદાર હોય, તે કાફિરથી ભલે ગમે તેટલી વધુ ખૂબીઓ ધરાવતો હોય—હજાર દરજે અફઝલ છે. આપ જોશો કે જે માણસ ફંકત ઈમાન લાવ્યો હતો અને કોઈ નેક અમલ નથી કર્યો, તેને

એક મુદત પછી અઝાબથી છૂટકારો મળશે અને કહેવામાં આવશે કે જાઓ, જન્નતમાં ચેન કરો.

તેની સામે એક એવો માણસ જે દુનિયામાં મોટો ખુશઅખ્લાક અને દરેક પ્રકારની ખૂબી ધરાવતો હતો, પરંતુ ઈમાનની દોલતથી મહરૂમ–વંચિત હતો તો તે હંમેશા દોઝખમાં રહેશે, કદી તેને નીકળવાનું નસીબ ન થશે.

## મુસલમાન એબદારની બા-કમાલ કાફિરથી અફઝલ હોવાની મિસાલ

તેની મિસાલ એવી સમજો કે, જો પબ્લિકમાંથી બે સરકારી મુજરિમ પકડવામાં આવે, એક પર તો ચોરીનો ઈલ્ઝામ હોય અને બીજા પર બગાવતનો તો સજા તો બંનેવને થશે, પરંતુ ચોરની સજા ખાસ મુદતની હશે. એક દિવસ એવો જરૂર આવશે કે તે સજા ભોગવીને પોતાના ઘરે જરૂર પરત આવશે અને ચેનથી જીવન બસર કરશે. જ્યારે બાગી કદી કેદથી છૂટકારો ન પામશે અને જિંદગીભર સજાની તકલીફમાં રહેશે અથવા તરત ફાંસીનો હુકમ થશે કે જિંદગી જ ખતમ થઈ જાય. ભલે, તે કેટલોય કાબિલ–લાયક કેમ ન હોય અને તે ચોર બિલકુલ અભણ તથા નકામો કેમ ન હોય.

સાહિબો ! ગયરત આવવી જોઈએ કે મુસલમાન થઈને ઈસ્લામની હકીકત જાણીને પોતાના મોંથી કાફિરને મુસલમાન પર ફઝીલત આપો તથા મુસલમાનની બુરાઈ તથા કાફિરની તા'રીફ કરો. જ્યારે માલૂમ થયું કે, ઈમાન આટલી મહાન વસ્તુ છે તો તેની સાથે જે વસ્તુઓનો વધારે સંબંધ હશે તે અફઝલ હશે, પરંતુ ઈમાનની સાથે આ સંબંધનું સમજવું સહેજ મુશ્કેલ છે, કારણ કે કામ બે પ્રકારનાં છે. અમુક એવાં છે કે, ઈસ્લામનું વજૂદ તેમનાથી છે અને અમુક એવાં છે કે, તેમની હસ્તી ઈસ્લામથી છે.

# અફઝલ તે કામ છે, જેનાથી ઈસ્લામને મદદ મળે છે

તો અફઝલ તે કામ છે, જેનાથી ઈસ્લામનું અસ્તિત્વ છે. માટે જ ઉપરોકત આયત શરીફમાં ઈમાનની સાથે તે જ કામનું વર્ણન કર્યું છે, જેનાથી ઈસ્લામને બળ મળે છે. કારણ દેખીતું છે કે, જિહાદથી ઈસ્લામને કેટલી મદદ મળે છે અને ઈસ્લામ કેટલો ફેલાય છે. જ્યારે મસ્જિદની તા'મીર ખુદ ઈસ્લામ પર આધારિત છે, તો ઈસ્લામની શકિત તથા શાન જિહાદથી છે, મસ્જિદની તા'મીરથી નથી, બલકે ખુદ મસ્જિદનું વુજૂદ ઈસ્લામથી છે, તો મસ્જિદની ખિદમતથી, દીનને તાકતવર બનાવવું અફઝલ છે.

એ જ રીતે બીજાં કેટલાંક કામ એવાં છે દા. ત. ઈલ્મને પઢવું, પઢાવવું, વઅઝો–નસીહત કરવી અર્થાત લોકોની ઈસ્લાહનું કામ કે, તેનાથી ઈસ્લામનો ફેલાવો થાય છે તથા શકિત અને મદદ મળે છે, તો એ વઝીફાઓ તથા નફલ નમાઝથી શ્રેષ્ઠ છે, પરંતુ જ્યારે કે જરૂરત મુજબ એ કામ થઈ જાય તો વિના જરૂરતે તેમાં મશગૂલ રહેવાથી એ બેહતર થશે કે અમુક સમય ઈબાદતના માટે પણ ફાળવે. કોઈ સમયે પોતાની પણ ફિકર રાખીને અલ્લાહ તઆલાની યાદમાં લાગે અને એના જ તરફ આયતમાં ઈશારો છે : **ફઈઝા ફરગ્ત ફન્સબ, વ ઈલા રબ્બિ–ક ફર્ગબ્.** અર્થાત્ : જ્યારે ઈસ્લાહના કામથી આપ (સલ.) ફારિગ થઈ જાઓ તો પોતાના પરવરદિગારની બંદગી માટે ઊભા થઈ જાઓ.

સારાંશ કે એક સમય એવો પણ ફાળવો કે તેમાં ફકત અલ્લાહ તઆલાની યાદમાં જ લાગેલા રહો. કોઈ બીજું કામ ન હોય. અત્રેથી તે લોકોની ભૂલ પણ જણાઈ ગઈ, જે પીર (મુબલ્લિગ–સુધારક) થઈ જવા પછી સંપૂર્ણ મુરીદોની જ ચિંતામાં રહે છે અને પોતાનું કામ છોડી આપે છે, તેનાથી તેની નિસ્બત (અલ્લાહ સાથેનો સંબંધ તથા પ્રેમ) કમજોર થઈ જાય છે અને ફૈઝ બંધ થઈ જાય છે, કારણ કે નિસ્બતનો સબબ ઝિક્રો–શુગ્લ તથા પોતાનું કામ કરવું છે અને નિસ્બતના જ કારણે

વઅઝમાં અસર પણ હોય છે. જ્યારે નિસ્બત જ ન રહેશે તો ફેઝ પણ બંધ થઈ જશે.

## જે કામની જરૂરત હોય તેને કરવું જોઈએ, ભલે તે મા'મૂલી દરજાનું હોય

સાર એ કે, જે કામની જરૂરત ખાસ હોય અને તેની જાણ પણ થઈ જાય ત્યાં તો તેને કરી લેવું જોઈએ. ભલે, કમ દરજાનું જ હોય અને જ્યાં જરૂરત ન હોય ત્યાં પોતાની રાય–મંતવ્યથી કોઈ કામની ફઝીલત નક્કી ન કરે, બલકે કોઈ આલિમને પૂછવું જોઈએ. હવે નેક કામોની જેમ આ પણ બયાન કરી દેવું મુનાસિબ છે કે, એ જ રીતે ગુનાહોમાં પણ ફર્ક છે.

પરંતુ જે રીતે નેક કામોમાં પૂછવાની જરૂરત છે કે કોને કરવામાં આવે અને કોને છોડવામાં આવે, એ રીતે ગુનાહોમાં પૂછવાની આવશ્યકતા નથી, બલકે ગુનાહ તો સઘળા જ છોડી દેવા જોઈએ, કારણ કે નાના હોય કે મોટા સર્વે જ ગુનાહ તથા હરામ છે. ઘણા લોકો પૂછતા રહે છે કે, શું ફલાણું કામ ઘણો જ મોટો ગુનાહ છે ? મતલબ એ થયો કે જો નાનો ગુનાહ હોય તો અમે કરી લઈએ. યાદ રાખો, તેની એવી મિસાલ છે કે, જેમ કોઈ એક ચિંગારી વિશે પૂછે કે, શું આ ચિંગારી ઘણી મોટી છે ?

તો સાહિબો ! જે રીતે એક મોટો અંગારો આખા મકાનને ફૂંકી દેશે, એ જ રીતે એક ચિંગારી પણ પૂરા ઘરને ફૂંકી મારશે, તો ઈમાનના ઘરને નાનો ગુનાહ પણ બરબાદ કરી દેશે, મોટા ગુનાહની જેમ જ. તો સૌથી બચવું જોઈએ. અમુક લોકો અમને પૂછે છે કે, લાંચનો ગુનાહ મોટો છે કે વ્યાજનો ? હું કહું છું કે આ કેમ નથી પૂછતા કે, પેશાબ વધુ ગંદો હોય છે કે ઝાડો ? જેથી જે ઓછો હોય તેને ખાઈ લો. મતલબ કે નેક કામોમાં તો ફરક પૂછો અને ગુનાહ તો સઘળા જ છોડી દો.

આ વઅઝનો સંબંધ આગલી વઅઝથી આ છે કે, '**અલયકુમ**

અન્ફુસકુમ'ની આયતમાં તો આ હુકમ હતો કે, તમે પોતાની ફિકર કરો, બીજાઓની ચિંતામાં ન પડો. એથી શંકા થતી હતી કે, કદાચ બીજાઓને લાભ પહોંચાડવાની રજા નથી, તો આજના આ બયાનથી એ શંકા દૂર થઈ, કારણ કે એની ફઝીલત માલૂમ થઈ. તો તે આયત બીજાઓને નફો પહોંચાડવાની મનાઈ નથી કરતી. હા, કોઈની પાછળ ન પડો, (ઈસ્લાહ માટે). હક વાત કહીને બસ કરો, જેમ મેં હમણા વઅઝમાં કહયું છે ત્યાં સુધી તો મુનાસિબ છે. હવે જો હું એક એકની પાછળ પડું અને તેની તદબીર અને ફિકરમાં લાગું તો એની મનાઈ છે, કારણ કે એમાં ઘણું નુકસાન પહોંચી જાય છે. જુઓ, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને હુકમ છે કે, "આપ નસીહત કરી દો, આપનું કામ ફકત નસીહત કરવું છે." વળી, ઈરશાદ છે : જે બેપરવાહી કરે છે, આપ તેની પાછળ કેમ પડો છો? હા, જ્યાં પોતાની કુદરત પૂરી હોય જેમ અવલાદ, શાગિર્દ, (મુરીદ) ત્યાં એ જરૂરી છે. હવે અલ્લાહ સુબ્હાનહૂ વ તઆલાથી દુઆ કરો કે તે પાક ઝાત અમલની તવફીક અતા ફરમાવે. આમીન, યા રબ્બલ આલમીન!



પ્રકાશન નં. ૫૩૯

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની
બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# ઈલ્મની તલબ જરૂરી છે



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ—૩૯૨ ૦૦૧,
ગુજરાત—ઈન્ડિયા

# અનુક્રમણિકા

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# ઈલ્મની તલબ જરૂરી છે

ખુત્બએ માષૂરહ પછી, હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે : **મન્હૂમાને લા યશ બઆને તાલિબુલ્ ઈલ્મિ વ તાલિબુ દુન્યા** : અર્થાત્ બે હરીસો– લાલચીઓનું પેટ ક્યારેય નથી ભરાતું, ઈલ્મના ચાહકનું અને દુનિયાના ચાહકનું. આ હદીસ શરીફમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક સત્ય હકીકત વર્ણવી છે, જેનું પરિણામ હેરત પમાડે એવું છે અને તેનાથી એક અગત્યની વાત તરફ લક્ષ અપાવ્યું છે, જેનાથી, જરૂરી હોવા છતાં આપણે દુર્લક્ષ સેવીએ છીએ.

## હદીસ શરીફની શરહ-વિવરણ

હદીસ શરીફમાં ફરમાવ્યું છે કે, બે લાલચીઓ તૃપ્ત નથી થતા, એક તાલિબે ઈલ્મ અને બીજો તાલિબે દુનિયા. લાલચની ખાસિયત– ગુણ છે કે વસ્તુ જેટલી વધતી જાય, તેટલી તેની તલબ પણ વધતી જાય. (કહેવત પણ છે, લોભને થોભ નહિ.) અત્રે ઈલ્મથી મુરાદ દીનનો ઈલ્મ છે. હા, દુનિયાનો ઈલ્મ જો દીનનો સહાયક બને તો, તાબે થઈને ઈલ્મે દીનમાં ગણાશે, નહિતર, નહીં. તેની મિસાલ એવી સમજો કે, લાકડાં ખાવાની વસ્તુ નથી, પરંતુ તેનાથી ખાવાનું તૈયાર થાય છે, તેથી તેનો હિસાબ પણ ભોજન ખર્ચમાં ગણાય છે.

હવે જો કોઈ કહે કે, લાકડાં શું ખાઈ શકાય છે કે તેને ખાવાના ખર્ચમાં શામિલ કર્યાં ? તો તે મૂરખને કહીશું કે, જે વસ્તુ કોઈ મકસદ—સાધ્યનો ઝરીઓ—સાધન હોય, તે તાબે થઈને સાધ્યમાં જ ગણાય છે. તેથી લાકડાની

પણ ભોજન ખર્ચમાં ગણતરી થઈ, એ જ રીતે દુનિયાનો ઈલ્મ જો દીનનો ઝરીઓ બને તો, તેને ઈલ્મમાં ગણીશું, પરંતુ અસલ ઈલ્મે દીન જ છે અને જે ઈલ્મ ન દીનનો હોય અને ન તેનું સાધન, તે ઈલ્મ નહિ, પણ જહાલત છે.

હદીસ શરીફમાં છે : **ઈન્ન મિનલ્ ઈલ્મિ લ-જહ્લા.** અર્થાત : અમુક ઈલ્મ એવા છે કે કહેવાય ઈલ્મ, પણ હકીકતમાં જહાલત હોય છે. એમાં દુનિયાનો તે ઈલ્મ દાખલ છે જે દીનનું માધ્યમ ન હોય, અને તે ઈલ્મે દીન પણ, જેના પર અમલ– આચરણ ન હોય, કારણ કે ઈલ્મનું ધ્યેય દીનદાર બનવાનું છે, જ્યારે ઈલ્મથી તે પ્રાપ્ત ન થયું તો તે ગમે તેવો ઈલ્મ કેમ ન હોય, અંતે જહાલત–અભણતા જ છે. ઈલ્મે કે રાહ બહક ન નુમાયદ જહાલતસ્ત, એટલે કે (જે ઈલ્મ) તને અલ્લાહ તઆલા સુધી ન પહોંચાડે, તે જહાલત છે.

અત્યારે હિંદુસ્તાનના ઉર્ફ–રિવાજમાં દુનિયાના હુન્નરને પણ ઈલ્મ કહે છે, પરંતુ તે શરીઅતની નજરે ઈલ્મ નથી. એ બિલકુલ એવું જ છે જેમ કે દુનિયાદારોની નજરમાં પણ કેટલાક ઈલ્મ, ઈલ્મ નથી સમજવામાં આવતા, જેમ કે પાખાનું ઉઠાવવું અને જોડા ગાંથવા. કોઈ પ્રતિષ્ઠિત વ્યકિત તેને ઈલ્મ ન ગણશે, જ્યારે કે તે પણ એક હુન્નર છે, પરંતુ તુચ્છ હોવાના કારણે ઈલ્મની ગણતરીમાં નથી લેવાતા. તો જણાયું કે, એ પર અક્કલવાનો એકમત છે કે ઈલ્મ તે છે, જેમાં કોઈ શરાફત પણ હોય. તો શરીઅતની નજરે ઈલ્મે દીન સિવાયના ઈલ્મોમાં કોઈ બુઝુર્ગી નથી, તેથી તેમને ઈલ્મ નથી ગણ્યા.

## હદીસ શરીફનો મકસદ-હેતુ શો છે ?

તાલિબે ઈલ્મ તથા તાલિબે દીનના પેટ ન ભરાવાનો બનાવ એવો છે, જેને પ્રત્યેક માનવી જુએ છે. તેથી ફકત બનાવનું વર્ણન તથા ખબર દેવાનો હેતુ નથી. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શાન નથી કે એવી ફુઝૂલ વાતને વર્ણવે. મને તો મનન કરતાં જણાય છે કે, જેટલી ખબરો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કલામ–કથનમાં છે, તેમાં ખબર દેવાનો હેતુ નથી, બલકે કોઈ આદેશ અપાયેલ છે અકીદા– માન્યતા વિશે કે અમલ–આચરણ વિશે. તો કુર્આન, હદીસમાં જ્યારે કોઈ ખબર જુઓ તો, સમજી લ્યો કે તેનાથી કોઈ આદેશની ઈચ્છા છે, ત્યાં સુધી કે 'કુલ હુવલ્લાહુ

અહદ'માં જે અલ્લાહ તઆલાના એક હોવાની ખબર અપાઈ છે, તેનો હેતુ પણ અલ્લાહ તઆલાના એક હોવાની માન્યતા રાખવાનો છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) રૂહાની—આત્મિક, હકીમ છે, તો હકીમનું કોઈથી આમ કહેવું કે, 'તમને ટી.બી. છે'—નો મતલબ એ છે કે, તમે ઈલાજની ચિંતા કરો. એ જ રીતે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જ્યાં કોઈ ખબર બયાન ફરમાવી છે તો, તેમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કોઈ દવાની ખાસિયત—ગુણધર્મ વર્ણવ્યો છે અથવા બીમારીની ખબર આપી છે અને બન્નેનો હેતુ ઈલાજનો આદેશ આપવો છે. માટે હરેક સમજદાર પર જરૂરી છે કે પ્રત્યેક ખબરમાં છુપાયેલા આદેશને સમજે. તો ઉપરોક્ત હદીસમાં પણ એક આદેશ છે કે, દુનિયાની લાલચ કેમકે અલ્લાહ તઆલાને નાપસંદ તથા ઈલ્મે દીન ખૂબ પસંદ છે, તો દુનિયાની લાલચ ત્યાગો અને ઈલ્મે દીનને તલબ કરો.

મતલબ એ કે માનવી જ્યાં સુધી જીવે છે, દુનિયાથી તેનું પેટ કદી નથી ભરાતું. (હદીસના શબ્દોમાં) ભલે તેને બે જંગલ માલના મળી જાય. તેના પેટને તો કબ્રની માટી જ ભરી શકે છે. આજના યુગમાં તો ઉપરથી લોભ—લાલચનું શિક્ષણ પણ અપાય છે. (અને ગમે તે રસ્તે) તેને મેળવવાને પ્રગતિનું (સોહામણું) નામ પણ આપી દેવાય છે. દુનિયાને પ્રાપ્ત કરવાની મનાઈ નથી, તેના લોભ—લાલચની મનાઈ છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે, 'હલાલને હાસિલ કરવું ફર્ઝ છે, અને સાથે આ પણ ફરમાવ્યું છે કે, દુનિયાની મુહબ્બત—પ્રીતિ પ્રત્યેક ગુનાહનું મૂળ છે. તો દુનિયા કમાવી ગુનાહ નથી, તેની મમતા ગુનાહ છે અને તેનું જ નામ દુનિયા છે. જ્યારે દુનિયાની માયા પેદા થાય છે, ત્યારે લોભ વધી જાય છે અને જરૂરિયાત પર સંતોષ તથા કિફાયત નથી રહેતી. ખુદાપાકને એ જ બાબત નાપસંદ છે, અને તેની ખરાબીઓ પણ જાહેરમાં દેખાઈ રહી છે.

## ઈલ્મનો તાલિબ પણ, ઈલ્મથી નથી ધરાતો

એ જ હાલ ઈલ્મના (સાચા) તાલિબો—ચાહકોનો છે, તેમને પણ ઈલ્મથી

ક્યારેય ધરવ નથી થતો. ગમે તેટલા મહાન આલિમ પણ, ઈલ્મની નવી વાતોની તલાશમાં જ રચ્યા–પચ્યા રહે છે. એમાં તેમને ખૂબ મજા પડે છે. સારાંશ કે ન દુનિયાનો ચાહક થાકે છે, ન ઈલ્મનો. એ સત્ય પ્રત્યેક માનવી જુએ તથા જાણે તેટલું ઉઘાડું છે. તો તેની ખબર દેવી વ્યર્થ છે અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું કલામ–કથન તેનાથી પાક છે. તો જણાયું કે, ખબરનો હેતુ કોઈ બીજો છે અને તે એક લોભને છોડવાનો તથા બીજા લોભને અપનાવવાનો આદેશ આપવાનો છે.

આ હદીસ શરીફમાં એક વાત આ પણ સમજવાની છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુનિયાની તલબ તથા ઈલ્મની તલબને એક બીજાની સામે વર્ણવી છે. એથી જણાયું કે એ બન્નેમાં વિરુદ્ધાઈ છે, બન્નેવ ભેગી નથી થઈ શકતી. જેને ઈલ્મની તલબ હશે, તેને દુનિયાની તલબ નથી હોઈ શકતી. બીજી હદીસ શરીફમાં છે : ઈલ્મની તલબ પ્રત્યેક મુસલમાન મર્દ, ઓરત પર ફર્ઝ છે. હવે બન્ને હદીસને મિલાવવાથી આ નતીજો નીકળ્યો કે, ઈલ્મની તલબમાં તો કમી ન કરવી જોઈએ, કારણ કે તે ફર્ઝ છે અને કેમ કે દુનિયાની તલબ તેની ઝિદ છે અને ઈલ્મની સાથે ભેગી નથી થઈ શકતી, માટે દુનિયાની તલબ ન કરવી જોઈએ. આથી તેમની ભૂલ જાહેર થઈ ગઈ, જેઓ દીનના (જરૂરી) દરજાના ઈલ્મને છોડીને દુનિયાની પાછળ પડેલા છે.

## દુનિયા કમાવી તલબે દીનથી વિરુદ્ધ નથી

ફરી કહું છું કે, દુનિયા કમાવાથી નથી રોકતો, લોભથી રોકું છું. દુનિયા કમાવી તે છે, જેમાં દીનનું નુકસાન ન હોય અને તેની લાલચ આ છે કે, દીન નીચો કે ગુમ થઈ જાય. તો મૂળ હેતુ ઈલ્મે દીન હોવો જોઈએ અને દુનિયાનો ઈલ્મ હોય તો દીનનો જ સહાયક બનીને હોય ! માનવી ઘોડાની સેવા કરે છે સવારી માટે. હવે જો કોઈ માણસ તેને ખવડાવી–પિવડાવીને તેનાથી કશું જ કામ ન લે, તો મૂરખ કહેવાશે. તો ઘોડાની સેવા મના નથી, પરંતુ તેનો હેતુ જ માર્યો જાય તો, તેને રોકવામાં આવશે. એ જ રીતે દુનિયાને એ રીતે પ્રાપ્ત કરવી કે મૂળ હેતુ, દીનમાં ખલલ ન આવે તો કોઈ ગુનાહ નથી. તેથી જ હદીસ શરીફમાં છે : હલાલ કમાણી પણ ફર્ઝો પછી ફર્ઝ છે. ફર્ઝોના પછી

એને ફર્ઝ કહેવામાં અજબ નથી, આ સંકેત હોય કે, કમાણી દીનના તાબે છે અને મૂળ મકસંદ ઈલ્મે દીનની તલબ છે.

## આજકાલ ઈલ્મ પ્રાપ્તિની કોશિશ નથી

આજકાલ મુસલમાનો ભારે અણસમજમાં છે કે, ઈલ્મે દીનની તલબમાં ઓછા મશગૂલ છે, અને દુનિયામાં ખૂબ વધારે લાગેલા છે. કેટલાકનો હાલ તો આ છે કે, મહિનાઓ સુધી તેમને કોઈ મસ્અલો પૂછવાની નોબત નથી આવતી. શું તેમને એની જરૂરત જ પેશ નથી આવતી કે, ક્યારેય કોઈ શંકા ઉપસ્થિત થતી નથી. વાત એ છે કે એક તો દીનથી લાપરવાઈ છે. બીજી વાત એ પણ છે કે, લોકોએ અનેક કામોને દીનથી જ જુદા કરી દીધાં છે. તેમને દીન જ નથી સમજતા.

## મામલાત, અખ્લાક-સંસ્કાર તથા રહેણી-કરણી પણ દીનનાં ભાગો છે

જેમ કે લેવડ—દેવડ, પરસ્પર હળવા—મળવાની રીતો કે સારી— ખરાબ ટેવો જેમ કે સબ્ર, શુક્ર, કીના—હસદ આ સર્વે બાબતોને લોકોએ દીનથી જ બહાર સમજી રાખી છે. ખૂબ જ ઓછા લોકો છે કે કોઈ જાયદાદ—પ્રોપર્ટીના ખરીદ—વેચાણ વેળા તેનો કાચો દસ્તાવેજ કોઈ આલિમ—મુફતીને દેખાડીને પૂછતા હોય કે કોઈ બાબત એમાં શરીઅત વિરુદ્ધ તો નથી ?

સાહિબો ! દીન, ખુદા તઆલાનો એક કાનૂન—નિયમ છે અને કાનૂન પ્રત્યેક બાબતનો હોય છે. શું મામલાત વિશે સરકારી નિયમ નથી ? યા તે પર અમલ જરૂરી નથી ? શું લાયસન્સ વિના ધંધો કરી શકાય છે ? ચાહે કોઈ એને પસંદ કરે કે ન કરે. રહસ્ય સરકારી નિયમનું એ હોય છે કે, તે આમ મસ્લિહત પર નજર રાખે છે, ન કે ખાસ (વ્યકિત)ની મસ્લિહત પર. સામાન્ય જનસમૂહના લાભ સામે વ્યક્તિગત નુકસાનની રિઆયત નથી કરતો. તેથી જ હાકિમને અધિકાર ધરાવનાર તથા મુન્સિફ માનવામાં આવે છે !

એ જ રીતે ખુદા તઆલાના કાનૂનને પણ સમજવો જોઈએ, (બલકે એથી

વિશેષ) નવાઈની વાત છે કે, દુનિયાના હાકિમને તો કાનૂનનો અધિકાર હોય, જે નામના હાકિમ છે અને તમે તેની જરૂરત તથા લાભનો પણ સ્વીકાર કરો, પરંતુ અલ્લાહ તઆલા જે અસલી હાકિમ છે, (કાનૂન માટે) ન તેનો અધિકાર માનો કે ન તેની જરૂરત કે લાભનો સ્વીકાર કરો. ભલે, માન્યતા એ હોય કે ન હોય, પરંતુ અમલ તો એ જ જાહેર કરે છે કે, આપણે અલ્લાહ તઆલાના માટે કાનૂન બનાવવાનો હક માન્ય નથી કરતા !

યાદ રાખો, પ્રત્યેક કામમાં શરીઅતના કાનૂન પર અમલ અનિવાર્ય છે. જે લોકો એનાથી પોતાને આઝાદ માને છે તો એ ખ્યાલ તેઓનો ઈલ્મ ન હોવાના કારણે છે, અને પૂછતા એટલા માટે નથી કે એમ સમજે છે કે, શરીઅતમાં તો હરેક વાત નાજાઈઝ છે, પૂછીને કોણ મુસીબતમાં પડે. આમ માનવું મોટી ભૂલ છે. શરીઅતને લોકોથી દુશ્મની નથી. ઘણી વાતો તે જાઈઝ બતાવશે. હા, જો છાંટી–વીણીને એવા જ મામલાત પૂછશો, જે નાજાઈઝ છે તો તેના જવાબમાં નાજાઈઝનો જ જવાબ મળશે. જેમ હકીમથી બીમાર પોતાને નુકસાન કરતી ચીજો જ ખાવાની રજા માંગે અને જવાબમાં હકીમ ના કહે.

હવે જો કોઈ કહે કે આ હકીમને ત્યાં તો ખૂબ તંગી છે, પ્રત્યેક વસ્તુને ના જ કહે છે, તો એ કહેનારની ભૂલ છે. તેને ત્યાં તંગી નથી, પરંતુ તમે છાંટીને–વીણીને નુકસાનકર્તા ચીજો જ ખાવા ચાહો છો. એ જ રીતે જ્યારે આપણે પોતાના મામલાત જ બગાડી નાખ્યા અને રાત–દિવસ નાજાઈઝ મામલાત કરવા લાગ્યા તો શરીઅત તેમને શી રીતે જાઈઝ કહેશે ? તો એ તંગી શરીઅતમાં નથી, બલકે તમારા અમલમાં છે.

જો કહો કે, સઘળા લોકોમાં એ જ મુઆમલાતનો રિવાજ છે, તો અમે એકલા તેમને શી રીતે છોડી દઈએ ? તો તેનો જવાબ એ છે કે, પછી શરીઅત પર શા માટે ઈલ્ઝામ લગાડો છો ? પોતા પર ઈલ્ઝામ લગાડો કે તમે એવા સમાજમાં રહો છો અથવા અન્યો પર ઈલ્ઝામ મૂકો. સારાંશ કે શરીઅતમાં કશી તંગી નથી. ફરી એ ડરથી મસ્અલા ન પૂછવા મહાન ભૂલ છે. એવી જ ભૂલ આ સમજવામાં છે કે, લેવડ–દેવડ સાથે શરીઅતનો શો સંબંધ છે ? જરા મસાઈલની કોઈ કિતાબ ઉઠાવીને જુઓ કે, શરીઅતે કોઈ વાતને પણ છોડી છે ?

## પોશાક તથા રંગ-ઢંગ પણ શરીઅત અનુસાર હોવા આવશ્યક છે

એ જ રીતે રહેણી—કરણીને પણ લોકોએ શરીઅતથી અલગ સમજી રાખી છે. કોણ તહકીક કરે છે કે કયો પોશાક જાઈઝ છે અને કયો જાઈઝ નથી, તથા કેવા રંગ—ઢંગ હલાલ છે અને કેવા હરામ છે ? બસ, સસ્તા જેવો શેખ સઅદીનો ફતવો યાદ કરી રાખ્યો છે. કથન : દર અમલ કોશ, હર ચે ખ્વાહી પોશ. અર્થાત્ અમલ ઠીક કરી લો, (પોશાકનું શું છે ?) ફાવે તે પહેરી લો. જો એટલી આમ છે એ ઈજાઝત, તો પોતે બીબીનાં કપડાં પહેરીને, પોતાનાં કપડાં બીબીને પહેરાવી દો.

## જે વસ્તુને દીન સમજે છે, તેની પણ તહકીક઼ નથી કરતા

એથી મોટી ખરાબી આ છે કે, જેને દીન સમજે છે જેમ કે નમાઝ, રોઝા, તેના મસાઈલ પણ નથી પૂછતા અને તેમાં પણ વધારે શિકાયત તેમની છે જે નમાઝ પઢે છે, તે છતાંય તેના મસાઈલ કદી કોઈ આલિમને પૂછતા નથી, જ્યારે કે નમાઝ વિશે એટલા મસાઈલ છે કે, હજુ પણ તેના માટે મારે કિતાબની જરૂર રહે છે. હવે જે લોકો નથી ભણ્યા કે નથી પઢયા, તેમને શી રીતે મા'લૂમ થઈ ગયા ?

## લોકોને દીનની તલબ નથી

અસલ વાત એ છે કે, પોતાના દિલને સમજાવી લીધું છે કે નમાઝ આ રીતે પણ થઈ જાય છે, કારણ એ કે દીનની તલબ નથી. આ જ છે તે રોગ, જેના વિશે હું બયાન કરી રહયો છું. શરૂમાં મેં જે હદીસ શરીફ પઢી છે, તેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ જ રોગનો ઈલાજ વર્ણવ્યો છે કે, મુસલમાનનો હાલ એ હોવો જોઈએ કે ઈલ્મની તલબથી કયારેય તેનું પેટ ન ભરાય. તો પ્રત્યેક મુસલમાનની ફ઼ર્ઝ થઈ કે કેટલીય

ઉમર કેમ ન થઈ જાય, બરાબર દીનની તલબમાં લાગેલ રહે.

## ઈલ્મની તલબથી શું મુરાદ છે ?

આથી કોઈ ડરી ન જાય કે આમણે તો મોલ્વી બનવાનું ફરજ જ કરી દીધું. સાહિબો ! હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કિતાબની તલબ માટે નથી ફરમાવ્યું, બલકે ઈલ્મની તલબ માટે ફરમાવ્યું છે. તો શરીઅતના હુકમોને જાણી લો. જોઈએ પૂછી પૂછીને, અથવા કિતાબો પઢીને, અરબી ભાષાની હોય કે ઉર્દૂ ભાષાની. ઝબાન કોઈ ખાસ મકસૂદ નથી, (અર્થાત્ તે વસ્તુઓમાં, જેમાં અરબીની કેદ–બંધન નથી, પરંતુ જે વસ્તુઓમાં અરબી ભાષાની પાબંદી આવશ્યક છે, જેમ કે નમાઝ અને ખુત્બો, તે અરબી સિવાય બીજી કોઈ ઝબાનમાં સહીહ થઈ શકતા નથી.)

## હઝરત હાજી સાહેબનો એક કિસ્સો

આ સંદર્ભમાં મને હઝરત હાજી સાહેબનો એક બનાવ યાદ આવ્યો કે, આપની પાસે રૂમ–તુર્કીના એક મોટા દુરવેશ અસ્અદ આફંદી તશરીફ લાવ્યા. હાજી સાહેબ (રહ.) ત્યારે મષનવીનો સબક આપી રહયા હતા અને ઉર્દૂમાં તકરીર કરી રહયા હતા. તે દુરવેશ પણ તેને સાંભળીને ઘણા ખુશ થયા અને તેમને ખૂબ લુત્ફ આવ્યો. એક સેવક કહેવા લાગ્યા કે, જો તેઓ ઉર્દૂ જાણતા હોત તો, તેમને ઓર વધારે મજા પડત. હઝરત હાજી સાહેબે ફરમાવ્યું કે, મિયાં ! ઈશ્ક–પ્રેમની વાતો માટે ભાષાની કંઈ કેદ નથી, મહબૂબનો તઝકિરહ હરેક ભાષામાં મજા આપે છે.

સારાંશ કે, ઈલ્મની તલબનાં એ અર્થ નથી કે અરબી જ પઢે. જેમને તેની ફુરસદ ન હોય, તે પૂછી પૂછીને અમલ કરે. સહાબએ કિરામ (રદિ.) તથા પૂર્વજ બુઝુર્ગોનો એ જ દસ્તૂર હતો. તો અરબી ન પઢનારા એ રંજ ન રાખે કે અમને તાલિબે ઈલ્મોની ફઝીલત–મહિમા પ્રાપ્ત નથી થઈ શકતો. આ હું એટલા માટે જણાવું છું કે હદીસ શરીફમાં જે ઈલ્મ પ્રાપ્તિની ફઝીલત આવી છે કે, ફરિશ્તા તેમની સામે ઝુકી જાય છે એ સાંભળીને ઘણા અરબી ન પઢનારા હસરત–અફસોસ કરે છે કે, અમને એ ફઝીલત નથી મળી શકતી, તેઓ

સાંભળી લે કે હરેક માનવી એ ફઝીલત પ્રાપ્ત કરી શકે છે.

હા, તેની સૂરત આ છે કે દીનના જેટલા વિભાગ છે : અકીદા—માન્યતાઓ, ઈબાદતો, મુઆમલાત—લેવડ—દેવડ, ખસ્લતો—સંસ્કાર તથા રહન—સહનની રીતો આ સૌની દુરુસ્તી—ઈસ્લાહ કરે અને જે ન જાણતો હોય તેને પૂછતો રહે. બસ, આટલું કરશે તો તે તાલિબે ઈલ્મ બની ગયો અને તેને તે જ ફઝીલત હાસિલ થશે, જે અરબી પઢનાર તલબાની છે. અલબત્ત, જે આલિમ બનશે તે એ ફઝીલત ઉપરાંત નાઈબે રસૂલ (સલ.) પણ બનશે. નહિતર, ઈલ્મની પ્રાપ્તિની ફઝીલત પ્રત્યેક માણસને મળી શકે છે, તો એ શું મામૂલી દોલત છે ?

## ઈલ્મ પ્રાપ્તિનો શોખ પ્રત્યેક મુસલમાનને હોવો જોઈએ !

માટે હું ઓરતો તથા મર્દો બન્ને વર્ગને કહું છું કે, ઈલ્મ હાસિલ કરવામાં જે બેફિકી—લાપરવાઈ છે, તેને ત્યજી દો. આજકાલ જે લોકોને કંઈક અંશે ચિંતા પણ છે અને ક્યારેક પૂછતાછ પણ કરે છે, તો ફક્ત નમાઝ વિશે. સાહિબો, એક જ વસ્તુ લઈને તાલિબે દીન—દીનના ચાહક નથી થઈ શકતા. દીનની સઘળી વાતો વિશે પૂછો કે આ જાઈઝ છે કે નાજાઈઝ? એનાથી કામ કદાપિ ન ચાલશે કે એક બાબત લઈને બીજી બધી જ બાબતોથી વંચિત થઈ જાવ. આજ—કાલ એ ઊણપ ખૂબ વ્યાપક છે, તેથી મેં આ હદીસ પર બયાન કર્યું. ભલે, અહકામ—આદેશો વધારે ન વર્ણવાયા, પરંતુ જે ગુરૂની—બારીક નુકતાની વાતો બયાન થઈ, તે કાફી છે.

## ઈસ્લામી મદ્રસાઓની ફઝીલત-મહિમા

ફરી એક આ કારણ પણ આ વિષય છેડવાનું છે કે, અત્યારે આવવાનું મદ્રસાના માટે થયું. જોઈને ખૂબ જ ખુશી થઈ. હું મુબારકબાદ આપું છું પ્રથમ તેમને, જેમણે મદ્રસાના નિભાવ માટે જાયદાદ નક્કી કરી, બીજા નંબરે મદ્રસાની વ્યવસ્થા કરનારાઓને, કારણ કે તેઓ પણ આ ફૈઝનું માધ્યમ છે, તેમને પણ તેટલો જ સવાબ મળશે. ત્રીજા નંબરે તમામ

ગામવાળાઓને, કારણ કે હદીસ શરીફમાં છે : જે લોકો ભેગા થઈને અમારો ઝિક્ર–યાદ કરે છે એટલે દીનની વાતોનો તઝ્કિરહ કરે છે, તો ફરિશ્તા તેમને ઘેરી લઈને ઈત્મીનાન–સંતોષ ઉતારે છે અને અલ્લાહ તઆલા પોતાના દરબારીઓની સામે તેમનો તઝ્કિરહ ફરમાવે છે.

હવે જ્યારે અલ્લાહ (કરીમ)ની રહમત ઊતરે છે તો સૌને તેનો લાભ પહોંચે છે. માટે પ્રથમ રહમતે ઈલાહી ઈલ્મવાળાઓ પર ઉતરશે, ફરી તેમના તુફૈલમાં પૂરી આબાદીવાળાઓ પર ઊતરશે. તો સૌએ ખુશ થવું જોઈએ તથા કદર કરવી જોઈએ, પરંતુ લોકો ડરે નહિ કે, બસ હવે ચંદો મંગાશે, અમે (પૈસોનો) ચંદો નથી માંગતા. હા, એક બીજો ચંદો માંગીએ છીએ અને તે એ કે, પોતાના બાળકોને મદ્રસામાં પઢવા મોકલો કે તેઓ દીનને જાણે અને તેમની મારફત ઈલ્મે દીનનો સિલસિલો આગળ ચાલુ રહે.

એ તમારા પર બાળકોનો હક છે. તમારા ઘરમાં મદ્રસો મવજૂદ છે અને તેનાથી લાભ ન ઉઠાવો એ કેટલી મોટી મૂર્ખાઈની વાત છે. યાદ રાખો, જે ઘરમાં રહમત હોય અને ઘરવાળા જ મહરૂમ રહે તો મહાન બદકિસ્મતી છે. માટે પ્રથમ તો કોશિશ કરીને બાળકોને પઢાવો. બીજું એ કરો કે બાળકો પઢીને આવે તો, તેમને તાકીદ કરો કે, ઓરતોને પોતાનો સબક સંભળાવે. જો એમ થાય તો, દરરોજ (દીનની) બે–ચાર વાતો તેમના કાનમાં પડી જશે, અને જ્યારે દરરોજ દીનની વાતો સાંભળશે તો ક્યારેક તો અસર થશે જ.

## અલ્લાહના નામમાં અવશ્ય અસર હોવાનો એક નમૂનો

આ સંદર્ભમાં મને એક લતીફો યાદ આવ્યો કે ખટાશનું નામ લેવાથી મોઢામાં પાણી છૂટી જાય છે, તો શું અલ્લાહ તઆલાનું નામ ખટાશની બરાબર પણ નથી ? આ વાત હું દલીલ–તર્ક તરીકે નથી પેશ કરતો, કારણ કે અલ્લાહ તઆલાના નામની અસર તો સામાન્ય રીતે વર્તાય છે, તેના માટે દલીલની ક્યાં જરૂર છે ? બલકે નમૂના તરીકે એક ઉદાહરણ આપ્યું છે, જેથી સમજવામાં સરળતા રહે. કુર્આન શરીફમાં છે : **ઈઝા તુલિયત્ અલય્હિમ આયાતુહૂ ઝાદત્હુમ્ ઈમાના** : અર્થાત્ મુસલમાનનો હાલ આ છે કે, જ્યારે

અલ્લાહ તઆલાનું નામ લેવામાં આવે, તો ઈમાન વધી જાય છે.

તો મદ્રસહની જે નેઅમત આપને પ્રાપ્ત છે, તેની કદર તથા શુક્ર એ જ છે કે ઈલ્મની તલાશમાં લાગી જાવ. બીજી વાત કે, આજકાલ જે આપણે લોકો કોઈ કામને એકના જ શિરે નાખી દઈએ છીએ, એ વાતને ત્યાગી દો, કારણ કે એ ખૂબ જ ખરાબ છે. સાહિબો ! જે માણસ જેટલું કામ કરે છે, તેને ગનીમત સમજો, કારણ કે (દીનનું) એ કામ સૌના જિમ્મે ફર્ઝ છે. જો તે માણસ પણ ન કરત તો સૌ જ ગુનેહગાર થાત. તેનું એહસાન છે કે, તે તમારા સૌના તરફથી કરી રહયો છે. તો જે વાતોમાં તમારી જરૂરત છે, (તમે સહાય કરી શકો છો, દામે, કદમે, સુખુને અને દુઆની મદદ તો સૌ જ કરી શકો છો. *(યાકૂબ ઈખરવી)* તેમાં તમે પણ શામિલ થઈ જાવ.

## ઈલ્મે દીન પ્રાપ્ત કરવાની રીતો પુરુષો માટે

સારાંશ એ કે, અત્યાર સુધીના બયાનથી આપને માલૂમ થઈ ગયું હશે કે ખરેખર, આપણને મસાઈલ જાણીને તે પર અમલ કરવાની ચિંતા નથી, તો હું તેના તરીકા બતાવું છું. એક તો આ કે, કિતાબો પઢો. ફરી તેમાં બે સૂરતો છે, એક એ કે અરબી પઢો. આ સૂરત શ્રેષ્ઠ છે. સવિશેષ યુવાન છોકરાઓ તો એકાદ સબક અવશ્ય શરૂ કરી દે. સાહિબો ! શું ચોવીસ કલાકમાંથી એક કલાક એના માટે નથી ફાળવી શકાતો ? એટલું પણ ન થાય તો સપ્તાહમાં બે દિવસ જ સહી અને જો અરબીની કિતાબો ન પઢી શકો તો, ઉર્દૂ કિતાબો (અને ઉર્દૂ ન જાણતા હો, તો ગુજરાતી કિતાબો) ખરીદીને દીની મસાઈલ તથા વાતોને શીખો અને જ્યાં શંકા થાય ત્યાં આલિમોને પૂછતા રહો.

હા, જે લોકો બિલકુલ અક્ષરજ્ઞાન નથી ધરાવતા, તો તેઓ માટે આ રીત અપનાવે કે, પ્રત્યેક મસ્જિદમાં સપ્તાહમાં (બયાનની વ્યવસ્થા કે) કિતાબોનું પઠન રાખો.

## ઈલ્મે દીન પ્રાપ્ત કરવાની રીતો ઓરતો માટે

હવે રહી ગઈ ઓરતો, તો તેઓ યા તો કિતાબ જોઈને પઢે અને જો પઢેલી નથી તો પોતાના પુરુષોને કહે કે, અમને મસાઈલ (તથા દીનની વાતો)

સંભળાવો. ઉપરાંત, બાળકોનો સબક પણ સાંભળ્યા કરે. પોતાનું બાળક ન હોય તો આજુબાજુના બાળકને બોલાવીને તેનાથી સાંભળે અને એ કોઈ મુશ્કેલ વાત નથી. જુઓ, જો કોઈને કોઈના પર પત્ર લખાવવો હોય તો કેવા છોકરાઓ તલાશ કરવામાં આવે છે ?

ઉપરની રીતો છે દીનનો ઈલ્મ શીખવાની. જેને જે સરળ લાગે તે અપનાવે. જો એવું કર્યું અને અલ્લાહ તઆલાએ ચાહયું તો હરેક મુસલમાન અડધો આલિમ બની જશે. (વધુ નહિ,) જો દરરોજ એક જ મસ્અલો શીખે, તો પણ વર્ષના ૩૬૦ મસ્અલા થયા. ફરી આખી ઉમરમાં કેટલો મોટો ઝખીરહ–સંગ્રહ પોતાની પાસે થઈ જશે. ફરી ઈન્શા અલ્લાહુ તઆલા પ્રત્યેક સમયે પડપૂછ કરવાની પણ જરૂરત નહિ રહે. લોકોને કેમ કે દીની બાબતની ફિકર નથી, તેથી મેં આ હદીસ શરીફની (બયાન માટે) પસંદગી કરી.

## વઅઝનો સાર-નિચોડ

હદીસ શરીફનો તરજુમો ફરી દોહરાવું છું, હુઝૂર રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે : બે લાલચી એવા છે કે, તેમનું પેટ ક્યારેય નથી ભરાતું, એક ઈલ્મના તાલિબનું અને બીજા દુનિયાના તાલિબનું. મતલબ હુઝૂરે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ છે કે, મુસલમાનની શાન–હાલ એ હોવો જોઈએ કે, દીનના ઈલ્મથી તેનું પેટ ન ભરાઈ (તેને સંતોષ ન થાય) અને દુનિયાની તલબ ન કરે, કારણ કે તે ઈલ્મે દીનની તલબની સાથે ભેગી નથી થઈ શકતી.

હવે બયાનને સમાપ્ત કરું છું. મને આ ઉમ્મીદ છે, કેમ કે કામની વાત હતી અને સરળ રીતે રજૂ થઈ, તેથી અગર અલ્લાહ તઆલા ચાહશે તો અસર થશે અને ખુદા પાક કરે, જ્યારે બીજી વાર આવવાનું થાય તો સૌ (વસતિવાળાઓ) પર તેની અસર નિહાળું.

અંતમાં દુઆ કરીએ કે, પાક પરવરદિગારે આલમ આપણ સૌને પોતાના ફઝલો–કરમથી આ વાતો પર અમલ કરવાની નેક તૌફીક અર્પે, આમીન, યા રબ્બલ આલમીન !

પ્રકાશન નં. ૫૪૦

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની
બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# ઈલ્મ તથા અલ્લાહના ખૌફના ફઝાઈલ



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,
ગુજરાત–ઈન્ડિયા

# અનુક્રમણિકા





બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# ઈલ્મ તથા અલ્લાહના ખૌફના ફઝાઈલ

ખુત્બએ માષૂરહ પછી, **અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ, બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ. ઈન્નમા યખ્શલ્લા–હ મિન્ ઈબાદિહિલ્ ઉલમાઉ વ અન્નલ્લા–હ અઝીઝુન ગફૂર** : તરજુમો : "અલ્લાહ તઆલાથી તેના બંદાઓમાંથી જાણકારો જ ડરે છે (અને) બેશક, અલ્લાહ તઆલા ગલબા– પ્રભુત્વવાળો, બખ્શવાવાળો છે."

## હુઝૂર (સલ.)ની હમદર્દી

આયતના તરજુમાથી જ વિષયનો અંદાજ આવી જશે. આથી આગળની આયતોમાં પણ આ જ વિષયની તાકીદ મકસૂદ છે, કારણ કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કાફિરોની વિરુદ્ધાઈથી રંજ–ગમ છવાયેલો રહેતો હતો અને એથી આપણા નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અંતિમ દરજાની શફકત તથા કૃપા સાબિત થાય છે એટલે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે લોકોના સીધી રાહ પર ન આવવાથી ખૂબ જ બેચેન રહેતા હતા અને વિચારતા રહેતા કે કઈ તદબીર– યુક્તિથી તેઓ કુફ્ર તથા ગુમરાહીથી પાછા ફરી સીધી રાહ પર આવે, જેથી સદાના અઝાબથી મુક્તિ પામે.

આપનો હાલ મહેરબાન બાપ જેવો હતો, જે નાફરમાન દીકરાની હરકતો પર વ્યથિત થઈ, કોઈ ને કોઈ તદબીરમાં પ્રવૃત્ત રહે છે. કદી સમજદારોથી

મશ્વરો લે છે, કદી કોઈથી દુઆ કરાવે છે, કયારેક તા'વીઝ કરાવે છે કે કોઈ રીતે લાઈન પર આવી જાય. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કાફિરોની ગુમરાહીનો ગમ આખી ઉમર રહયો, નોબત અહીં સુધી આવી કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તસલ્લી આપવા અલ્લાહ તઆલાએ આ મઝમૂનની આયતો વારંવાર ઉતારી. એક આયતમાં ફરમાવ્યું : અમે જાણીએ છીએ આપની તંગદિલીને, જે તેમની વાતોથી થાય છે, તો આપ અમારી યાદમાં લાગો. ઈબાદતને પોતાનો મશ્ગલો–નિત્યક્રમ બનાવો. એથી તંગદિલી દૂર થઈ જશે, ગમ હળવો થઈ જશે.

## પ્રત્યેક ઉમ્મતીને બીજાઓની હમદર્દી આવશ્યક છે

તો જયારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આટલી હમદર્દી હતી, તો જે નબીઓના વારિસ છે એટલે આલિમો તથા જે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઉમ્મતમાં છે, હરેકના શિરે તે જ હક રહેશે, જે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જાહેર કર્યો. અર્થાત્ : તેઓ પણ વિરોધીઓ સાથે તે જ વર્તાવ કરે, જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કર્યો એટલે કે શફ્કતનો, પરંતુ આજ–કાલ તો આ હાલ છે કે, સહેજ ઈખ્તિલાફ–મતભેદમાં અદાવત તથા નફરત પેદા થઈ જાય છે, બલકે અમુક લોકો તો પોતાના મુખાલિફની પાછળ એવા મંડી પડે છે કે તેને દુન્યવી નુકસાન પહોંચાડવાની પેરવીમાં લાગી જાય છે અને જો આકસ્મિક તેને કોઈ નુકસાન પહોંચી જાય, તો તેને પોતાની કરામત તથા બદ્દુઆનું પરિણામ માને છે.

## બુઝુર્ગોને સતાવવાથી ઘણું નુકસાન થાય છે

એ તો ખચીત્ સાચું છે કે, બુઝુર્ગોને સતાવવું સારું નથી. તેનાથી અનેક નુકસાન થાય છે. જયાં સુધી કોઈના હાથે કોઈ અલ્લાહવાળાના દિલને ઠેસ નથી પહોંચતી, ત્યાં સુધી તેની રુસ્વાઈ નથી થતી. આ બિલકુલ સત્ય વાત

છે, પરંતુ એ કોઈને ક્યારે જાઈઝ છે ? કે પોતાને પણ એવો બુઝુર્ગ સમજે. હા, બીજાઓના માટે એવું ગુમાન અસ્થાને નથી. અલબત્ત, ત્યારે પણ દુ:ખિયાનું દુ:ખ જોઈને ખુશ થવાને બદલે ગમગીન થવું તથા દુઆ કરવી જોઈએ.

## અસલ મકસૂદ અર્થાત્ આયત શરીફનો મતલબ

આ આયત શરીફથી આગલી આયતોનો સાર એ છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ડરાવવા, સમજાવવાથી તે માણસ નફો ઉઠાવી શકે છે, જેના દિલમાં અલ્લાહ તબારક વ તઆલાનો ખૌફ છે અને તેની ફરમાંબરદારી કરતો હોય. હવે આ (કાફિરો) તેનાથી સંપૂર્ણ કોરા છે, અને આગળ ફરમાવે છે કે, આંધળા અને દેખતા, અંધકાર તથા રોશની, છાંયડો અને તડકો બરાબર–સરખાં નથી થઈ શકતાં. તો તેઓ આંધળા છે તથા તેમનાં દિલ કાળાં છે, ફરી તેઓ શી રીતે લાભ ઉઠાવી શકે છે ? ફરી આપ તેમના હાલાતથી ગમગીન શા માટે થાઓ છો ? ફરી ફરમાવે છે : અલ્લાહ તઆલાથી તે જ બંદા ડરે છે જે ઈલ્મ–જ્ઞાન રાખે છે. એટલે ઉપર જણાયું છે કે, ડરાવવા–સમજાવવાથી તેઓ જ નફો ઉઠાવી શકે છે, જેમનાં દિલમાં અલ્લાહ તઆલાનો ડર હોય.

## શરીઅતે સારા કામોની પણ હદ બાંધી દીધી છે

એ શરીઅતની ખૂબી છે કે તેણે સારાં કામો તથા સારી ટેવોની પણ મર્યાદા અંકિત કરી દીધી છે કે, તેનાથી આગળ ન વધાય. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે : તરજુમો : (હે અલ્લાહ !) હું આપથી એટલો ખૌફ–ડર માગું છું કે, જે ગુનાહોથી રોકી દે ! સાહિબો ! વિચારો, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાથી ડર માંગે છે, પરંતુ કેદ (મર્યાદા) બાંધે છે કે, ડર એટલો હોય, જે ગુનાહોથી

રોકી દે ! એમાં હિકમત–ગૂઢાર્થ એ છે કે, જ્યારે ખૌફ હદથી વધી જાય છે તો માનવી નકામો થઈ જાય છે અને રહસ્ય એનું આ છે કે, જ્યારે કોઈ વસ્તુ મર્યાદા ઓળંગી જાય છે તો પ્રથમ અસરમાં જાઈઝ કામો છૂટી જાય છે. ફરી જ્યારે ઓર ગલબો થાય છે, તો ફર્ઝ અને વાજિબ પણ છૂટી જાય છે. અંતમાં માયૂસી પેદા થઈ જાય છે. ખ્યાલ આવે છે કે, હું આટલો ગુનેહગાર, આટલો બદમાશ છું, તો મારી નજાત–મુક્તિ શી રીતે થઈ શકે છે ? અને જ્યારે નથી થઈ શકતી તો શું કામ મુસીબત ઉઠાવું ? મેં એક માણસને કહેતાં સાંભળ્યો કે, દોઝખ તો મારા માટે અવશ્ય લખાઈ છે, ફરી ગુનાહોની મજામાં કસર શું કામ રાખું ? પછી તેણે જુલ્મોમાં પણ હદ કરી દીધી !

## શોખ કેટલો હોવો જોઈએ ?

આગળ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, હે અલ્લાહ ! મને પોતાની મુલાકાતનો શોખ આપ, પરંતુ તે એટલો ન હોય કે મારા શરીરને નુકસાન પહોંચાડે અથવા મારા માટે ફિત્નાનું કારણ બની જાય, કારણ કે શોખ જ્યારે હદથી વધી જાય છે તો પ્રથમ તેની અસર શરીર પર થાય છે, દિલમાં જલન થાય છે અને તેનાથી માણસ બીમાર થાય છે, શકિતઓ ઘટવા લાગે છે, જેનાથી કોઈ વાર જરૂરી ઈબાદત પણ છૂટવા લાગે છે. બીજું નુકસાન એ થાય છે કે, જ્યારે શોખ ખૂબ વધી જાય છે તો તેનાથી નાઝ–ગર્વ પેદા થઈ જાય છે અને ખૌફે ખુદા કમ થઈ જાય છે તથા ગુસ્તાખીની વાતો ઝબાનથી નીકળવા લાગે છે, જ્યારે કે નાઝ કરવો દરેકનું કામ નથી. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બંનેય નુકસાનની (જાહેરી તથા બાતિની) પનાહ માંગી !

જ્યારે પ્રત્યેક વસ્તુની હદ હોય છે ત્યારે હમદર્દીની પણ મર્યાદા હોવી જોઈએ. આજકાલ મર્યાદાભંગ કરનાર લોકો બે પ્રકારના છે : એક તો દુનિયાદાર અને બીજા દીનદાર. દુનિયાદાર કૌમથી એવી હમદર્દી કરે છે કે, જેમાં દીનનું પણ નુકસાન થઈ જાય છે. અકસર તો હમદર્દી પણ રાખે છે તો

એટલા માટે કે પોતાની કૌમ છે, તેથી લાગણી અનિવાર્ય છે; બલકે મઝહબ પર રહે છે તો તે પણ લાચારીથી કે મઝહબ વિના કૌમી ઈત્તિહાદ–એકતા શકય નથી અને એકતા વિના પ્રગતિ નથી થઈ શકતી ! જો મઝહબ કદ્રપાત્ર છે તો શું કામ ? એક હુકમને લીધો અને બીજા સૌ હુકમોને છોડી દીધા. વ્યાજ ન છોડયું, નમાઝ છોડી દીધી વગેરે.

સાહિબો ! વિચારો તો ખરા કે કૌમની ખિદમતમાં જે ભલાઈ છે તે ખુદાઈ હુકમ હોવાના લઈને તો છે. જ્યારે અલ્લાહ તઆલાથી જ સંબંધ તોડી નાખ્યો તો કૌમથી જોડાઈને શું ભલાઈ પામશો ? સાહેબો, હઝરત નૂહ (અલૈ.)થી વધારે તો તમે કૌમના ખૈરખ્વાહ–હિતેચ્છુ નથી થઈ શકતા. ફરી જોઈ લો કે, તેમણે પોતાની કૌમ સાથે–જે નાફરમાન થઈ ગઈ હતી, શું કર્યું ? !

## એક રોશન દિમાગ મુસલમાન અધિકારીનો કિસ્સો

મીરઠમાં એક મુસ્લિમ ઓહદેદાર હતા. ઈદના દિવસે ઘણા મુસલમાન તેમને મળવા ગયા તો તે સાહેબ બહાદુર કહેવા લાગ્યા : આજ આપ લોગકા ઈદ હે ! હાય, ઈસ્લામી ઈદનું પોતાની તરફ મન્સૂબ કરવું–નિસ્બત કરવી પણ તેમને મંજૂર ન હતું. તેથી આપણી ઈદના બદલે આપ લોકોની ઈદ કહયું. છતાં એ લોકો પોતાને કૌમના જાંનિસાર કહે છે. બીજા એક મુસલમાન કલેકટર હતા. કલેકટર થયા પછી પોતાનું ઈસ્લામી નામ પણ જાહેર કરતા ન હતા !

સાહિબો, આ ઈસ્લામની પ્રગતિ તો હરગિઝ નથી, ઈસ્લામ તો આવી પ્રગતિથી બેઝાર છે, બલકે સાચું પૂછો તો ઈસ્લામની તરક્કી તો તમારો સૂફી તર્ઝ અપનાવવાથી પણ નથી થતી, જ્યાં સુધી ઈસ્લામ દિલમાં પેવસ્ત ન થઈ જાય, કારણ કે ઈસ્લામનો અર્થ અલ્લાહ તઆલાની તૌહીદ (એક હોવું) તથા હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રસૂલ હોવાની ગવાહી દેવી છે અને તેની પ્રગતિ એ છે કે, તૌહીદ, રિસાલત બંને

દિલમાં રચી–પચી જાય. છેવટે સહાબએ કિરામ (રદિ.)માં બીજી કઈ વાત હતી ? જ્યારે તેઓ તૂટેલી ચટાઈઓ, બલકે કાંકરીઓ પર બેસીને ઈરાની તથા રૂમી સલતનતોના ફેંસલા કરતા હતા. માલો–દોલત તેમની પાસે ન હતી, ન તેમને એની હવસ–લાલચ હતી. તેથી તેના મળવાથી તે બુઝુર્ગોને ખૂશી (પણ) ન થતી હતી, બલકે હઝરત ખબ્બાબ (રદિ.) માલ વધી જવા પર મૃત્યુ સમયે રડતા હતા. ભાઈઓ ! જો તમને એ પ્રગતિ નસીબ થઈ જાય, તો કસમ ખુદાએ પાકની, આ બાહ્ય ચમક–દમકને અત્યંત તુચ્છ સમજવા લાગો. તમારી આખી જિંદગી દુનિયા–પરસ્તીમાં ગુજરવાથી તેની જાણ નથી.

## એક બુઝુર્ગ તથા બાદશાહનો કિસ્સો

એક બુઝુર્ગે એક બાદશાહને પૂછયું કે, જો તમે શિકાર કરવા (જંગલમાં) જાઓ અને ઈત્તિફાકથી તમે એકલા પડી જાઓ અને તે સમયે ખૂબ તરસ લાગે કે જીવ ટાળવે ચોંટી જાય એવામાં કોઈ માણસ પાણીનો પ્યાલો લાવે અને તેની કિંમત અડધું રાજ–પાટ બતાવે તો ખરીદી લેશો કે નહિ ? બાદશાહે કહયું કે, અવશ્ય ખરીદી લઈશ. ફરી બુઝુર્ગે પૂછયું કે, જો આકસ્મિક કયાંક તમારો પેશાબ બંધ થઈ જાય અને કોઈ રીતે ન ખુલે એવામાં એક માણસ અડધી સલતનતના વાયદે ખોલાવી દે તો બાકીની સલતનત પણ આપી દેશો કે નહિ ? બાદશાહે કહયું કે, આપી દઈશ. બુઝુર્ગે કહયું કે, "બસ, આપની બાદશાહતની આટલી કિંમત છે એક પ્યાલો પાણી અને એક પ્યાલો પેશાબ, જે પર આપ આટલા મસ્ત છો. તો અલ્લાહવાળાઓને દુનિયાના આ ભાવની જાણ છે, તેથી સહાબએ કિરામ (રદિ.)ને મોટી સલતનત હોવા છતાં દુનિયાની હવસ ન હતી !

હઝરત ઉમર (રદિ.) સમયના (શકિતશાળી) ખલીફા હતા, પરંતુ ખોરાક, કપડાં ખૂબ જ મા'મૂલી પહેરતા હતા, કારણ કે તેઓ જાણતા હતા કે, અસલ વસ્તુ તો બીજી જ છે. આપણા થોડાક ભોળા ભાઈઓ હઝરત અલી (રદિ.) માટે લડે છે કે, હઝરત અબૂ બક્ર અને હઝરત ઉમર (રદિ.)એ ખિલાફત

લઈ લીધી, હઝરત અલી (રદિ.)ને ન આપી. હું (તો) કહું છું કે, બંનેવ હઝરાતને દુઆ આપો ! જો હઝરત અલી (રદિ.)ને શરૂથી જ ખિલાફત આપવામાં આવત અને એટલી લાંબી મુદ્દત સુધી તેઓ ખલીફા રહેત તો તેઓને કેટલી તકલીફ થાત ? એ ઉઠાવવી મુશ્કેલ થાત, કેમ કે જાણી ચૂકયા છો કે એ હઝરાતને દુનિયાથી કેટલી નફરત હતી. તો એ બુઝુર્ગોએ મોટો સુલૂક કર્યો કે એ તકલીફને પોતે વહેંચી લીધી. હઝરત અલી (રદિ.)ને તકલીફ ન પડવા દીધી !

## સહાબા (રદિ.)ની નારાજગી વિશે ઘણી ઉમદા ચર્ચા

સહાબા (રદિ.)ની આપસી નારાજગીના ઘણા કિસ્સા તો ગલત મશહૂર છે. બીજી વાત કે જયારે દોસ્તી હોય છે ત્યારે શકરરંજી– મીઠી શિકાયત પણ થઈ જ જાય છે. હઝરત મવલાના ગંગોહી (રહ.)એ પોતાના બે ખાદિમો–સેવકોને (જે આપસમાં ખૂબ દોસ્તી રાખતા હતા) પૂછયું કે, તમારામાં કયારેક લડાઈ પણ થાય છે કે નહિ ? તેમણે કહયું કે, હઝરત કદી કદી થઈ જાય છે, પરંતુ પછી મેળાપ પણ થઈ જાય છે. હઝરત (રહ.)એ ફરમાવ્યું કે, "તમારી દોસ્તી સદા રહેશે. 'ઝોક' નામના શાઈર–કવિ કહે છે કે,

શે'ર :

**બેમુહબ્બત નહીં અય 'ઝોક' શિકાયતકે મઝે,**

**બેશિકાયત નહી અય 'ઝોક' મુહબ્બતકે મઝે !**

એક અરબી દાનિશમંદ પણ કહે છે કે, 'મુહબ્બત ત્યાં સુધી જ ટકી શકે છે, જયાં સુધી શિકવા–શિકાયત–ફરિયાદ રહે છે, કારણ તેનું આ છે કે, દોસ્તી ત્યારે જ બાકી રહે છે જયારે દિલમાં મેલ ન રહે. હવે જો શિકાયત ન કરીને વાતને દિલમાં જ રાખવામાં આવે તો ઉમ્રભર દિલમાંથી રંજ ન જશે અને જો દિલની ભડાશ કાઢી નંખાય તો ફરી દિલ ચોખ્ખું થઈ જાય. ત્યાં સુધી કે હઝરત આઈશા (રદિ.)એ જે સૌથી

વધારે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુહબ્બત રાખતાં હતાં અને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પણ સૌથી વધારે પ્યારાં હતાં તેઓ પણ કદી કદી નાઝના તૌર પર રિસાઈ જતાં. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક વાર ફરમાવ્યું કે, હું તમારી ખુશી તથા નારાજગીના સમયને ઓળખું છું. જ્યારે નારાજ હો છો તો રબ્બે ઈબ્રાહીમ (અલૈ.)ની કસમ ખાઓ છો અને જ્યારે ખુશ હો છો ત્યારે રબ્બે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કસમ. હઝરત આઈશા (રદિ.)એ કહયું કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ત્યારે ફકત આપનું નામ જ નથી લેતી, બાકી દિલમાં તો (ત્યારે) પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ વસેલા હોય છે !

(આ સંજોગોમાં) જો હઝરાતે સહાબએ કિરામ (રદિ.)માં કોઈ વાત થઈ પણ હોય તો તે અદાવત નહિ, આપસનો નાઝ હતો, જેના પર વાંધો લેવાનું આપણું મોઢું નથી. કાનપૂરમાં એક સાહિબ હઝરત મુઆવિયહ (રદિ.)ને બુરું–ભલું કહેતા હતા. એકવાર અનાયાસે તેમનો ભેટો થઈ ગયો. તેમણે એ જ ચર્ચા છેડી અને હદીસ પઢી કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે, જેણે મારા સહાબા (રદિ.)ને બુરું કહયું તેણે મને બુરું કહયું અને જેણે મને બુરું કહયું તેણે અલ્લાહ તઆલાને બુરું કહયું. આગળ કહયું કે, હઝરત મુઆવિયહ (રદિ.) હઝરત અલી (રદિ.)ને અયોગ્ય શબ્દો કહેતા હતા, તો તેઓ એક સહાબીને બુરું કહેનાર થયા, જેના માટે હદીસ શરીફમાં સખ્ત હુકમ છે !

## ઉપરની હદીસ શરીફના ખૂબ ઉમદા અર્થ

મેં કહયું કે, તમે મનન નથી કર્યું, આ હદીસના એ અર્થ નથી કે, જે તમે સમજ્યા, બલકે બીજા અર્થ છે, તેને સમજવા પ્રથમ એક મુહાવરો સમજો. જો કોઈ માણસ આમ કહે કે, "જે માણસ મારા બેટાની તરફ આંખ ત્રાંસી કરીને જોશે, હું તેની આંખો કાઢી લઈશ." તો બતાવો કે આ ધમકી કોની



સામે છે ? શું પોતાની બીજી અવલાદના માટે પણ એ ધમકી છે ? જો તેઓ આપસમાં લડે—ઝઘડે તો તેમની સાથે પણ એ જ વર્તાવ કરાશે ? કદાપિ નહિ, એ ધમકી પરાયાઓ માટે છે. બસ, હદીસનો મતલબ આ છે કે, જેઓ સહાબી નથી, તેમાંથી જો કોઈ માણસ મારા સહાબાને બુરું—ભલું કહે તેના માટે આ હુકમ છે. તેઓ કહેવા લાગ્યા : 'આ અકલમંદીની વાતો છે.' મેં કહયું : સાહેબ, ફરી શું બેવકૂફીની વાતો કરું ? એ પર તેઓ શરમિંદા થયા, તો હું પણ શરમાયો !

તેથી મેં પોતાની આ ટેવ બનાવી લીધી છે કે, જો કોઈ મોટો માણસ મને બોલાવે છે તો પ્રથમ આ શર્ત કરી લઉં છું કે, એકાંતમાં વાતચીત કરીશ, કારણ કે આમ મજમા'માં ગુફતગુ કરવાથી મહદ્અંશે લાજવાબ થઈને શરમિંદા થઈ જાય છે અને હું મોટા લોકો માટે એને પસંદ નથી કરતો. છેવટ તેમની શરમ મેં આ રીતે દૂર કરી કે, તેમને કહયું કે, મને ઊંઘ ઓછી આવે છે અને જાણવા મુજબ આપ અમલિય્યાત કરો છો, તો જો આપ પાણી પઢીને મોકલ્યા કરો તો ઘણું સારું રહે.' તેઓ એથી ખુશ થયા અને રકાબીમાં લખી દેવાનો વાયદો કર્યો. સારાંશ કે, હઝરત અલી (રદિ.)ની તરફદારી કરીને બીજા સહાબા (રદિ.)ને બુરું ન કહેવું જોઈએ.

## સહાબા (રદિ.)ની સલતનત કેવી હતી ?

સાહિબો, ત્યારની સલતનત જ શું હતી કે કોઈ તેની લાલચ કરે ? એક વાર હઝરત ઉમર (રદિ.) બપોરના સમયે ગરમીમાં ચાલતા જઈ રહયા હતા. હઝરત ઉસ્માન (રદિ.)એ જોઈને પૂછયું કે, અમીરુલ મુઅમિનીન ! કયાં ચાલ્યા ? આપે ફરમાવ્યું કે, બયતુલ માલનું ઊંટ ખોવાયું છે, તેને શોધવા જઈ રહયો છું. હઝરત ઉસ્માન (રદિ.)એ ફરમાવ્યું કે, 'હઝરત ! આપે ગરમીમાં શા માટે તકલીફ લીધી ? કોઈને હુકમ આપત તો તે તલાશ કરી લેત !' આપ (રદિ.)એ ફરમાવ્યું : ''હે ઉસ્માન (રદિ.) ! કિયામતની ગરમી વધારે આકરી છે અને કિયામતમાં પ્રશ્ન તો મારાથી જ થશે, તેથી પોતે જ જઈ



રહયો છું !'

યરમૂકની મહાન ફતહની ખુશખબરી લઈને એક સાંઢણી સવાર (મદીના શરીફ) આવ્યો. હઝરત ઉમર (રદિ.) દરરોજ બહાર તેની વાટ જોઈ કલાકો સુધી ઊભા રહેતા. મુલાકાત થતાં આપે પૂછયું કે, કયાંથી આવે છે ?' તેણે કહયું, 'યરમૂકથી.' આપે લડાઈનો હાલ પૂછયો. તે લિબાસ વગેરેથી આપને ઓળખી ન શકયો કે, તેઓ જ ખલીફા છે, તેથી આપની તરફ ધ્યાન આપવાના બદલે સાંઢણી દોડાવતાં મદીનાની તરફ ચાલ્યો. હઝરત ઉમર (રદિ.) પણ પોતાની ઊંટણી દોડાવતાં તેની પાછળ પાછળ ચાલ્યા. જયારે મદીનામાં આવ્યા તો લોકોએ અમીરુલ મુઅમિનીનને સલામ કરી ત્યારે સવારને જાણ થઈ કે તેઓ જ ખલીફા છે, તેણે માફી ચાહી. આપ (રદિ.)એ ફરમાવ્યું કે, જે કદમ પણ મેં ઉઠાવ્યા છે, સવાબના માટે ઉઠાવ્યા છે. (માટે) તારે ઉઝર પેશ કરવાની જરૂર નથી. (આ તો દુનિયાદારોનું હદથી નીકળી જવાનું બયાન હતું, હવે)

## દીનદારોનું હદથી નીકળી જવાનું બયાન

હવે એક હમદર્દી દીનદારોની છે, એ લોકોને જોશ ઊઠે છે કે જે રીતે થઈ શકે, કોમની ઈસ્લાહ થઈ જાય. એ કોશિશમાં પ્રકાર પ્રકારની તકલીફો તેમને પેશ આવે છે, પ્રથમ તો શારીરિક તકલીફ પડે છે. બીજું, કોઈકવાર તેમાં નાજાઈઝ કામો પણ કરવા પડે છે. ત્રીજું, કોઈની વધુ પાછળ પડવાથી તેને દુશ્મની થઈ જાય છે. યાદ રાખો, અલ્લાહ તઆલાના દરબારમાં કોઈને શકિતથી વધારે તકલીફ નથી દેવામાં આવતી. તો બોજ એટલો ઉઠાવો, જે તમારાથી ઊઠી શકે. હદીસ શરીફમાં છે કે, મુઅમિનને જોઈએ કે, પોતાને ઝલીલ ન કરે. (આગળ) ફરમાવ્યું કે, નફસને ઝલીલ કરવો આ છે કે એટલી મશક્કત ઉઠાવે, જેની તાકાત ન હોય. એનાથી એ પણ જણાયું કે ઈસ્લામની તાલીમ ઝિલ્લત ઈખ્તિયાર કરવાથી રોકે છે.

# મદ્રસા તથા અંજુમનની તરક્કીની આસાન રીત

કામની શરૂઆત નાના પાયે કરો. જ્યારે પ્રથમથી જં મોટા પાયા પર કામ શરૂ કરાય છે, તો તેના માટે વધારે એહતિમામ–પ્રબંધની આવશ્યકતા રહે છે, જેના લઈ લાચારીએ નામુનાસિબ કોશિશો કરવી પડે છે. બીજી એક સરળ રીત આ બતાવું છું કે, જે કામ શરૂ કરવું હોય, તેને એટલું શરૂ કરો, જેને પોતાની ઝાતથી કરી શકો. જ્યારે કામ શરૂ થઈ જશે અને બીજા જોશે, તો પોતે જ તમારી સહાય કરવા પ્રેરાશે. સારાંશ કે શફ્કતની પણ એક હદ હોય છે, તમે તેના પર જ રહો.

આ આયતે શરીફામાં અલ્લાહ તઆલાએ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તસલ્લી આપી કે શફ્કત તે લોકો પર કરો, જેમનાં દિલમાં ખૌફ હોય, ઈલ્મ હોય. બીજી વાત આ સાબિત થઈ કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો દરજો ખૂબ આલીશાન છે કે અલ્લાહ તઆલાને આપનું ગમગીન જોવું કોઈ રીતે મંજૂર નથી. રંજની વાત પર તરત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તસલ્લી કરાય છે, બલકે ઉમ્મતના વલીઓ માટે પણ ફરમાવાઈ : તેમના માટે ખુશખબરી છે, દુનિયા તથા આખિરતમાં.

આ આયતથી આ પણ સાબિત થયું કે ઈલ્મમાં કેવી ખૂબી છે. એથી વધીને તેની શું ફઝીલત–મહિમા હશે કે, ઈલ્મ વિના અલ્લાહ તઆલાનો ખૌફ નથી પેદા થઈ શકતો, અને તેનું પેદા થવું જરૂરી છે. શરીઅતમાં એટલો એહતિમામ બીજા કશાનો નથી. ખૌફને જ તકવો પણ કહે છે. કુર્આન શરીફને પણ **'હુદલ્ લિલ્ મુત્તકીન'** એટલે ડરનારાઓ માટે હિદાયત–માર્ગદર્શન કહયું છે, કારણ કે જ્યારે ડર હશે ત્યારે જ હકની શોધ પણ થશે. ઈસ્લામ પણ તેથી જ ફેલાયો છે, પરંતુ ખાલી ઈલ્મથી ખૌફ નથી પેદા થતો, ફિકર–ચિંતનની પણ જરૂર છે. તે વિના ઈલ્મની

દિલ પર અસર નથી થતી, ખાલી ઝબાન સુધી રહે છે. સાર એ કે બે વસ્તુ આવશ્યક છે : એક તો દીનનો ઈલ્મ કે તેના વિના ખૌફ હોઈ જ નથી શકતો. બીજી વસ્તુ એકાંતમાં બેસીને ખૂબ સોચા કરો કે, કિયામતની આપણે શું તૈયારી કરી રાખી છે ? ત્યાંના હિસાબનો શો જવાબ આપીશું ?

## ઈસ્લાહ-સુધારણા માટે ત્રણ વસ્તુઓની આવશ્યકતા છે

એક ઈલ્મ, બીજી અમલ, ત્રીજી હાલ. હાલની પણ આવશ્યકતા છે, કારણ કે હાલ ન હોય તો ખાલી ઈલ્મ તથા અમલથી કામ નથી ચાલતું. દા.ત. એક માણસ જાણે છે કે ઝિના હરામ છે અને અમલ કરીને તેનાથી બચે પણ છે, પરંતુ એ પર જમી ત્યારે જ શકે છે, જ્યારે આ તેનો હાલ બની જાય. હાલ વિના અમલ એવો છે, જેમ કે એન્જિન વિનાની ગાડી કે તેને હાથથી ધકેલીને થોડેક દૂર લઈ જઈ શકાય, પણ જ્યાં ધકેલવાનું છોડયું કે ઊભી થઈ જશે, કારણ કે તેમાં આગ નથી તો યા તો પોતે એન્જિન બની જાવ, કે તમારામાં ઈશ્કે ઈલાહીની આગ ભરી હોય, નહિ તો કોઈ એન્જિન સાથે જોડાય જાવ (અલ્લાહવાળાની સાથે). જો એવું પણ નહિ થાય, તો તે જ હાલત જશે, જેની મિસાલ ઉપર અરજ કરી ચૂકયો છું.

સાર એ કે હાલ ન હોય, તો અમલ બહુધા બેકાર થઈ જાય છે. એ જ રીતે ખાલી (અમલ વિના) હાલ પણ કાફી નથી, બલકે હાલના માટે અમલ હોવો અનિવાર્ય છે. જેમાં અમલ નથી, તેમાં ખચીત્ હાલ પણ નથી જ. જો હાલ હશે તો તે જાહેર થયા વિના રહેશે જ નહિ, અને તેના પ્રગટ થવાને જ અમલ કહે છે. તો જો કોઈમાં મુહબ્બતે ઈલાહીનો હાલ છે, તો તે અલ્લાહ તઆલાની તાબેદારી રૂપે જાહેર થયા વિના રહેશે જ નહિ. તો ખૌફ હાલ છે, એનાથી જ અમલમાં સરળતા થાય છે. એનાથી જ અમલની તોફીક થાય છે, કારણ કે જ્યાં સુધી કોઈ વસ્તુનો ચસકો ન પડે ત્યાં સુધી કામની હિંમત નથી થતી. એ વાત કાંઈ

દીની કામો સાથે જ ખાસ નથી, દુનિયાનાં કામ પણ તેનાથી જ થાય છે. જુઓ, રાત્રે બે વાગ્યે ટ્રેનમાં (કે પ્લેનમાં) જવું હોય અને કોઈના જગાડયા વિના સમય પર આંખ ખુલી જવી, એ જ હાલના કારણે છે કે દિલ પર સફરનો ખ્યાલ સવાર થઈ ગયો. કોઈ ચીઝનું દિલમાં રચી—બસી જવું એ જ હાલ છે.

## આશિક બદનામ હોય છે

ખરેખર, જે માણસ પણ ઈશ્કના રંગમાં આવે છે, તે બદનામ થાય છે. અમારા એક મિત્ર ડેપ્યુટી કલેકટર છે, જ્યારથી તેમના પર મુહબ્બતે ઈલાહી છવાઈ છે, દુનિયાથી તેમનું દિલ ઠંડું થઈ ગયું છે. તેમના કુંટુંબીઓ તેમનાથી ખફા છે અને મારી શિકાયત કરે છે કે, કિયામતમાં મારી પકડ થશે, કારણ કે હું કોમને તબાહ કરી રહયો છું, પરંતુ હું જવાબ એ જ આપીશ, જે અમારા એક બુઝુર્ગ હાફિઝ ઝામિન શહીદ (રહ.)એ એક આવા જ પ્રસંગે આપ્યો હતો, કે 'મિયાં ! અમને પણ તો કોઈએ બગાડયા છે, તેથી અમને તો બગાડતા જ આવડે છે. લોકો શા માટે અમારી પાસે બગડવા આવે છે ? અમે કોઈને બોલાવવા તો જતા નથી. સાહિબો, મારી સમજમાં નથી આવતું કે મેં કોમના કેટલા લોકોને બગાડયા ? નોકરીથી હું નથી રોકતો, તઅલ્લુકાત હું નથી છોડાવતો. હા, એમ કહું છું કે, ફિરઓન ન બનો, કારણ કે અંતે તમે કોઈના બંદા છો તો બંદા બનીને રહો.

સારાંશ કે આશિકના માટે બદનામી અનિવાર્ય છે, પરંતુ તેને તેની જરાયે પરવા નથી હોતી, બલકે બદનામીથી ઓર દિલમાં જોશ પેદા થઈ હિંમત વધે છે. સાર એ કે હાલ તથા મુહબ્બત બુઝુર્ગોને બેચેન રાખે છે. જાણે હર ઘડી સીટી વાગતી રહે છે કે ચાલો, બેદાર થઈ જાવ. અમારા હઝરત હાજી સા. (રહ.) રાતભર રડતા હતા. બીજા એક બુઝુર્ગ રાતભર બેચેન રહેતા. જ્યારે બીબી આરામ માટે વારંવાર કહેતાં, તો સૂતા; પરંતુ થોડી જ વારમાં ચોંકીને ઊઠી જતા અને ફરમાવતા કે શું કરું ? આ આયત સૂવા નથી દેતી. તરજુમો : હે ઈમાનવાળાઓ ! બચાવો

તમે પોતાની જાનોને તથા પોતાના ઘરવાળાઓને આગથી.

## તકવો-પરહેઝગારી પ્રાપ્ત કરવાની રીત

તકવાના માટે આખિરતની ફિકર જરૂરી છે. એમ સમજો કે તેના માટે એક મોટા સામાનની જરૂર છે અને તે આપણી પાસે છે નહિ. સંપૂર્ણ ખાલી હાથ પરેશાન છીએ અને એ એવી ગરીબી છે, કે તેની સામે દુનિયાની ગરીબી કોઈ ચીઝ નથી. દુનિયાની ગરીબી છેવટે એક દિવસ ખતમ થઈ જશે, જ્યારે આખિરતની ગરીબી કદી ખતમ નહિ થાય. ત્યાં હાલ એ હશે કે બજાર રોનક પર હશે, ઉમદા ઉમદા વસ્તુઓ સજી હશે. (અને આપણે ખાલી હાથ હોઈશું.) સાહિબો, હજુ સમય છે, પોતાનો ઈલાજ કરી લો અને ત્યાંની તૈયારી કરી લો. કુર્આન શરીફમાં છે : પ્રત્યેક માણસ જોઈ લે, કે કાલ (કિયામત)ના માટે શું તૈયારી કરી છે ? અલ્લાહ પાકના બંદાઓએ તેના ઘણાં તરીકા બતાવ્યા છે.

એક તરીકો આ છે કે એક સમય નક્કી કરીને દરરોજ આમ સોચો કે આપણા પર અલ્લાહ તઆલાની શું શું નેઅ્મતો છે ? પછી વિચારો કે આપણો વર્તાવ તેની સાથે કેવો છે ? તેની નેઅમતોનો કેટલો શુક્ર અદા કરીએ છીએ ? દિવસભરના ગુનાહ ગણો. પછી સોચો કે જો આવો વર્તાવ કોઈ બીજા ખાસ કરીને હાકિમ કે આકા સાથે હોત, તો તે શું કરત. પછી જે દિમાગમાં આવે, તેના વિશે સોચે કે, અલ્લાહ પાક પણ આપણી સાથે એવું કરી શકે છે. પછી સોચે કે, કિયામત બરપા છે, સૂરજ માથાના નજીક છે, શાહોના શાહનો દરબાર છે, ન કોઈ સહાયક છે, ન વકીલ. એ હાલતમાં મારી પુકાર થઈ. ફરિશ્તાઓએ પકડીને હાજર કરી દીધો. હવે મને મારા આ'માલની પૂછ થઈ રહી છે અને મારી પાસે કોઈ જવાબ નથી, ન કોઈ ઠેકાણું છે જ્યાં આશરો મેળવી શકું. સામે દોઝખ છે, ફરિશ્તા મને પકડીને તેના તરફ લઈ જઈ રહયા છે.

બસ, આમ વિચારીને જરા સિજદામાં પડી જાવ અને ખૂબ કરગરીને અલ્લાહ તઆલાની બારગાહમાં પોતાના ગુનાહોથી તવબા કરો અને રડો.

જો રડવું ન આવે તો, રડવા જેવી સૂરત જ બનાવો અને આ દુઆ કરો કે, હે ગફૂરુ ર્રહીમ ! મારા ગુનાહોને માફ ફરમાવો અને હિંમત આપો કે, મારાથી ગુનાહ ન થાય. આ તો રાત્રે કરે, અને દિવસમાં આલિમોની કિતાબો પઢે તથા પોતાના બાલ–બચ્ચાંઓને પઢાવે, જેથી દોઝખના અઝાબથી બચે, નહિતર દોઝખના માટે તેમની પરવરિશ કરો છો. જો એ જ અંજામ હોય તો તેમના પેદા થવા તથા પરવરિશ પામવાથી શું લાભ ? એથી તો પેદા ન થાત કે બાળપણમાં મરી જાત, તો અઝાબથી તો બચી જાત.

જો એ બે કામ કર્યાં, તો અલ્લાહ તઆલાનો ખોફ પેદા થઈને આ'માલની તોફીક થવા લાગશે અને જિંદગી ઉમદા બની જશે. તમે પોતાની મૌજૂદા જિંદગી પર શું નાઝ કરો છો , જિંદગી એ છે કે, એવી હાલત પેદા થઈ જાય, જેને હંમેશાની જિંદગી કહે છે. કોઈ કહે કે મોત તો આવશે. ફરી હંમેશાની જિંદગી ક્યાં થઈ ? તો એમ સમજો કે એ જાહેરી મોત છે, જેની તમે પોતે આરઝૂ કરશો કે તે આવી જાય તો આ નફસાનિય્યતની દીવાર તૂટે. જાણે શરીર (રૂપી પિંજરામાંથી) છૂટવાની ખુશી થશે, અલ્લાહુ અકબર. કેવી ખુશી.

સાહિબો, એ મવતને બુઝુર્ગો સામેથી ચાહે છે અને તે બીજી જિંદગીનું તેમને એટલું યકીન હોય છે કે તેની અમુક અસરો દુનિયામાં પ્રગટ થવા લાગે છે. અમારા મુર્શિદ (રહ.)એ વફાત વેળા એક બુઝુર્ગને વસિય્યત કરી, કે મારું દિલ ચાહે છે કે, મારો જનાઝો ઝિક્ર કરતાં કરતાં લઈ જવામાં આવે. જુઓ, પૂરું યકીન હતું કે મોત પછીની જિંદગીમાં આ ઝિક્રની લઝઝત મળશે. બુઝુર્ગે કહયું કે, મુનાસિબ નથી. હઝરત (રહ.) એ પર રાજી થઈ ગયા. બીજા કોઈને આ વસિય્યતની જાણ ન હતી. ઈત્તિફાક કે જનાઝામાં એક અરબ ભાંઈ પણ હતા, તેમણે લલકારીને કહયું, 'ઝિક્ર કરો.' બસ થવા લાગ્યું, આ કરામત છે. અલ્લાહવાળાઓની તમન્ના પૂરી થઈને રહે છે. જો રૂહમાં જિંદગી ન હતી, તો આ વસિય્યત શા માટે હતી ? આ તેમનો ખાલી ખ્યાલ ન હતો, તેની અસર પણ કોઈ વાર જાહેર થઈ જાય છે. હઝરત સુલ્તાન

નિઝામુદ્દીન અવલિયા (રહ.)ના જનાઝામાં એક ખાદિમે અમુક શે'ર પઢવા શરૂ કર્યા. લખ્યું છે કે, હાથ કફનથી ઊંચો થઈ ગયો. અંતે એ કોણે બુલંદ કરાવ્યો હતો ? ફરી શું આ કહેવું ખોટું છે ? કે તેઓ સદા જીવંત રહે છે, પરંતુ મને ડર છે કે જાહિલો તેમને જીવતા માનીને તેમનાથી મુરાદો ન માંગવા લાગે, પરંતુ એ જીવતાઓથી જ માંગવી ક્યારે જાઈઝ છે કે તેમનાથી જાઈઝ હોય. તેમની પાસે માંગો તો તે માંગો, જે તેમની પાસે હોય. માલ, અવલાદ વગેરે તેમની પાસે છે જ ક્યાં કે તમને આપે ? તેમની પાસે તો એક જ વસ્તુ છે, જે તેમણે આખી ઉંમર શોધી અને તેમાં જ જિંદગી ફના કરી દીધી. એટલે અલ્લાહ તઆલાને તેમનાથી માંગો. ઈલ્મે દીન શીખો, તે પર અમલ કરો અને એ અમલને પોતાનો હાલ બનાવી લો. એનાથી દીન પણ દુરુસ્ત થશે અને દુનિયા પણ. દુનિયાના મળવાથી એ મતલબ છે કે, તમને પૂરી રાહત—ચેન નસીબ થશે, એ નહિ કે ખૂબ દોલત મળી જશે. અલ્લાહ તઆલાથી દુઆ કરીએ કે (તે પાક ઝાત ઈખ્લાસ સાથે) અમલની તૌફીક બખ્શે, આમીન !

**(વ આખિરુ દઅ્વાના અનિલ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન !)**



પ્રકાશન નં. ૫૪૧

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની
બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# જાણકારોને
# અમલની જરૂરત છે



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,
ગુજરાત–ઈન્ડિયા

# અનુક્રમણિકા

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# જાણકારોને અમલની જરૂરત છે

ખુત્બએ માષૂરહ પછી, **અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ, બિસ્મિલ્લાહિ ર્રહમા નિર્રહીમ. ઈન્નહુમ્ કાનૂ યુસારિઊન ફીલ ખય્રાતિ વ યદ્ઊન-ના રગબંવ્ વ રહબા, વ કાનૂ લના ખાશિઈન.** તરજુમો : 'નિઃશંક, તેઓ લપકતા હતા નેક કામોમાં અને પુકારતા હતા અમને શોખ તથા ડરની સાથે અને તેઓ અમારી સામે આજિઝી કરનાર હતા.''

આ એક આયતનો અંશ—ભાગ છે, એથી પહેલા હક સુબ્હાનહૂ વ તઆલાએ હઝરાતે અંબિયા (અલૈ.)નો ઝિક્ર—ઉલ્લેખ કર્યો છે અને વિશેષ હેતુઓ અર્થે તેમના વિશેષ હાલાત સ્થાનિક જરૂરત પ્રમાણે વર્ણવ્યા છે. ત્યાર પછી તેમના સામાન્ય હાલાત આ આયતે શરીફામાં બયાન કર્યા છે. તો કુર્આન શરીફના એ સ્થાને અંબિયા (અલૈ.)નો તઝકિરહ છે અને આપ લોકો (સાંભળનારા—શ્રોતા) ઈલ્મની દોલત ધરાવો છો. (આ બયાન દારુલ ઉલૂમ દેવબંદમાં અઝાતિઝહ તથા તલબા સામે થયું હતું.) અંબિયા (અલૈ.)ના વારિસ, અનુગામી છો.

## "અલ્ ઉલમા-ઉ વરષતુલ્ અમ્બિયા" હદીસની શર્હ-વિવરણ તથા અર્થ

એ એવી વાત છે કે, સઘળા ઈલ્મવાળાઓએ એને ઘણી ખુશીથી માની લીધી છે અને સૌ એના પર એકમત છે, જેનું કારણ એ છે કે, એને માનવામાં ઈલ્મવાળાઓને લાભ જ લાભ છે. એનાથી એક મોટો મરતબો તથા પ્રતિષ્ઠા મળે છે અને કોઈ પ્રકારની મહેનત તથા મશક્કત તેમાં નથી. તેથી પોતાને વારિસનો લકબ આપીને બેસી રહયા. હાલાં કે તેમાં એ વિચારવાનું હતું કે, હઝરાતે અમ્બિયા (અલૈ.)માં ઈલ્મી કમાલની સાથે કોઈ અમલી કમાલ પણ હતો કે નહિ ? જાહેર છે કે, તેનો સ્વીકાર જ કરવો પડશે, કારણ કે જો અંબિયા (અલૈ.)માં અમલી કમાલ ન હશે તો કોનામાં હશે ? તેઓ તમામ મખ્લૂકાત—સર્જનોમાં અફઝલ—શ્રેષ્ઠ છે, તો એ અવશ્ય કહેવું પડશે કે અંબિયા (અલૈ.)માં એ દરજાનો અમલી કમાલ હતો, જે કોઈ બીજામાં શકય નથી.

## નાયબ હોવાના કારણમાં અમલી કમાલની મોટી દખલ છે

જ્યારે ઉપરની વાત સાબિત થઈ ચૂકી તો જુઓ કે, વારિસ હોવાનું કારણ ફકત ઈલ્મી કમાલ છે અથવા અમલી કમાલની પણ તેમાં દખલ છે ? આપણે જ્યારે મનન કરીએ છીએ તો જણાય છે કે, ફકત ઈલ્મી કમાલ તેનું કારણ નથી બની શકતું. એટલા માટે કે, જે બેઅમલ આલિમ છે, તેમની અંદર મકબૂલિયત—સર્વ સ્વીકૃતિની કોઈ શાન આપણે નથી જોતા, જ્યારે કે નબીના વારિસ માટે તે આવશ્યક છે. જેમ કે, ઈબ્લીસ, કે તે ઘણો મોટો આલિમ છે અને તેની દલીલ એ છે કે, તે આલિમોને બહેકાવવાની યુક્તિઓ કરે છે અને ઘણી વાર તેમાં સફળ પણ થાય છે. હવે દેખીતી વાત છે કે, કોઈ માણસના વિચારોને તે જ બદલી શકે છે, જે પોતે પણ તે વિચારોમાં કમથી કમ તેની બરોબર તો માહિર—નિપુણ હોય જ !

જુઓ, કાનૂનને સમજવામાં કાનૂનના જાણકારને તે જ માણસ ફરેબ આપી શકે છે કે જે પોતે પણ કાનૂનને જાણતો હોય તો શયતાનનું આલિમોને બહેકાવવું, ધોકો દેવામાં સફળ થવું, સ્પષ્ટ બતાવે છે કે, તે પણ ઘણો મોટો આલિમ છે, પરંતુ તેનો અંજામ સૌ જાણે છે. એ જ હાલ બની ઈસ્રાઈલના આલિમોનો છે. કુરઆન શરીફમાં ઠેક ઠેકાણે તેમની બુરાઈ આવી છે. હદીસ શરીફમાં ઈલ્મને (હઝઝે વાફિર) મોટી દોલત ફરમાવી છે અને તેને (ઈન્ન મિનલ ઈલ્મિ લ જહલા) વબાલે જાન પણ ફરમાવ્યો છે !

## નર્યા ઈલ્મનો કોઈ દરજામાં શુમાર-ગણતરી નથી

તેથી નર્યો ઈલ્મ કોઈ દરજામાં પણ ભરોસાપાત્ર નથી. એથી પણ વધારે સ્પષ્ટ વાત જુઓ, હદીસ શરીફમાં છે કે, કિયામતમાં એક માણસ એ હાલમાં દેખાશે કે, તેનાં આંતરડાં બહાર નીકળી ગયાં હશે અને તે તેમની ચારેવ બાજુ ચક્કર મારી રહયો હશે. તેને એ સજાનું કારણ પૂછવામાં આવશે તો કહેશે કે, હું પોતાના ઈલ્મ પર અમલ ન કરતો હતો ! આ હદીસોથી બ–ખૂબી જાહેર થઈ ગયું કે, ઈલ્મ અમલ વિના હઝઝે વાફિર (મોટી દોલત) નથી થઈ શકતો, કારણ કે જે ઈલ્મ અઝાબથી ન બચાવી શકે તે મોટી દોલત શી રીતે થશે ? !

તો મોટી દોલત તે જ ઈલ્મ થશે, જેની સાથે અમલ પણ હોય, વારિસ હોવાની બુનિયાદ પણ તે જ ઈલ્મ બનશે, જેના પર અમલ હોય. આપણે જરા પોતાનાં દિલોને ટટોલીએ, તો જણાશે કે આપણાં દિલોમાં ફકત આલિમ હોવા પર જ નાઝ તથા ગર્વ છે. એ પર જ પોતાને મહાન માનીએ છીએ અને અમલની કમીથી પોતાના કમાલમાં નુકસાનની શંકા જ નથી થતી, તેથી અમલ વિના પોતાને આમ લોકોથી બેહતર અને ઉચ્ચ માનીએ છીએ. જો લોકો આપણી ઈઝઝતમાં કમી કરે, તો આપણને નવાઈ ઊપજે તથા ગુસ્સો ચડે છે. એ જ રીતે રસ્તામાં જો કોઈ મામૂલી માણસ મળે તો પોતે સલામ કરવી તો દૂર રહી, તેના સલામનો જવાબ દેવાને પણ પોતાનું

એહસાન માનીએ છીએ. શું કુર્આન શરીફમાં એવા જ લોકો માટે **'ફરિહૂ બિમા ઈન્દહુમ્ મિનલ ઈલ્મિ'** નથી ઈરશાદ થયો ? હદીસ શરીફમાં સ્પષ્ટ છે : એક ઈલ્મ બંદાને માટે દલીલ (લાભદાયી) છે, અને એક ઈલ્મ અલ્લાહ પાકની બંદા પર દલીલ (નુકસાનકારક) છે.

ઉપરોક્ત આયત જેમાં (અમ્બિયા (અલૈ.)ની ઈલ્મની સિફત– ગુણને સાબિત કર્યા પછી) અમલનો હાલ વર્ણન કરવામાં આવ્યો છે, જેથી આપણે ધ્યાન આપીએ અને ચિંતન કરીએ કે, જેમના આપણે વારિસ તથા નાયબ બનીએ છીએ, તેમના શું શું ગુણો છે ? એ જ ચિંતન, કુર્આન શરીફમાં અમ્બિયા (અલૈ.)ના કિસ્સાઓ વર્ણવવાનો હેતુ છે. તો આપણે વિચારવાનું છે કે, આપણામાં અમલની તે શાન છે કે નહિ ? જો નથી તો, નાયબ હોવાનો દાવો આપણે પડતો મૂકવો જોઈએ, એ આયતે શરીફા જાણે આપણા આ રોગનો ઈલાજ છે.

## "ઈન્નહુમ કાનૂ યુસારિઊ-ન ફિલ્ ખય્રાત્"ની આયતે શરીફાની તફસીર-ભાષ્ય

'તેઓ નેકીનાં કામોમાં તેઝીથી લપકતા હતા'. આયતમાં અમ્બિયા (અલૈ.) ઈલ્મમાં કામિલ–પરિપૂર્ણ હોવા છતાં, તેમની તારીફનો આધાર ફક્ત ઈલ્મને નથી ઠેરવ્યો, અમલને પણ તેનો ભાગ બનાવીને સમૂહ પર તારીફને ખત્મ કરી છે. આથી જણાયું કે, વખાણના માટે ફક્ત ઈલ્મી કમાલ કાફી નથી, અમલ પણ જરૂરી છે, જેનો આયતમાં ઉલ્લેખ છે અને અત્યારે આપ હઝરાતને તે જ સંભળાવી રહયો છું. જો કે આપને સંભળાવવાની જરૂર ન હતી, કારણ કે આપ મારાથી વધારે જાણકાર છો, પરંતુ ક્યારેક જાણવા છતાં તે તરફ લક્ષ નથી હોતું, તેથી સંભળાવવું લાભદાયી જણાયું.

## મૂળ હેતુથી બેપરવા થઈને તેના માધ્યમમાં જ રચ્યા-પચ્યા રહેવું, સંગીન ભૂલ છે

વાત આમ છે કે ક્યારેક માનવી સાધ્યને છોડીને સાધનમાં એટલો રચી

પચી જાય છે કે મૂળ હેતુ જ તેની નજરથી ઓઝલ થઈ જાય છે અને એ સંગીન ભૂલ છે, કારણ કે એથી ખુદ સહીહ સાધન અપનાવવામાં પણ મહદ્ અંશે ભૂલ થઈ જાય છે. ખબર નથી પડતી કે કયા સાધનથી સાધ્યની પ્રાપ્તિ થઈ શકે છે, જેથી તેને અપનાવાય અને કોનાથી નથી થઈ શકતી, જેથી તેને છોડી દેવાય. એ હાલમાં કોશિશના લાભદાયી અથવા વ્યર્થ હોવાની ખબર નથી થઈ શકતી. જુઓ, જો કોઈ દિલ્હી જવા ચાહે તો, ટ્રેનમાં બેસવું ત્યાં જવાનું સાધન છે. તો જો દિલ્હી જવાનો ધ્યેય છે, તો તેને ચિંતા તે ગાડીની હશે, જે દિલ્હી પહોંચે, પરંતુ જો દિલ્હી પહોંચવાનો હેતુ નથી, બલકે સેર–સપાટાની જ ઈચ્છા છે તો નવાઈ નથી, જો તેમાં ભૂલ થાય અને દિલ્હીના બદલે કલકત્તા જઈ પહોંચે.

એ જ હાલ પ્રત્યેક સાધન તથા સાધ્યનો છે. જો હેતુને ભૂલીને માધ્યમને જ ધ્યેય બનાવી લીધો, તો તેની ચિંતામાં પડીને ઘણીવાર અવશ્ય ભૂલ થશે તો સાધનના પ્રબંધમાં સાધ્યને ભુલાવી દેવું એ મોટી ખામી છે, પરંતુ તે છતાં તલબાને યાદ નથી રહેતું કે, આ ઈલ્મનો હેતુ અમલ છે, તેથી આપના જાણવા છતાં આપને યાદ અપાવવાનો વિચાર આવ્યો. તો એ બાબતમાં અમ્બિયા (અલૈ.)નો તરીકો આપણા માટે પૂર્ણ નમૂનો છે, કારણ કે આપણે તેમના જ નાયબ છીએ, માટે આપણે તેમનો જ હાલ અપનાવવો જોઈએ અને તે આ આયતે શરીફામાં વર્ણવાયો છે અને તેમાં અનેક પ્રકારના અમલનું અલગ અલગ વર્ણન થયેલ છે.

## ઈલ્મ શીખવા પછી અમલની આવશ્યકતા

**'ઈન્નહુમ્ કાનૂ યુસારિઊ–ન ફીલ્ ખય્રાત'** કે તેઓ નેક કામોમાં ચુસ્તી તથા ખૂબ કોશિશ કરતા હતા. તેમાં જાહેરી અમલો નમાઝ, રોઝા વગેરેનું વર્ણન છે. આગળ ઈરશાદ છે : **વયદ્ઊ–ન–ના ર–ગ–બંવ્ વ ર–હ–બા'** અને તેઓ અમને પુકારે છે શોખ અને ડરથી. તેમાં ઝબાનના અમલનું વર્ણન છે. આગળ ફરમાવે છે : **'વ કાનૂ લના ખાશિઈન'** અને તેઓ અમારા માટે નરમી, આજિઝી કરનાર હતા. તેમાં દિલના અમલનું બયાન છે અને એ પર વાત પૂરી થાય છે.

ત્રણેય પ્રકારને એક સાથે વર્ણવવાથી એ વાત સમજાય છે કે, અમલ–કર્મ, એ ત્રણેયને ભેગા કરવાથી કામિલ–સંપૂર્ણ થાય છે. જો એક ભાગની પણ કમી રહી તો અમલ અધૂરો–નાકિસ રહેશે. તેની મિસાલ એવી છે કે, એક માણસ મકાન બનાવે તો તે ઘર ત્યારે કહેવાશે જ્યારે કે મકાનની સઘળી જરૂરિયાત, કમરા, વરંડો, બબરચીખાનું, (સંડાસ–બાથરૂમ) વગેરે તેમાં હોય. જો એકાદ ભાગ પણ કમ હશે તો તે સંપૂર્ણ ઘર ન કહેવાશે.

## ઈલ્મ પર અમલ ન કરવાની શિકાયત

હવે જો આપણી હાલત ધ્યાનથી જોઈએ કે પ્રથમ તો મુસલમાનોમાં ખુદ અમલની જ કમી છે, અને જે અમલ કંઈક કરવામાં પણ આવે છે, તે પણ ઢંગથી નથી કરવામાં આવતો, તેથી પ્રથમ તો સઘળા મુસલમાનો પર અફસોસ છે, પરંતુ જાણકારો પર વધુ અફસોસ છે, કારણ કે તેઓ જાણવા છતાં કોતાહી કરે છે અને તેઓમાં સૌ એવા નથી, પરંતુ તેઓમાં એકનું પણ એવું હોવું શિકાયતનું કારણ છે કે, શા માટે પોતાને જાણીબૂઝીને હલાક કરે છે. તે ઉપરાંત એ કે, તબાહી તેમના સુધી જ સીમિત નથી રહેતી, બલકે અન્યો ઉપર પણ તેની અસર પડે છે અને તે બે પ્રકારે હોય છે. એક એ કે, એકને જોઈને બીજા આલિમો પણ બદદીનીની હિંમત કરે છે. બીજું એ કે સામાન્યજનો એકને જોઈને સઘળા આલિમોથી બદગુમાન થઈ સૌને જ બુરું–ભલું કહેવા લાગે છે !

## બેઅમલ આલિમની અસર અવામ પર શી થાય છે ?

એમાં જો કે મહદ્અંશે આમ લોકો જ ભૂલ પર છે, કારણ કે એકની (કે અમુકની) બુરાઈ, બધાના જ માથે નથી મારવામાં આવતી, પરંતુ બહુધા તેનું કારણ આપણે બનીએ છીએ. વળી, કોઈ એમ ન કહે કે, 'એ વાંધા વિરોધીઓએ ઈર્ષ્યા તથા દુશ્મનીના લઈ ઉઠાવ્યા છે અથવા એ'તિરાઝ તો નબીઓ ઉપર પણ થયા છે. પછી અમને તેની શી પરવા ? કારણ કે નબીઓ પર જે એતિરાઝ થતા, તે કાફિરો–દુશ્મનો તરફથી હતા. જ્યારે આપણા

પર માનનારાઓ તરફથી એ'તિરાઝ થાય છે. આપણાં માટે મોટી શરમની વાત છે કે, આપણે કોઈ સમર્થક કે વિરોધીને એવો ચાન્સ આપીએ, તો જ્યારે આપણા માણસો પણ એ'તિરાઝ કરવા પર વિવશ થાય, તો આપણો હાલ બેહદ અફસોસનાક છે.

એ'તિરાઝ ભલે, જાહેરમાં એક (કે અમુક) પર જ થાય, પરંતુ એથી સૌ જાણે છે કે આખો વર્ગ કે કોમ બદનામ થાય છે અને ફરી કોઈનો એ'તિબાર–વિશ્વાસ નથી રહેતો. બેદીની પ્રત્યેક સમયે બુરી છે, પરંતુ આજના યુગમાં એ સવિશેષ બુરી છે. આજે સામાન્યતઃ દીન તથા ઈલ્મથી નફરત વધી રહી છે અને દીનથી બચવા લોકો બહાના શોધે છે ત્યારે આપણો આ હાલ, લોકોના નબળા વિચારોને મજબૂત કરે તથા દીની ઈલ્મથી નફરત અપાવે છે. તે છતાં અફસોસ કે, આપણે ઈલ્મને જ મકસૂદ–લક્ષ્ય સમજીએ તથા અમલની સંપૂર્ણ ઉપેક્ષા કરીએ છીએ.

## અત્યારે જાણકારોમાં બદઅમલીનાં વિવિધ સ્વરૂપો

કેટલાકનો હાલ તો ત્યાં સુધી ખરાબ છે કે નમાઝ પણ નથી પઢતા. અમુક એવા છે કે એટલા ખુલ્લમ ખુલ્લા બેહયા તો નથી, પરંતુ પોતાની ઝબાન વગેરેની હિફાઝત તેઓ પણ નથી કરતા. જ્યાં બેસશે ત્યાં લોકોની શિકાયત, ગીબતના ઢગલા કરી દેશે. કેટલાક એવા છે કે તેઓ ઝબાનની પણ હિફાઝત કરે છે, તો નિગાહ–દૃષ્ટિની હિફાઝત નથી કરતા. બહુધા ગેરમહરમો–પરાઈ સ્ત્રીઓને જોવું તથા રસ્તે ચાલતા આજુબાજુ તાક–ઝાંક કરવી, તેમની ટેવ બની જાય છે. સાહિબો ! પ્રથમ તો ઈલ્મ મકસૂદ–લક્ષ્ય નથી, બલકે મૂળ ધ્યેય અમલ છે. તો તેના પ્રયાસ કરવા જોઈએ.

## બદ અમલી, ખુદ ઈલ્મના માટે પણ નુકસાનકર્તા છે

બીજું, જો ઈલ્મને મકસૂદ પણ માની લઈએ ત્યારે પણ એટલું સમજી લો

કે, બદઅમલી તો ઈલ્મ પ્રાપ્તિમાં પણ આડ બને છે. એ અનુભવ છે કે અમલમાં જેટલી કમી હશે, એટલી જ ઊણપ ઈલ્મમાં પણ રહેશે. તેની આસાન કસોટી આમ કરો કે, બે માસ માટે તમે પાકા દીનદાર બની જાવ. ફરી પહેલાની અને પછીની ઈલ્મી હાલતની તુલના કરો. ઈલ્મમાં દીનદારીની દખલની અનુભૂતિ થઈ જશે. શક્ય છે કે કોઈ સાહિબને આ શંકા થાય કે, અમે તો દીનદાર પણ નથી, છતાં અમારી પાસે તો સારો એવો ઈલ્મ છે. હરેક ફનની નાની–મોટી કિતાબો પઢાવી શકીએ છીએ.

## ઈલ્મ કઈ ચીજનું નામ છે ?

જવાબ એ છે કે ઈલ્મ ફક્ત કિતાબોનો તર્જુમો કરી દેવા તથા પઢાવવાનું નામ નથી, બલકે દિલનું એક નૂર છે, જે દીનદારી વિના પૂરી રીતે પ્રાપ્ત નથી થતું. તો જો ઈલ્મને જ અસલ માની લઈએ, તો પણ તેની પ્રાપ્તિ માટે દીનદારીની આવશ્યકતા છે, પરંતુ આપણે તેની જરા પણ પરવા નથી કરતા, ચિંતા છે તો કિતાબો પૂરી કરવાની. ઘણાંની તો એવી હરકતો છે, જેનાથી આખો વર્ગ બદનામ થાય છે. તેઓને એની ટેવ થઈ જવાથી તવબા પણ નસીબ નથી થતી. માનવીથી ભૂલ તો થાય જ છે, પરંતુ જો ચાર દિવસ પરહેઝગારી રહે અને એક દિવસ તૂટી જાય અને ફરી ગુનાહ પર તવબા કરી લે, તો પણ આટલો ખરાબ હાલ ન થાય અને થોડા દિવસોમાં ગુનાહ છૂટી જાય, પરંતુ કેટલાકને તો પરવા જ નથી રહેતી અને તેની આમ લોકો પર ખૂબ ખરાબ અસર પડે છે, તેમને એવું કહેવાની ગુંજાઈશ મળે છે કે મોલ્વીઓ આવા છે.

તો જો ઈખ્લાસથી દીનદારી અને તકવો ન અપનાવાય, તો આ જ મસ્લિહતથી અપનાવાય કે અમારી બેદીનીથી સામાન્યજનો બગડશે અને આપણે ખુદાપાકના રસ્તાથી રોકનારા કહેવાઈશું, કેમ કે રોકવું જેમ ઝબાનથી તથા હાથથી ગુનાહ છે, તેમ તેનો સબબ બનવું પણ ગુનાહ છે. ત્યાં સુધી કે અમુક કામો જે વાસ્તવમાં સારાં છે, તેમની પણ ગુનાહના સબબ બનવાથી મનાઈ કરવામાં આવી છે. કુર્આન શરીફમાં છે : તરજુમો, ન બુરું–ભલું કહો તેઓને, જેઓ અલ્લાહના સિવાય કોઈ બીજાને પૂજે છે, તો તેઓ બુરું–

ભલું કહેવા લાગશે ખુદાને દુશ્મનીથી, જે નાદાનીથી છે. તો જુઓ, બુતોને બુરું કહેવાથી પણ રોકી દીધા, કારણ કે તે ગુનાહનું નિમિત્ત બનતું હતું.

સારાંશ કે ઈર્શાદ છે કે, નબીઓ પ્રત્યેક પ્રકારનાં નેક કામો કરતા રહેતા હતા અને આપણે કેમ કે તેમના નાયબ છીએ, તેથી આપણે પણ પ્રત્યેક નેક અમલ કરવા જોઈએ, પરંતુ આપણામાં એ વિશે અનેક કોતાહીઓ છે. એક કોતાહી એ છે કે, અમલની તરફ જ લક્ષ નથી આપતા અને જો અમલની થોડી ઘણી કોશિશ છે તો ફક્ત જાહેરી આ'માલની, ઝબાન તથા દિલ તો અકષરના તબાહ છે, અને આપણામાંથી મોટા ભાગના આ ત્રણેવ પ્રકારના ગુનાહમાં ખૂબ સપડાયેલા છે. જેઓ બેબાક છે તેઓ બધા જ ગુનાહ કરે છે, અને દીનદાર જરા જાહેરી ઈબાદતની પાબંદી કરે છે, પરંતુ ઝબાનને તેઓ પણ કાબૂમાં નથી રાખતા અને જે ખૂબ પરહેઝગાર છે, તેઓ ઝબાનને પણ કાબૂમાં રાખે છે, પરંતુ દિલના ગુનાહોથી તેઓ પણ ખૂબ ઓછા બચેલા છે. એ રોગમાં તો લગભગ સઘળા જ સપડાયેલા છે.

## આયતે શરીફાની બાકી તફસીર

તેથી આયતે શરીફામાં અલ્લાહ તઆલાએ ત્રણેવ પ્રકારને વર્ણવી દીધા છે, કે અમ્બિયા (અલૈ.) જાહેરી ગુનાહોથી પણ બચતા હતા, અને ઝબાનને પણ ગુનાહોથી રોકી તેની ઈબાદતમાં લગાડતા હતા, અને દિલને પણ ગુનાહોથી પાક રાખી તેમાં ખુશૂઅ્ (નરમી, આજિઝી) પેદા કરતા હતા. મારે અત્યારે તેના વિશે જ વધારે કહેવું છે, કે એ ત્રીજો પ્રકાર ખુશૂઅ્ જે દિલનો અમલ છે, આપણામાં ખૂબ જ ઓછો છે. જ્યારે કે તે સઘળી ઈબાદતોનું મૂળ છે, પરંતુ આપણે તેની સહેજે ચિંતા નથી કરતા.

આપણામાં ખુશૂઅ્ ન હોવાની શિકાયત સ્પષ્ટ શબ્દોમાં કુર્આન શરીફ પણ કરે છે : **'અલમ્ યઅ્નિ લિલ્લઝી-ન આમ-નૂ અન્ તખ્શા-અ કુલૂબુહુમ્ લિ ઝિક્રિલ્લાહ'**-શું હજુ મો'મિનો માટે એ સમય નથી આવ્યો કે તેમનાં દિલ અલ્લાહના ઝિક્ર માટે નરમ થઈ જાય અને એ જાહેર છે કે, શિકાયત તે કામ છોડવા પર કરાય છે, જે અનિવાર્ય હોય. તો જણાયું કે ખુશૂઅ્ અત્યંત જરૂરી કામ છે અને તેની જિદ-વિરોધાભાસી શબ્દ કસાવત

(દિલની સખ્તી) છે, અને તેના માટે હદીસ શરીફમાં આવ્યું છે : તરજુમો : નિ:શંક, અલ્લાહથી સૌથી વધુ દૂર કસાવતવાળું દિલ છે. માટે હરેક આલિમ, તાલિબે ઈલ્મ, (બલકે મુસ્લિમને) જરૂરી છે કે દિલમાં ખુશૂઅ્ પેદા કરે.

ખુશૂઅ્ના જાહેરી આષાર–ચિહ્નો આ છે કે, ચાલે તો ગરદન ઝુકાવીને ચાલે. વાતચીતમાં, મામલાતમાં સખ્તી ન કરે. ગુસ્સામાં કાબૂથી બહાર ન જાય. બદલો લેવાની ચિંતામાં ન રહે વગેરે, અને તેમને આષાર એટલા માટે કહયું કે, જ્યારે દિલમાં નરમી આજિઝી (ખુશૂઅ્) હશે તો જાહેરી શરીર પર તેની અસર અવશ્ય થશે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક માણસને જોયો કે, તે નમાઝ પઢી રહયો છે અને દાઢીથી ખેલી રહયો છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'જો તેના દિલમાં ખુશૂઅ્ હોત, તો તે કદાપિ આમ ન કરત.'

તો જો આપણાં દિલોમાં ખુશૂઅ્ છે, તો કયા કારણે તેની અસરો– ચિહ્નો જોવામાં નથી આવતા ? તેનું શું કારણ ? કે આપણને ખૂદ પોતાનું કામ કરતા અથવા કોઈ મુસલમાનનું કામ કરતાં શરમ આવે છે.

## હુઝૂર (સલ.)ના જમવાનો હાલ

સાહિબો, હુઝૂરે પુરનૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મોટું તો (મખ્લૂકમાં) કોઈ નથી, છતાં આપનો હાલ જુઓ, ફરમાવે છે : અર્થ : હું એ રીતે ખાઉં છું, જેમ કોઈ ગુલામ ખાય છે, જેમાં મોટાઈ–અભિમાનનું નામ નથી હોતું. હદીસ શરીફમાં છે : હુઝૂરે પુરનૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉકડું બેસીને ખાણું ખાતા હતા.

## હુઝૂર (સલ.)ના ચાલવાની કેફિયત

હરવા–ફરવામાં એ હાલ હતો કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કદી આગળ ન ચાલતા હતા, બલકે અમુક સહાબા (રદિ.) આગળ રહેતા, અમુક બરાબર અને અમુક પાછળ રહેતા હતા અને કોઈનું આગળ–પાછળ ચાલવું પણ કોઈ નિયમ અને ક્રમબદ્ધ–તરતીબથી ન હતું, જેમ કે આજકાલ

બાદશાહો અને મોટા લોકોની ટેવ છે, બલકે જેમ બેતકલ્લુફ દોસ્તો હળી–મળીને ચાલે છે કે કદી આ આગળ થઈ ગયો, કદી તે ! પોશાકનો આ હાલ હતો કે, એક એક કપડામાં અનેક થીંગડા લગાવીને પહેરતા હતા. આરામનો હાલ એ હતો કે, ટાટ પર આરામ કરી લેતા ! રહેણી–કરણીનો ઢંગ આ કે, પોતાના કામ પોતે જ કરી લેતા, બજાર જઈને જરૂરિયતાની ખરીદી પોતે જ કરી લાવતા. સારાંશ કે, આ સઘળાં કામ જે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ અને બયાન થયા છે, તે શું એટલા માટે કે, આપણે સાંભળીએ અને પરવા પણ ન કરીએ !

## સાદગી અપનાવવા તથા શણગાર છોડવાની તા'લીમ

હદીસ શરીફમાં આવ્યું છે કે : **અલ બઝાઝતુ મિનલ ઈમાન'** અર્થાત્ સાદગી ઈમાનની વાત છે.' હવે જુઓ કે, આપણામાં સાદગી છે કે નહિ ? મારા મતે (જો મનન કરાય તો) આપણામાં તેનું નામ પણ નહિ મળે અને અતિ દુ:ખની વાત એ છે કે, અત્યારે ખુદ બહુધા આલિમોમાં ઓરતો જેવો શણગાર આવી ગયો છે ! સાહિબો, એ આપણાં માટે દીન–દુનિયા બંનેની દૃષ્ટિએ મોટી કોતાહી છે. એથી ઈઝઝતના બદલે ઝિલ્લત– બેઈઝઝતી વધે છે. આપણી ખૂબી એમાં જ છે કે, ન પોશાકમાં કશો ભપકો હોય, ન સર–સામાનમાં, આપણે તો આપણા અસ્લાફના પગલે ચાલીને બદકારોના પ્રત્યેક રંગઢંગથી ભલે, તે ગુનાહિત ન પણ હોય, તે છતાં બચવું જોઈએ, જેથી તેમની સાથે મુશાબહત–સરખાપણું– અનુરૂપતા ન થાય !

## શણગાર તથા તકલ્લુફ-બનાવટનું નુકસાન

શણગારિત પોશાક તથા બનાવટવાળા રંગઢંગ સાદગીની સંપૂર્ણ વિરુદ્ધ છે. તદુપરાંત, એમાં એક મોટી ખરાબી એ છે કે, જ્યારે બનાવ–શણગારમાં જ વ્યસ્ત રહેશે તો ઈલ્મ તરફ લક્ષ ન આપવાથી તેનાથી સંપૂર્ણ કોરો રહેશે. અનુભવ કરી લો, જેઓ હરઘડી ઝેબો–ઝીનતમાં જ રચ્યા–પચ્યા રહે છે, તેઓ કશી જ કાબેલિયત નથી મેળવતા. એ યકીની વાત છે કે, જે મહાન

કાર્યોમાં વ્યસ્ત હોય છે, તેનું નાનાં કામોમાં લક્ષ નથી હોતું ત્યાં સુધી કે, એ પણ ખબર નથી હોતી કે, ગુસલ કયારે કર્યું હતું અને કપડાં કયારે બદલ્યાં હતાં ? !

## સફાઇ-સુથરાંઇની તાલીમ

તેથી જ શરીઅતે એ કાનૂન ઠરાવ્યો છે કે અઠવાડિયામાં એક વાર તો અવશ્ય નહાયા કરો, નહિતર એ તો ફિતરી વાત હતી, પરંતુ કામમાં મશગૂલ રહેનારાઓને એ તરફ લક્ષ નથી રહેતું, તેથી કાનૂનની જરૂર પડી, કારણ કે શરીઅતમાં સફાઈ પસંદીદહ છે. હદીસ શરીફમાં છે : અર્થ : પોતાના આંગણાને ચોખ્ખું રાખો અને તેને ગંદું રાખીને યહૂદની જેમ ન બનો !" જ્યારે આંગણાની સફાઈની તાકીદ છે તો ઘરની અને એથી વધીને લિબાસ તથા બદનની સફાઈની કેટલી તાકીદ હશે ? ! તો આપણે વધારે શણગારથી બચીને સાદગીની સાથો સાથ સફાઈ—સુથરાઈ પણ રાખવી જોઈએ !

## કામની વ્યકિત હંમેશા સાદી જોવામાં આવે છે !

દુનિયાના કામકાજમાં પણ જે માણસ કોઈ મોટા કામમાં લાગે છે, તેને નાનાં કામો પ્રત્યે લક્ષ નથી હોતું. જેમ કે, શાદીના પ્રસંગે જેમને શિરે વ્યવસ્થાની જિમ્મેદારીઓ હોય છે તેમને ન કપડાંની ખબર રહે છે, ન શરીરની અને તેઓ તેનાથી શરમ પણ મહસૂસ નથી કરતા, બલકે તેઓ ગર્વ અનુભવે તથા બીજાઓ શાબાશી આપે છે. આથી જણાયું કે, મોટાં કામોમાં પ્રવૃત્ત થવા માટે સાદગી તથા નાનાં કામો તરફ બેતવજજુહી અનિવાર્ય છે. તો જે તાલિબે ઈલ્મીના શુગ્લમાં (ખરેખર) લાગેલ હશે તે કયારે ય પ્રત્યેક સમયે માંગપટ્ટીની ચિંતામાં ન હશે અને જેને એમાં જ મશગૂલ જુઓ તો સમજી જાઓ કે તેમાં કમાલ અને ખૂબી નહિ હશે !

મોટા મોટા આલિમોએ કહયું છે કે, રિફોર્મર—કોમનાં સુધારક માટે સામાન્યતઃ અનિવાર્ય છે કે તે સંપૂર્ણ સાદું જીવન બસર કરે અને મહાન વિભૂતિઓ—શખ્સિયતોનાં જીવનચરિત્રોના વાંચનથી પણ સ્પષ્ટ જણાય છે

કે તેમણે જિંદગી ખૂબ સાદગી તથા બનાવ– શણગાર વિના બસર કરી (ભલે, તેઓ દુનિયાના જ મોટા કેમ ન હોય ?)

## તકલ્લુફ કરનારાઓના બનાવ તથા અમુક શંકાઓના જવાબ

એક માણસને મેં જોયા કે, જ્યારે કોઈ તેમને ઘર પર અવાજ દેતું તો તેઓ કમથી કમ અડધા કલાકે બહાર આવતા, કારણમાં જણાયું કે, જ્યારે કોઈ અવાજ આપે છે તો તેઓ આયનો, કાંસકો માંગે છે અને ખૂબ તકલ્લુફથી વાળ ઠીક કરીને માંગ–સેંથો પાડીને, દાઢીમાં કાંસકો ફેરવીને એક એક વાળ સંવારીને દુલહા બનીને પછી બહાર બિરાજમાન થતા ! આ દીવાનગી નહિ તો બીજું શું ? એ જ રીતે તકલ્લુફવાળાઓને ઘણી વાર જોયા છે કે, જ્યારે ઘરથી બહાર નીકળ્યા તો સારાં કપડાં પહેરીને નીકળ્યા અને ઘરમાં આવીને પહેલાવાળા સડેલાં કપડાં કે ચડ્ડી વગેરે ચડાવી લીધાં. જાણે હાથીના દાંત છે કે, ખાવાના ઓર અને દેખાડવાના ઓર અને અમુકને તો શયતાને આ ધોકામાં નાખ્યા છે કે, અલ્લાહુ જમીલુન યુહિબ્બુલ જમાલ. અર્થ : અલ્લાહ તઆલા ખૂબસૂરત છે અને ખૂબસૂરતીને પસંદ કરે છે ! જ્યારે આમ છે તો આપણે પણ ખૂબસૂરત બનીને રહેવું જોઈએ. હું તેમને પૂછું છું કે, જો એ નિય્યત છે તો અન્યો સામે જ શા માટે રૂપાળા બનીને જાઓ છો ? શું એકાંતમાં અલ્લાહ તઆલાને ખૂબસૂરતી પસંદ નથી ? !

સારાંશ કે આપ હઝરાતની ઈઝઝત તો ઈલ્મ અને તકવા, તહારત–પાકીના કારણે છે, ન કે પોશાકથી. એ જાહેરી શણગાર તથા ટીપટોપ તો ફક્ત તેઓના માટે પ્રતિષ્ઠા પ્રાપ્તિનું સાધન છે, જેઓ કમાલથી કોરા છે, નહિતર ખૂબ સમજી લો કે :–

**નહીં મુહતાજ • ઝેવરકા જિસે ખૂબી ખુદાને દી**
**કે દેખો ખુશનુમા લગતા હૈ કૈસા ચાંદ બિન ગેહને✦ !**

✦ ગેહને : ઝેવરો–ઘરેણાં *(યાકૂબ ઈખરવી)*

અને એ પણ ત્યારે છે કે જ્યારે પ્રતિષ્ઠાને કોઈક દરજે ગણતરી લાયક

કહેવામાં આવે, નહિતર તો જો ઊંડાણથી જોવામાં આવે તો જણાશે કે, ખુદ એ પ્રતિષ્ઠા જ કોઈ પ્રબંધ લાયક વસ્તુ નથી! સારાંશ કે આ આસાર—ચિહ્નો છે, નમ્રતા, ખુશૂઅ તથા ઘમંડના !

## ખુશૂઅની અસરો બોલવા-ચાલવામાં

એ જ રીતે બોલવા—ચાલવામાં પણ તેની અમુક અસરો છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે, **વક્સિદ ફી મશ્યિ–ક વગ્દૂદ મિન સવ્તિક્ :** અર્થ : પોતાની ચાલ મધ્યમ માર્ગી રાખો તથા અવાજને નીચી રાખો. તો જણાયું કે, જ્યારે દિલમાં ખુશૂઅ—નમ્રતા હોય છે તો ચાલમાં પણ તેની અસર હોય છે તથા અવાજમાં પણ, અને જેમ ખુશૂઅના માટે એ અસરો અનિવાર્ય છે, એમ અનુભવે એ સાબિત કર્યું છે કે, એ અસરો માટે પણ ખુશૂઅ અનિવાર્ય છે, એટલે જે માણસ પોતાની અંદર એ અસરો પેદા કરશે, તેના દિલમાં ખુશૂઅ પેદા થઈ જશે, એટલું જ નહિ, પ્રત્યેક જાહેરી હાલતની અસર દિલ પર પડે છે !

જુઓ, જે કોઈ માણસ ગમગીન સૂરત બનાવીને બેસી જાય તો દિલમાં પણ ગમની અસર દેખાશે અને જો કોઈ શાનદાર ઢંગ અપનાવે તો દિલમાં પણ એક મોટાઈની શાન દેખાશે. જ્યારે વાત આમ છે તો જેમને અત્યારે ખુશૂઅ—આજિઝીનો ગુણ પ્રાપ્ત નથી, તેમને જોઈએ કે ખાકસારો જેવાં કામ કરે, ઈન્શા અલ્લાહુ તઆલા એનાથી દિલમાં પણ ખાકસારીનો ગુણ આવી જશે ! એ જ કારણથી હુઝૂર (સલ.)એ ઘમંડીઓનાં કામોથી મનાઈ ફરમાવી. પૂર્વજ બુઝુર્ગોનો હાલ પણ એ જ જોશો. હાલના બુઝુર્ગો પણ એ જ રસ્તે જોવા મળશે, તેમની સૂરત તથા ઢંગ અપનાવશો તો શું અજબ કે તમારી સૂરત તથા દિલ પણ ઠીક થઈ જાય !

## ખુશૂઅ-આજિઝી પ્રાપ્ત કરવાની રીતો

ખુશૂઅને પ્રાપ્ત કરવાની એક રીત તથા સબબ તો ઉપર બયાન થયો. બીજો સબબ તથા રીત આ છે કે, આજિઝીવાળાઓની સોબત અપનાવાય. ત્રીજી રીત આ કે અલ્લાહ તઆલાનો ડર દિલમાં જમાવવામાં આવે ! ડર

પેદા કરવા માટે આ ઉપાય કરાય કે, એક અનુકૂળ સમય ઠરાવીને તેમાં એકલા બેસીને પોતાની નાફરમાનીઓ અને પછી અલ્લાહ તઆલાની નેઅમતો સોચે કે, કયાંક છીનવાઈ ન જાય અને (કબ્ર) કિયામત, પુલ સિરાત, મીઝાન, દોઝખની પરેશાનીઓને વિચારે ! જો દરરોજ દસ મિનિટ જ એ વાતોને વિચાર્યા કરે તો ઈન્શા અલ્લાહુ તઆલા ઘણો લાભ થાય. એથી ખૌફે ખુદા અને ખૌફથી ખુશૂઅ પેદા થશે !

ઉપરોકત ચિંતન—મનન કરવાથી દિલ દુનિયાથી સંપૂર્ણ ઊઠી જશે અને એથી શણગાર—બનાવટ તથા દુનિયામાં દિલ લાગવાના સઘળા ચિહ્નો દૂર થઈ જશે તથા એવી સઘળી વાતોથી નફરત થઈ જશે, કારણ કે તેની સામે હંમેશા આખિરત—પરલોકની સફર હશે અને દુનિયામાં પોતાને મુસાફિર સમજશે અને દેખીતું છે કે, મુસાફિરનું દિલ સફરમાં નથી ચોંટતું, તેને મંઝિલની ચિંતા લાગેલી રહે છે.

ચોથો સબબ ખુશૂઅ પેદા કરવાનો આ છે (અને એ કિતાબોથી ફારિગ થયા પછી આપના શિરે વાજિબ છે) કે, જો જાહેરી ઈલ્મની પ્રાપ્તિમાં દસ વર્ષ લગાડયાં છે, તો બાતિન—અંતરાત્માની દુરુસ્તીમાં કમથી કમ દસ માસ તો લગાડો અને કોઈ કામિલ—બુઝુર્ગની સોબતમાં એ સમય લગાડી તેમના ઈર્શાદ પર અમલ કરો ! અલ્લાહ તઆલા તેની બરકતથી ખુશૂઅની દોલત અતા ફરમાવી, ઇલ્મની અસર દિલમાં પેવસ્ત ફરમાવી દેશે !

ઈલ્મ તે જ લાભદાયી છે, જે દિલમાં પ્રવેશી જાય. તે વિના અલ્લાહ તઆલાની મઅરિફત—ઓળખ નથી થતી અને મઅરિફત બુઝુર્ગોની સોબત વિના નથી મળતી, કારણ કે નફસ—મન બુઝુર્ગોની સોબત વિના નથી મરતું. તેમનાં કદમોમાં પાયમાલ કરવાથી તેની ખ્વાહિશો દબાય છે અને ઈલ્મ નફસના મર્યા વિના દિલમાં રચતો નથી. આથી સાબિત થયું કે, ઈલ્મ પઢયા પછી બુઝુર્ગોની સોબતની જરૂર છે. કદાચ કોઈને ઘમંડ હોય કે અમારી પાસે તો દીનની દરેક પ્રકારની કિતાબો છે, તેમના વાંચનથી અમે સઘળું મેળવી લઈશું તો અનુભવ એથી વિરુદ્ધ છે. આખી ઉંમર પઢવા—પઢાવવામાં ખર્ચવા છતાં એ દોલતથી મહરૂમી રહે છે. પીરે કામિલ વિના એ દોલત પ્રાપ્ત નથી થઈ શકતી !

કદાચ આ સાંભળીને કોઈને શંકા થાય કે, અમે તો અનેક હઝરાત વિશે સાંભળ્યું છે કે, મુરીદ થયા વિના જ એ દોલત મળી ગઈ. જવાબ આ છે કે, જો કયાંક એવું થયું પણ છે તો તે પણ ફકત જાહેરમાં થયું છે, નહિતર હકીકતમાં તો તેઓ પણ કોઈ કામિલની તવજ્જુહ તથા મદદથી જ મકસૂદ–લક્ષ્ય સુધી પહોંચ્યા છે, ભલે તેમને તેની જાણ પણ ન હોય ! તેની એવી મિસાલ છે કે, બાળક માં–બાપની સહાય અને સહકાર વિના પરવરિશ નથી પામી શકતું, પરંતુ તેને એની કંઈ ખબર નથી હોતી. તો જો તે બાળક મોટું થઈને કહેવા લાગે કે, હું તો કોઈની મદદ વિના આટલો મોટો શક્તિશાળી થઈ ગયો ! તો જેમ બાળકની એ વાત ખોટી તેમ (અલ્લાહ પાકનો) આ રસ્તો પૂરો કરનારની વાત પણ ખોટી ઠરશે ! સાર એ કે, તાલીમથી ફારિગ થઈ કોઈ બુઝુર્ગ પાસે રહીને દિલની દુરુસ્તી કરી લે !

## બઝાઝત એટલે સાદગીની હકીકત

અમુક કદાચ બઝાઝત–સાદગી (જેની હદીસમાં તાકીદ છે)નો અર્થ સમજે કે ન સફાઈ હોય, ન સુથરાઈ, બલકે મેલા–કુચેલા હાલમાં રહે. હાલાં કે મેલાપણાને બઝાઝત સાથે કોઈ જ સંબંધ નથી અને આ વાત બયાન કરવી જરૂરી પણ છે, કેમ કે તલબાને એનો જરાય ખ્યાલ નથી. હાલાંકે એ જરૂરી છે કે તકલ્લુફ ન હોય, પરંતુ સફાઈ અવશ્ય હોય. આજકાલ ગરમીની મોસમ છે, એમાં આમ તોર પર (પસીનાથી) કપડાંમાં જલદી બદબૂ–દુર્ગંધ આવવા લાગે છે. તેથી જરૂરી છે કે અઠવાડિયામાં બે વાર ગુસલ કરીને કપડાં બદલાય અને જો કોઈની પાસે વધુ કપડાં ન હોય, તો પહેરેલ કપડાં જ ધોઈને સાફ કરી લે.

અઝીઝો ! કપડાંમાં કાંજી અને ઈસ્ત્રીની જરૂર નથી, જરૂર એની છે કે મેલા ન હોય, પરસેવાની દુર્ગંધ ન આવતી હોય, કારણ કે એથી અન્યોને તકલીફ થાય છે. ખાસ કરીને ઉસ્તાઝોને સખ્ત તકલીફ પહોંચે છે અને એથી ઈલ્મથી મહરૂમ–વંચિત રહેવાનો પૂરો ખતરો છે. એવા લોકોને એનો પોતે જ ખ્યાલ હોવો જોઈએ. જો અત્યાર સુધી ન હતો, તો હવે જરૂર હોવો ઘટે. હદીસ શરીફમાં છે : **'અલ્મુસ્લિમુ મન્ સલિમલ્મુસ્લિમૂ–ન મિન્ લિસાનિહી**

**વ–યદિહી.'** અર્થ : (પાકો) મુસ્લિમ તે છે કે, મુસ્લિમોને તેની ઝબાન તથા હાથથી તકલીફ ન પહોંચે. હવે પસીનાની બદબૂથી બીજાઓને અઝિય્યત–તકલીફ પહોંચે છે. તેથી જ હદીસ શરીફમાં જુમ્આના ગુસલની ખાસ તાકીદ આવી છે.

એ જ રીતે મસાઈલમાં તથા હદીસ શરીફમાં કાચા પ્યાજ ખાયને મસ્જિદમાં આવવાની મનાઈ ફરમાવી છે. જાહેર છે કે એ મનાઈ એ કારણથી જ છે કે, ફરિશ્તાઓ તથા નમાઝીઓને એથી તકલીફ થશે. (જો એવી કોઈ બદબૂદાર વસ્તુ ખાય, તો મસ્જિદમાં આવતા પહેલાં મિસ્વાક કે ઈલાયચી વગેરેથી તેની બદબૂ દૂર કરી દે.... (યાકૂબ ઈખરવી–ગુફિર લહૂ)

બીજાની તકલીફ ઉપરાંત આંગણા, ઘર, શરીર, પોશાક વગેરેની સફાઈ ન રાખવાથી જાત જાતના રોગોનો સંભવ રહે છે. જ્યારે સફાઈની તંદુરસ્તીમાં મોટી દખલ છે, કારણ કે તેનાથી નિશાત– તાજગી આવે છે અને તેની તંદુરસ્તીમાં દખલ છે.

અત્યારે તલબાનો એ હાલ છે કે ભલે બે વેંત જેટલો કચરો તેમના રૂમમાં ભેગો થઈ જાય, પરંતુ તેઓ એને કદી સાફ ન કરશે. થાનાભુવનમાં એક વિદ્યાર્થીના હુજરામાં ઉંદરે જમીન ખોદીને ઘણી બધી માટી કાઢી હતી અને કેટલાય દિવસો સુધી તે એમ જ પડી રહી, પરંતુ તે બાકોરું પુરવા કે માટીને બહાર ફેંકવાની તૌફીક ન થઈ. ઈત્તિફાકથી એક હાજી સાહેબ ત્યાંથી પસાર થયા, તો તેમણે તેને ઠીક કરી આપ્યું. થોડા દિવસમાં ઉંદરે ફરી તે જ હાલ કરી દીધો. કોઈએ એ જોઈને તે તાલિબે ઈલ્મને કહયું કે, 'આને ઠીક કરી દો'. તો જવાબમાં કહે છે, 'હાજી જી ઠીક કરી દેશે'. જાણે હાજી સાહેબ તેમના નોકર છે કે આવીને તેમના કમરા સાફ કર્યા કરે.

એ જ પ્રમાણે આજકાલ કેરીની સિઝન છે. મદ્રસામાં જ્યાં જુઓ, તેના ગોટલા–છિલ્કા પડેલા છે. મેં થાનાભુવન (મદ્રસા)માં એ વ્યવસ્થા કરી કે, એક મોટો ટોપલો એક ઠેકાણે મુકાવીને સૌને કહી દીધું કે, 'છોતરાં વગેરે તેમાં નાખો,' પરંતુ તે છતાં કોઈને તેની તવફીક ન થઈ, કારણ એ કે સફાઈ–સુથરાઈનો સ્વભાવ જ નથી. એ જ રીતે ગરમીના લઈ સૌ

સહેન–પ્રાંગણમાં સૂવે છે, પરંતુ એવા બહુ થોડા છે કે, જે સવારે ઊઠીને ચારપાઈ–પલંગને વ્યવસ્થિત જગ્યાએ મૂકે, બલકે જ્યાં હતી, દિવસ ચડતાં સુધી ત્યાં જ પડી રહેશે. ઘણાં તલબા મસ્જિદના લોટા પોતાની જરૂરત માટે હુજરામાં લઈ જાય છે, પરંતુ પછી મસ્જિદમાં લાવીને કોણ મૂકે ? પ્રથમ તો મસ્જિદના બદના–લોટા પોતાના હુજરામાં લઈ જવા જ જાઈઝ નથી, અને જો ક્યાંક મસ્જિદ–મદ્રસાનો ખર્ચ સહિયારો હોવાથી જાઈઝ પણ હોય, ત્યારે પણ મસ્જિદની વસ્તુ હુજરાઓમાં રાખી મૂકવી તો જાઈઝ થઈ શકતી નથી.

સારાંશ કે આપણે તકલ્લુફ કરીશું તો, નવાબોની જેમ અને સાદગી અપનાવીશું તો સંપૂર્ણ અવ્યવસ્થિત અને મેલા–ઘેલા બની જઈશું. તેથી મેં કહયું કે, સફાઈ (તથા વ્યવસ્થા) સાદગીની વિરુદ્ધ નથી, બલકે જેમ તહારત–પાકી અનિવાર્ય છે, તેમ નઝાફત–સફાઈ પણ આવશ્યક છે. અત્યારે તો આપણાં મેલાપણાનો આ હાલ છે કે, મદ્રાસ (ચેન્નાઈ)માં એક અંગ્રેજ મુસલમાન થયો. મસ્જિદમાં આવ્યો તો જોયું કે, (હોઝની) નાળીમાં ખૂબ ગંદકી છે. તેણે લોકોને કહયું કે, 'મસ્જિદમાં સફાઈ જરૂરી છે. તેનો આવો ખરાબ હાલ ન હોવો જોઈએ.' આ સાંભળી તે લોકો કહેવા લાગ્યા કે, 'તારામાં હજુ ઈસાઈપણું છે. સફાઈની બૂ હજુ દિમાગમાંથી નથી નીકળી.' આમ કહી મારીને તેને મસ્જિદમાંથી તગેડી મૂક્યો. થોડાક સમજુ માણસો એ સાંભળીને તેને તસલ્લી દેવા ગયા તો તેણે કહયું કે, 'તમને ડર હશે કે તેમની હરકતથી હું ઈસ્લામ છોડી દઈશ, તો હું તેમના પર ઈમાન નથી લાવ્યો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઈમાન લાવ્યો છું. મને ખબર છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એવા ન હતા.' સારાંશ કે, આપણે ફક્ત ઈલ્મ પ્રાપ્તિ પર જ સંતોષ ન માનવો જોઈએ, બલકે અમલની પણ ચિંતા રાખવી જોઈએ, સવિશેષ આલિમો–જાણકારોએ, કેમ કે એ તેમનો શણગાર તથા શોભા છે. અલ્લાહ તઆલા સૌને અમલ (તથા ઈખ્લાસ)ની તૌફીક અર્પે, આમીન !



પ્રકાશન નં. ૫૪૨

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની
બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# ઈલ્મ અને અમલનો મહિમા ખૂબ છે



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,
ગુજરાત–ઈન્ડિયા

## અનુક્રમણિકા





બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

# ઈલ્મ અને અમલનો મહિમા ખૂબ છે

નહ્‌મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.

**અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ, બિસ્મિલ્લાહિ ર્રહમા નિર્રહીમ. યા અય્યુહલ્લઝી–ન આમનૂ ઈઝા કી–લ લકુમ તફસ્સહૂ ફિલ મજાલિસિ ફફસહૂ યફસહિલ્લા–હુ લકુમ્ વ ઈઝા કીલન્શુઝૂ ફન્શુઝૂ યરફઈલ્લાહુલ્લઝી–ન આમનૂ મિન્કુમ વલ્લઝી–ન ઊતુલ ઈલ્મ દરજાતિન્ વલ્લાહુ બિમા તઅ્‌મલૂ–ન ખબીર !**

**તરજુમો :** "હે મુસલમાનો ! જ્યારે તમને હુકમ થાય કે મજલિસમાં કુશાદગી કરો તો કુશાદગી કરી દેયા કરો ! હક સુબ્હાનહૂ વ તઆલા તમારા માટે (આ તાબેદારી પર જન્નતમાં) કુશાદગી–ફરાગત કરી દેશે અને જ્યારે તમને કહેવામાં આવે કે, ઊભા થઈ જાઓ તો ઊભા થઈ જાઓ. અલ્લાહ તઆલા તમારામાંથી ઈમાનવાળાઓ તથા ઈલ્મવાળાઓના દરજા (ફરમાંબરદારીના લઈ) ઊંચા કરશે. (એટલે કે જ્યારે કોઈ મસ્લિહતથી સદરે મજલિસ–સભાપતિ તરફથી આવો આદેશ થાય તો તેને અમલમાં મૂકયા કરો. ભલે, સદર નબી હોય કે ગેર નબી. તેથી જ 'ઈઝા કી–લ'નો શબ્દ લાવ્યા છે, જેનો અર્થ છે કે જ્યારે હુકમ થાય. હુકમ કરનારને નથી બતાવ્યો કે તે નબી હોય કે બિન નબી (માટે તે આમ રહયો). આગળ ફરમાવે છે : અલ્લાહ તઆલા તમારા સઘળા આ'માલની (પ્રત્યેક રીતે) ખબર રાખે છે (અર્થાત્ જેનો જેવો અમલ હશે, તેવો જ તેને બદલો આપશે !).

## આયત શરીફનો શાને નુઝૂલ

આ આયત શરીફનો શાને નુઝૂલ (આયત ઊતરવાનું નિમિત્ત) એ છે કે, એક મજલિસમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બિરાજમાન હતા. ઘણા બધા સહાબા (રદિ.) પણ હાજર હતા. એટલામાં બદરી સહાબા (જેઓ બદરની લડાઈમાં શરીક હોવાથી બદરી કહેવાયા) (રદિ.) આવ્યા. તેમનો દરજો મોટો છે ત્યારે મજલિસમાં જગ્યા ઓછી હતી. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ બેઠેલાઓને મળી મળીને બેસવા ફરમાવ્યું. એક રિવાયતમાં છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમુકને ફરમાવ્યું કે, "તમે ઊઠી જાવ ! પોતાના કોઈ બીજા કામમાં લાગો અથવા બીજી જગ્યાએ બેસો !" આ બન્ને રિવાયતોમાં કોઈ તઆરુઝ–વિરોધાભાસ નથી. શકય છે કે કોઈ ખાસ મસ્લિહતને લઈ અમુકને મળીને બેસવાનો અને અમુકને ઊઠી જવાનો આદેશ આપ્યો હોય. આયતમાં પણ આ બન્ને બાબતોનો ઉલ્લેખ હોવાથી બન્ને રિવાયતોને અનુમોદન મળે છે !

સહાબા (રદિ.)એ તો ખુશીથી એ હુકમ પર અમલ કર્યો, પરંતુ મુનાફિકોએ જેઓ બહાનાની તાકમાં જ રહેતા હતા, એ'તિરાઝ કર્યો. કહેવા લાગ્યા : આ કેવી વાત કે, નવા આવનારાઓ માટે પ્રથમથી બેઠેલાઓને ઉઠાડવામાં આવે ?' અલ્લાહ તઆલાએ એના જવાબ (સંદર્ભ)માં આ આયત ઉતારી !

## આયતે શરીફહનો સાર

જેનો નિચોડ આ છે કે, એ વાંધો ખોટો છે. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના એ બન્નેવ હુકમ સમયાનુસાર હતા અને યોગ્યને અયોગ્ય કહેવું મૂર્ખતા છે. મુનાસિબ હોવું એ રીતે બતાવ્યું કે, તે હુકમોને અલ્લાહ તઆલાએ પોતે પણ બયાન ફરમાવ્યા અને તેમના આદેશ કયારેય ભૂંડા કે અયોગ્ય નથી હોઈ શકતા. સર્વ અકલમંદો એ પર સહમત છે અને

અલ્લાહ તઆલાએ પોતે પણ એ વાત ફરમાવી છે : **ઈન્નલ્લા–હ લા યઅ્મૂરુ બિલ્ ફહ્શાઈ** : અર્થ : નિઃશંક, અલ્લાહ તઆલા બેહયાઈનો આદેશ નથી દેતો.' તો અલ્લાહ તઆલાનું હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપેલા હુકમોનો હુકમ આપવો, દલીલ તેમના યોગ્ય તથા બેહતર હોવાની છે, કારણ કે એવી પાક ઝાતનો આદેશ છે, જેની બરોબર કોઈ હિકમતવાળો નથી. ફરી બન્ને હુકમોનો લાભ પણ વર્ણવ્યો છે. પ્રથમ હુકમ છે : જ્યારે તમને કહેવામાં આવે કે, મજલિસમાં કુશાદગી કરી દો, તો કુશાદગી કરી આપો. તેનો લાભ વર્ણવ્યો કે, 'અલ્લાહ તઆલા તમારા માટે વિશાળતા–કુશાદગી કરી આપશે.' બીજો હુકમ છે : અને જ્યારે હુકમ થાય કે, ઊભા થઈ જાવ, તો ઊભા થઈ જયા કરો. તેનો લાભ બતાવ્યો કે, 'અલ્લાહ તઆલા તમારામાંથી ઈમાનવાળા તથા ઈલ્મવાળાઓના ઘણાં દરજા બુલંદ કરશે.' આયતે શરીફાથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બન્નેવ હુકમોનું સરાસર હિકમતભર્યા હોવું તથા મુનાફિકોના વાંધા–વચકાનું બેહૂદા હોવું સાબિત થઈ ગયું.

હવે આ બનાવને વિસ્તારથી સમજીએ, એ હુકમોનો સાર આ છે કે પ્રત્યેક વ્યક્તિ સામૂહિક સંપત્તિથી વારીથી લાભ ઉઠાવે. શરીઅતમાં એ વાત પસંદ છે, કારણ કે તેનો નિયમ છે કે, જો કોઈ કામ સૌના ભાગમાં હોય અને એક જ મજલિસમાં સૌ ભાગ ન લઈ શકે, તો વારી મુજબ ભાગ લે. આ નિયમમાં શરીઅત સાથે બુદ્ધિ પણ સહમત છે. એવા પ્રસંગે એ વિના બીજો રસ્તો જ નથી.

ઉદાહરણ રૂપે મક્કા શરીફમાં ઝમઝમનો કૂવો છે કે જો સૌ એક સાથે તેમાંથી પાણી ન લઈ શકે, તો વારીથી જ સૌ લાભ ઉઠાવી શકે છે અને અમુકને એ હક નથી કે તેઓ કબજો જમાવીને બેસી જાય અને અન્યોને તેનો લાભ ન લેવા દે. એ જ રીતે દીની લાભ ઉઠાવવાની પણ આ જ સૂરત છે કે, વારી પ્રમાણે સૌ લાભ ઉઠાવે. તો મુનાફિકોની શિકાયત જેનો પ્રથમ ઉલ્લેખ થયો, ફક્ત હસદ– ઈર્ષ્યાના કારણે હતી અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આદેશનો અસ્વીકાર ફક્ત શર્મ તથા આળના લઈને હતો. અમુક લોકો એવા પ્રસંગને પોતાની માનહાનિ સમજે છે.

અત્યારે મને પોતાનો એક બનાવ યાદ આવ્યો, શરૂની નવયુવાનીનો. એક વાર પોતાની મસ્જિદમાં નમાઝ પઢાવવા ઊભો થયો. સફમાં (જોયું તો) જમણી બાજુ વધારે અને ડાબી બાજુ થોડા માણસો હતા. મેં જમણી તરફના એક ભાઈને કહયું કે, 'તમે ડાબી બાજુ આવી જાવ.' એ સાંભળીને તેમને એટલો ગુસ્સો આવ્યો કે, ચહેરો લાલ થઈ ગયો. હાલાં કે એ કોઈ ગુસ્સો કરવાની વાત ન હતી. સફોને બરાબર કરવાનો હુકમ શરીઅતમાં પણ છે. (ખૈર, તે છતાં) તે ભાઈ પોતાની જગ્યાએથી ન હટયા. તેમની આ હરકત મને પણ અજુગતી લાગી. મેં તેમની જોડના ભાઈને કહયું કે, ભાઈ ! તમે આ બાજુ આવી જાવ, તેમની તો શાન ઘટી જશે. એ પર તે એટલા નારાજ થયા કે સફમાંથી નીકળી મસ્જિદમાંથી જ ચાલ્યા ગયા.'

તો અમુક તબિયતો આ પ્રકારની હોય છે કે, તેઓ બીજાની વાત માનવાને આળ માને છે અને તેનો અંદાજ તેમના હાલાત જોવા તથા તેમની પાસે રહેવાથી થાય છે. તેથી જ આ આયત શરીફથી એ કાનૂન કાયમી કરી દીધો કે, જ્યારે કુશાદગીનો હુકમ થાય તો કુશાદગી કરી આપ્યા કરો અને જો ઊઠી જવાનું કહેવામાં આવે તો ઊઠી જયા કરો. બાકી એના માટે કાનૂન બનાવવાની જરૂર ન હતી, કારણ કે એ તો બુદ્ધિથી પણ સમજાય એવી વાત હતી. સમજદાર લોકોની મજલિસોમાં સદર–સભાપતિનો એટલો હક અવશ્ય માનવામાં આવે છે, પરંતુ એ પ્રકારની તબિયતોના લઈને આ કાનૂન બનાવવામાં આવ્યો, જેથી તેને અનિવાર્ય સમજીને માને તથા વિરુદ્ધાઈની હિંમત ન કરે.

હુકમની સાથે ફાયદો પણ બતાવ્યો, જેથી કોઈ હુકમના ડરથી માને, તો કોઈ લાભથી આકર્ષાઈને, કેમકે તબિયતો જ બે પ્રકારની છે, જેમ કે બનાવોથી જણાય છે અને કુર્આન શરીફમાં વધારે લુત્ફ તેને જ આવે છે, જેની બનાવો પર નજર તથા ચિંતન છે. દા. ત. જો તે ભાઈનો બનાવ મારી સામે ન હોત, તો હુકમની હિકમત અને મસ્લિહત સમજવાનો (મને) લુત્ફ ન આવત, અને હવે જણાય છે કે શરીઅતની વ્યવસ્થા કેટલી ઉમદા છે કે, માનવીના લાભની મામૂલી વાત પણ છોડી નથી.

## મકસૂદ-ધ્યેયની સાબિતી

હવે હું તે વાત પર આવું છું જે અત્યારે બયાનનો મૂળ ધ્યેય છે. આયત શરીફામાં હુકમનો જે ફાયદો બતાવ્યો છે, તેનો એક સબબ છે. તેમાં મનન કરવાથી તે આમ કાનૂન નીકળશે, જેને યાદ રાખવું પ્રત્યેક સમયે આવશ્યક છે. તો સાંભળો કે, આયતમાં પ્રથમ હુકમ (જરૂરત વેળા) જગ્યા કુશાદા (મળી–મળીને બેસીને) કરવાનો છે, અને તેનો લાભ જન્નતમાં કુશાદગી મળવાનો છે. જ્યારે બીજો હુકમ (જરૂરત વેળા મજલિસથી) ઊઠી જવાનો છે અને તેનો લાભ ઈમાન તથા ઈલ્મવાળાઓના દરજા બુલંદ થવાનો છે. હવે એ લાભનો સબબ શું? તો સમજદાર કહેશે કે, ખુદા–રસૂલની તાબેદારી.

## અલ્લાહ તઆલા તથા રસૂલ (સલ.)ની તાબેદારીના વિષયને બયાન માટે કેમ અપનાવ્યો ?

આયતે શરીફાથી સાબિત થાય છે કે, ઉપરોક્ત બન્ને ફાયદા અલ્લાહ–રસૂલની ફરમાંબરદારીથી પ્રાપ્ત થાય છે. અત્યારે આ વિષયને બયાન કરવાની સખ્ત જરૂરત છે, કારણ કે હાલમાં લોકોમાં વૈચારિક મતભેદો ખૂબ છે તથા ધન અને પ્રતિષ્ઠાની અત્યારે ખૂબ ચર્ચા ચાલી રહી છે. જેને જુઓ, તે એની જ ધૂનમાં દીવાનો છે. તેમને પ્રાપ્ત કરવાની તદબીરો તથા રસ્તા પણ શોધી કાઢયા છે. તેમાં હલાલ–હરામ પણ નથી જોવામાં આવતું. ઘણાં લોકોનો ખ્યાલ છે કે અસલ વસ્તુ માલ અને ઈઝઝત છે. તેને જ પ્રગતિ માને તથા રાત–દિવસ તેની જ મહેનત કરે છે. ભલે, તે શરીઅત મુજબ હોય કે વિરુદ્ધ. (એથી વધીને) મોટા મોટા હોદ્દાઓ તથા ધન અને પ્રતિષ્ઠાની પ્રગતિને ઈસ્લામની પ્રગતિ કહે છે. હાલાં કે ઉપરની વસ્તુઓની સાથે, જો દીન ઉપર પણ સંપૂર્ણ કાયમ રહેત તો પણ એ ચીઝોને ઈસ્લામની તરક્કી ન કહેત. હા, મુસલમાનોની તરક્કી કહેત. ઈસ્લામની પ્રગતિ તો, નેક કામોની પ્રગતિને જ કહે છે.

હવે જ્યારે ધન, પદ, પ્રતિષ્ઠાની પ્રાપ્તિમાં અકીદા–માન્યતાઓ તથા નમાઝ, રોઝા વગેરે સૌ રુખ્સત થઈ જાય (હલાલ–હરામની પણ તમીઝ ન રહે) તો તે મુસલમાનોની પ્રગતિ પણ શી રીતે કહેવાશે ? જ્યારે કે, ન વ્યાજની છોછ હોય, ન લાંચની, આખી શરીઅતને છોડવી પડે તો ભલે, પરંતુ તેને અવશ્ય પ્રાપ્ત કરવામાં આવે. તેઓમાંથી કેટલાકે તો ગજબ જ કર્યો કે, સાફ એ જ કહી દીધું કે, 'આ સમય હલાલ–હરામ જોવાનો નથી, આ તે સમય છે કે ગમે તે રીતે રૂપિયા ભેગા કરી લો.'

## પ્રતિષ્ઠાની પ્રગતિ અને તેનાથી કામ લેવામાં શું ખરાબીઓ છે ?

માલ જેવો જ હાલ ઈઝઝત તથા શાન પ્રાપ્ત કરવાનો છે. તેમાં પણ નથી જોવાતું કે હલાલ રસ્તે પ્રાપ્ત કરવામાં આવી કે હરામ રસ્તે ? બહુધા હરામ રસ્તે પ્રાપ્ત કરાય છે અને ઉપરથી તેનાથી કામ પણ નાપાક જ લેવાય છે. ક્યારેક બીચારા ગરીબો–પીડિતોને ખૂબ સતાવે–રંજાડે છે અને વાત બનાવવા કહે છે કે, 'લા રિયાસત ઈલ્લા બિસ્સિયાસત્' અર્થાત્ રિયાસત–રજવાડું, સિયાસત–રાજકારણ (બીજા શબ્દોમાં મક્કારી, ડિપ્લોમેસી) વિના નથી ચાલી શકતું. માટે નાનાઓ સાથેનો અમારો એ વર્તાવ અનિવાર્ય છે. હું કહું છું કે સિયાસતનો (ખરો) અર્થ નાહક જુલ્મો–સિતમ તથા નાનાઓને સતાવવું નથી, બલકે શરીઅત અનુસાર વ્યવસ્થા કરવાનો છે.

## ફરાગત તથા ઈઝઝત અલ્લાહ-રસૂલની તાબેદારીમાં અને તંગી તથા ઝિલ્લત (તેમની) નાફરમાનીમાં છે

અલ્લાહ તઆલા એવા લોકોના ખ્યાલને (બયાનની શરૂની આયતમાં) રદ કરતાં ફરમાવે છે કે : "ફરાગત તથા ઈઝઝત ખુદા– રસૂલની તાબેદારીથી મળે છે. જો તે ન હોય તો ન માલની પ્રગતિ છે, ન ઈઝઝતની, બલકે ઝિલ્લત

છે અને તંગી." તેને અલ્લાહ તઆલાએ એક બીજી આયતમાં ફરમાવ્યું છે : **'વ મન્ અઅ્ર-ઝ અન્ ઝિક્રી ફઈન્ન લહૂ મઈશતન્ દન્કંવ્ વ નહ્શુરુહૂ યવ્મલ્ કિયામતિ અઅ્મા'** અર્થ : અને જેણે મ્હોં ફેરવ્યું મારી યાદથી, તો તેને એશ તંગ મળે છે. (આ સજા તો કિયામતથી પહેલા મળશે) અને કિયામતના દિવસે અમે તેને આંધળો ઉઠાવીશું.)

ફરી અનુભવ છે કે, ગુનાહ અને નાફરમાનીથી દુનિયાના એશમાં પણ તંગી થઈ જાય છે. અત્રે કોઈને શંકા થઈ શકે છે કે, 'અમે તો જોઈએ છીએ કે જે લોકો નાફરમાન છે, તેઓ ખૂબ ફરાગત તથા ચેનમાં છે !' તેનો જવાબ આ છે કે, 'જેને તમે ફરાગત સમજો છો, તે સઘળું જાહેરી દેખાડો જ દેખાડો છે, નહિતર એવા લોકો વાસ્તવમાં ખૂબ બેચેન તથા જિંદગીથી આજિઝ છે. તેથી જ અલ્લાહ તઆલા ફરમાવે છે : **વલા તુઅ્જિબ્ક અમ્વાલુહુમ વ અવ્લાદુહુમ ઈન્નમા યુરીદુલ્લા-હુ અંય્ યુઅઝ્-ઝિબહુમ બિહા ફિદ્દુન્યા''** અર્થ : અને તઅજ્જુબ ન કરો એ (કાફિરોના) માલ તથા અવલાદથી, અલ્લાહ તઆલા એ ચીઝોથી જ તેમને દુનિયામાં અઝાબ દેવા ચાહે છે !'

અવલાદ છે તો બીમાર રહે છે, મરતી પણ રહે છે. માલ છે, તો તેમાં નુકસાન થતું રહે છે. કેસો ચાલતા રહે છે, તેમાં દોલતનું ખૂન થતું રહે છે અને પરેશાની રહે, તે અલગ. ફરી ક્યારેક ચોરી થઈ જાય છે, ક્યારેક અવલાદ આવારા થઈ માલ ઉડાવી દે છે. તબિયત વિરુદ્ધ આવી ઘટનાઓ ઘટતી જ રહે છે, જ્યારે કે તેઓને એશની વધારે આદત હોય છે. ફરી તેમની પાસે ગમને હલકો કરનારી કોઈ ચીઝ પણ નથી, તેથી તેઓને પ્રત્યેક સમયે પરેશાની અને તકલીફ થાય છે. જ્યારે ફરમાંબરદાર છે, તે ચેનમાં હશે, ભલે માલદાર પણ ન હોય. (ઉપરની વાતો તેને પેશ પણ આવશે, તો પણ તેનું દિલ પરેશાન નહિ થાય. -યાકૂબ ઈખરવી) જો તે માલદાર હશે, તો રાહત-ચેનનો સબબ માલ ન હશે, બલકે ફરમાંબરદારી હશે, તો રાહત-ચેનનું મૂળ કારણ ઈતાઅત- ફરમાંબરદારી ઠરી.

એ જ રીતે (ખરી) ઈઝઝત પણ ઈતાઅતથી જ મળે છે, પરંતુ એ વિશે

પણ લોકો મોટી ભૂલમાં છે કે, અલ્લાહ–રસૂલની મુખાલફત કરીને લોકો આબરૂ ચાહે છે. સારાંશ કે અલ્લાહ–રસૂલની માનવામાં જ રાહતનો અનુભવ છે, ભલે વધારે માલ અને આબરૂ ન હોય. અંતે ધન અને પ્રતિષ્ઠાનો એ જ તો હેતુ છે કે દુન્યવી જરૂરતો પૂરી થાય. માલથી (પોશાક) ખાવા–પીવા તથા મકાનની હાજતો પૂરી થાય, અને ઈઝઝતના લઈ કોઈ સતાવી ન શકે, વૈતરું ન કરાવી શકે. હેતુ સઘળી વાતોનો રાહત તથા ચેનથી જીવન બસર કરવાનો છે, તો તે બંદગીથી મયસ્સર થઈ શકે છે, ભલે જાહેરી સામાન ગમે તે હોય.

હવે જો એ શંકા થાય કે ફરાગતનો વાયદો તો આયતમાં જન્નત માટે છે, અને અમને તો દુનિયામાં એની જરૂર છે, તો જન્નતના ઉધાર પર કયાં સુધી બેસી રહીએ ? જવાબ આ છે કે આયતમાં ફરાગત માટે જન્નતની કેદ નથી, તો જો આપણે બન્નેવ જગ્યાએ ફરાગત સમજીએ, તો શું વાંધો છે ? ખાસ કરીને જ્યારે કે તાબેદારી પર દુનિયામાં પણ ફરાગતનો આપણને અનુભવ પણ છે, છતાં માની લઈએ કે એ વાયદો જન્નતના માટે જ છે, તો જન્નતની સામે દુનિયાની વિસાત જ શી છે ? હદીસ શરીફના શબ્દોમાં 'સમંદરની સામે સોયના નાકા પર લાગેલ પાણીની.' તો જો દુનિયામાં માલ તથા ઈઝઝત ન પણ મળે અને આયતમાં તે ન પણ મુરાદ હોય, તો શો વાંધો છે ? આ માની લેવાની અને અંતિમ દરજાની વાત છે, નહિતર દુનિયામાં પણ તાબેદારી પર ફરાગતનો વાયદો બીજી આયતે શરીફાથી સાબિત છે.

ઈરશાદ છે : **વલવ્ અન્ન અહ્‌લલ્કુરા આમનૂ વત્તકવ્ લ–ફતહ્‌ના અલય્‌હિમ્ બરકાતિસ્સમાઈ વલ્અરૃદિ.'** અર્થ : અને જો એ વસ્તીઓના રહીશો ઈમાન લાવત અને પરહેઝગાર બનત, તો અમે તેમના પર આસમાન તથા જમીનની બરકતો ખોલી નાખત. બીજો ઈરશાદ છે : **વલવ્ અન્નહુમ્ અકામુ ત્તવ્‌રા–ત વલ્ઈન્જી–લ વમા ઉન્ઝિ–લ ઈલય્‌હિમ્ લ–અક–લૂ મિન ફવ્‌કિહિમ્ વમિન્ તહ્‌તિ અરજુલિહિમ્.** અર્થ : અને જો એ લોકો તવરાતની, ઈન્જીલની અને જે કિતાબ તેમના રબ તરફથી તેમની પાસે મોકલાઈ છે, તેની પૂરી પાબંદી કરત તો તે લોકો ઉપરથી અને નીચેથી ખૂબ ફરાગતથી ખાત.' એ સિવાય પણ અનેક આયતોમાં તાબેદારી કરવા બદલ

દુનિયામાં ફરાગત મળવાનો વાયદો છે.

## દુનિયાની તકલીફ અને રાહત આખિરતની સામે કોઈ વસ્તુ નથી

ઉપરાક્ત ચર્ચા દુન્યાદારોની રિઆયતથી કરી છે, નહિતર મુસલમાનને દુનિયાના જેટલા શોખ તથા તલબ છે, તે ન હોવી જોઈએ. તેનો ધ્યેય આખિરત જ હોવો જોઈએ, કારણ કે આખિરતની ફરાગત સામે દુનિયાની ફરાગત તથા આખિરતના અઝાબ સામે દુનિયાનો અઝાબ કોઈ વસ્તુ જ નથી. હદીસ શરીફમાં છે કે, એક માણસ જે દુનિયામાં સદા નેઅમતો તથા એશમાં જ રહયો હશે, તેને દોઝખમાં ડૂબકી ખવડાવીને પુછાશે, 'શું તેં કોઈ નેઅમત– રાહત જોઈ છે ?' તે કહેશે : 'કદી નહિ.' બીજો માણસ જે આખી જિંદગી દુઃખમાં જ રહયો હશે તેને પુછાશે જન્નતમાં ગુઝારીને કે, 'શું તેં કદી દુઃખ જોયું ?' તે કહેશે : 'ક્યારેય નહિ.'

એક મિસાલથી સમજો. માની લો કે, એક માણસે ખ્વાબમાં જોયું કે, તેની ખૂબ પીટાઈ થઈ રહી છે અને ચારેવ તરફથી સાંપ–વીંછી તેને કરડી રહયાં છે, પરંતુ જાગ્યો તો શું જુએ છે ? તખ્તે શાહી પર આરામ કરી રહયો છે. સેવકો સેવામાં લાગેલા તથા લોકો બા–અદબ સામે ઊભેલા છે. તો શું ખ્વાબની તકલીફની કોઈ અસર તેના દિલ પર બાકી રહેશે ? કદાપિ નહિ. એથી ઊલટું બીજાની મિસાલનું અનુમાન કરી લો. આ બન્ને દાખલાથી દુનિયાની રાહત કે તકલીફની હકીકત સમજાય જશે.

આખિરતમાં તો દુનિયાની રાહત–તકલીફ શું યાદ રહેશે ? દુનિયામાં જ જોઈ લો. પાછલી જિંદગી સ્વપ્નાથી વધારે નથી જણાતી, બલકે તાજું સ્વપ્ન જેટલું ખ્યાલમાં રહે છે, વીતેલું જીવન એટલું પણ નથી રહેતું, તો તેનો સ્વપ્નથી પણ દરજો કમ છે. જિંદગી બરફની જેમ ઓગળતી જાય છે. ખૂબ જલદી ખતમ થઈ જશે.

(શે'ર : અઝ : યાકૂબ ઈખરવી, ગુફિર લહૂ)

**મૈં દેખતા હી રેહ ગયા નૈરંગે સુબ્હો-શામ,**
**ઉમ્રે ફસાના સાઝ ગુઝરતી ચલી ગઈ !**

માટે અહીંની તકલીફોથી ન ગભરાઓ. આખિરતમાં તેના બદલે મોટા મોટા દરજા મળશે. (હદીસ શરીફના શબ્દોમાં) તેને જોઈને કિયામતમાં મોટી નેઅમતોવાળા હસરત કરશે કે, 'કાશ ! દુનિયામાં અમારી ચામડી કાતરોથી કપાત, પરંતુ અમને આજે આ દરજા મળત !"

રહી આ શંકા કે, દરજા તો મળશે ત્યારે મળશે, પરંતુ હાલની મુસીબતનું શું ? તો એનો જવાબ આ છે કે, એ તમારી ભૂલ છે કે, અલ્લાહ તઆલાથી સંબંધ ન બાંધીને મુસીબતમાં સપડાયા છો.

## અલ્લાહ તઆલાથી સંબંધ રાખનાર ક્યારેય મુસીબતમાં નથી હોતો

અલ્લાહ તઆલાથી તઅલ્લુક પેદા કરી જુઓ. પછી જુઓ કે, મુસીબત–પરેશાની કયાં બાકી રહે છે ? તમે જેને મુસીબત કહો છો, તે જાહેરમાં જ મુસીબત છે, વાસ્તવમાં તે મુસીબત નથી. જુઓ, જો કોઈનો મુદ્દતથી વિખૂટો પડી ગયેલ મહબૂબ એકાએક મળી જાય અને તે આશિકને ખૂબ જોરથી દબાવે, ત્યાં સુધી કે તેના હાડકાં–પાંસળા તૂટવા લાગે, તો જાહેરમાં તો એ તકલીફ લાગે, પરંતુ એમાં જે લુત્ફ છે, તે આશિકથી પૂછો. તે તો કહેશે કે, મહબૂબ ઓર દબાવે તો સારું. જો તેમાં તેનો જીવ પણ નીકળી જાય, તો આશિકની તો એ જ તમન્ના હોય છે.

શે'ર :

**નિકલ જાએ દમ તેરે કદમોંકે નીચે,**
**યેહી દિલકી હસરત, યેહી આરઝૂ હૈ !**

એ જ રીતે જે બંદાઓને હક તઆલાથી મુહબ્બતનો સંબંધ છે, તેમને મહબૂબે હકીકી તરફથી પેશ આવતી જાહેરી તકલીફોમાં પણ ખૂબ લુત્ફ

આવે છે. લખ્યું છે કે, કોઈ આશિકને મહબૂબની મુહબ્બતની સજામાં ચાબુકો મારતા હતા, ૯૯ ચાબુકો સુધી તેણે ઊંહ પણ ન કર્યું, પરંતુ સો (૧૦૦)મી ચાબુક પર જોરથી આહ કરી. કારણ પૂછયું તો, તેણે કહયું : '૯૯ ચાબુક સુધી તો મહબૂબ સામે હતો, મને લઝઝત મળતી હતી, કે તે મારો હાલ જોઈ રહયો છે તેથી તકલીફનો એહસાસ ન થયો. જ્યારે છેલ્લી ચાબુક વખતે તે હાજર ન હોવાથી તકલીફની અનુભૂતિ થઈ. હક સુબ્હાનહૂ વ તઆલા (પણ) હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ફરમાવે છે : **વસ્બિર્ લિહુક્મિ રબ્બિ-ક ફઈન્ન-ક બિઅઅ્યુનિ-ના'** અર્થાત્ : આપ પોતાના રબના હુકમ પર સબ્ર- ધૈર્ય ધરો, એટલા માટે કે આપ અમારી આંખોની સામે છો.

આથી જણાય છે કે એ ખ્યાલમાં આ ગુણ છે કે, તકલીફ રાહતમાં બદલાઈ જાય છે. હદીસ શરીફમાં છે કે, એક સહાબી નમાઝમાં કુર્આન શરીફ પઢી રહયા હતા કે, તેમને (દુશ્મન તરફથી) તીર વાગ્યું, છતાં તિલાવત ન છોડી. બીજા સહાબી જે સૂતા હતા, જાગ્યા. પછી તેમનો હાલ જોયો, તો સલામ ફેરવ્યા પછી પૂછયું ત્યારે જવાબમાં ફરમાવ્યું કે, દિલ ન ચાહયું કે (આવી તકલીફમાં પણ) તિલાવતે કુર્આનને વચ્ચે છોડી દઉં. સારાંશ કે મુહબ્બતે ઈલાહી આવી વસ્તુ છે, પરંતુ આપણે તેનો સ્વાદ ચાખ્યો નથી, તેથી સમજીએ છીએ કે અલ્લાહવાળા મુસીબતમાં છે, જ્યારે કે હકીકતમાં તેઓ મુસીબતમાં નથી. (**અલા ઈન્ન અવલિયા અલ્લાહિ લા ખવ્ફુન અલય્હિમ્ વલા હુમ યહ્ઝનૂન.** -યાકૂબ ઈખરવી)

સારાંશ કે નાફરમાનીથી રાહત તથા ઈઝઝત નથી પ્રાપ્ત થઈ શકતી અને ફરમાંબરદારીની સાથે તકલીફ તથા ઝિલ્લત જમા નથી થઈ શકતી, તો જો આપણે પ્રતિષ્ઠા ચાહીએ છીએ, તો અલ્લાહ તઆલાની તાબેદારી અપનાવી લેવી જોઈએ. આપણે જયારથી તેને છોડી છે, ત્યારથી આપણી રાહત અને ઈઝઝત પણ ચાલી ગઈ છે. મારે જે મઝમૂન બયાન કરવો હતો, તે બિહમ્દિલ્લાહ વિસ્તારથી બયાન થઈ ચૂકયો. હવે હું આયતથી સંલગ્ન વાતો (અલગ અલગ વિષયોની) જેમાં અત્યારે લોકો ભૂલો કરે છે, વર્ણવું છું.

(નોંધ :– આગળ હઝરત (રહ.)એ જે વાતો બયાન ફરમાવી છે, તેમાંની જે વાતો આગળનાં ૫૧ બયાનોમાં એકથી વધુ વાર આવી ચૂકી છે, તેને એ સિલ્‌સિલાના આ ૫૨ (બાવન)માં બયાનમાં છોડી દીધી છે, તો તરતીબમાં આગળ જો ઝૌલ જણાય, તો તે આ કારણે હશે, –નાચીઝ યાકૂબ ઈખરવી)

## ફતવાનો જવાબ હાથોહાથ લેવાનો આગ્રહ ન હોવો જોઈએ

મારી પાસે અમુક ફતવા હાથોહાથ આવે છે અને લાવનાર હાથોહાથ જવાબનો તકાઝો કરે છે કે મારે હમણાં જ જવું છે. અંતે બીજાં કામો પડતા મૂકીને જવાબ લખવો પડે છે અને કેટલીક વાર તહકીક વિના જવાબ લખાય છે, તેમાં જલ્દીના કારણે કોઈક વાર કોઈ પાસું નજર બહાર રહી જાય છે અને જવાબમાં ભૂલ થઈ જાય છે. કેટલીક વાર જવાબ માટે કિતાબ જોવાની જરૂર પડે છે અને ઉતાવળના કારણે ઐન ટાઈમ પર રિવાયત (હદીસ વગેરે) નથી મળતી.

એક વાર એવું બન્યું કે, એ રીતે જ એક માણસને ફરાઈઝ–વારસા વહેંચણીના એક મસ્અલાનો જવાબ લખીને આપી દીધો. તેના જવા પછી યાદ આવ્યું કે, જવાબ ગલત લખાય ગયો. ખૂબ પરેશાની થઈ. તે માણસને ઢુંઢાવ્યો તો ન મળ્યો. તે ઓળખીતો પણ ન હતો. (હવે સહીહ જવાબ શી રીતે પહોંચાડવો ?) અંતે અલ્લાહ તઆલાથી દુઆ કરી, 'યા ઈલાહી ! મારી પહોંચથી તો તે દૂર છે. હા, આપના ઈખ્તિયારથી બહાર નથી. અલ્લાહ તઆલાએ દુઆ કબૂલ ફરમાવી. પંદર–વીસ મિનિટમાં તે પાછો આવી કહેવા લાગ્યો : 'મોલ્વી સાહેબ, આપે સિક્કો તો માર્યો જ નથી, મને ઘણી ખુશી થઈ. મેં તેનાથી લઈને જવાબ ઠીક કર્યો અને તેને કહયું કે, 'ભાઈ ! મોહર તો મારી પાસે નથી. અત્યારે તો અલ્લાહ તઆલાએ તમને મારી દુઆ કબૂલ ફરમાવી પાછા લાવ્યા છે, (મોહરના બહાને) કારણ કે જવાબમાં એક ભૂલ થઈ ગઈ હતી.'

આ અનુભવ પછી મેં પ્રતિજ્ઞા લીધી કે ક્યારેય હાથોહાથ ફતવાનો જવાબ

ન આપીશ. જ્યારે કોઈ હાથોહાથ ફતવો લાવે છે, તો હું કહું છું કે, 'એક પરબીડિયા પર તમારું એડ્રેસ લખીને મૂકી જાવ, હું શાંતિથી જવાબ લખીને પોષ્ટથી મોકલીશ.'

## રહેણી-કરણીની ઈસ્લાહથી પણ આખિરતમાં સવાબ મળશે

મુઆશરત—રહેણીકરણી વિશેના શરીઅતના આદેશો જેને લોકો સંપૂર્ણ દુન્યાદારી માને છે, તેમની અદાયગીમાં પણ પૂરો સવાબ મળશે. તેના વિશે કેટલાક બદ્દીનોએ લખ્યું છે કે, મોલ્વીઓએ શરીઅતને તુમાર બનાવી દીધી છે. દરેક વાતને તેમાં ઘુસાડી દીધી છે, રોટી તોડવામાં પણ શરીઅત, પાણી પીવામાં પણ શરીઅત.

એ પર મને એક એવા જ બેદીનનો કરુણ કિસ્સો યાદ આવ્યો. એક ભાઈએ ઈમાનની શાખાઓ પર એક કિતાબ લખીને મારી પાસે તેને ઈસ્લાહ માટે મોકલી અને લખ્યું કે, મેં આ કિતાબ મારા એક સ્નેહીને જે વકીલ છે, જોવા મોકલી હતી. તેણે લખ્યું કે, જો આ બધી વાતો ઈમાનમાં દાખલ છે તો ઈમાન (અલ્લાહ તઆલાની પનાહ !) શયતાનનું આંતરડું થયું !' આ કુફ્રનો બોલ નકલ કરીને ખૂબ રંજો—અફસોસ જાહેર કરીને વકીલને લખેલ તેનો જવાબ પણ ઈસ્લાહ માટે મોકલ્યો. મેં લખ્યું કે, 'ઈખ્તિયાર છે, જવાબ મોકલી દો, પરંતુ એ માણસનું દિલ સંપૂર્ણ મસ્ખ—વિકૃત થઈ ગયું છે. નફાની સહેજે આશા નથી. તેનો અસલી જવાબ એ જ છે કે, તેને ખુદા પાકને હવાલે કરવામાં આવે !'

તે ગુસ્તાખની બદતમીઝી—ધૃષ્ટતા તો જુઓ કે, દીનની વાતોને (અલ્લાહ પાકની પનાહ !) શયતાનની આંત કહે છે. જો તે કમબખ્તને એની ખબર ન હતી કે, એ સઘળી વાતો ઈમાનની શાખાઓ છે તો એ વાતને જરા સભ્યતાથી તો લખી શકતો હતો, પરંતુ ખબીસ રૂહની નાલાયકી સભ્યતાની રજા શી રીતે આપત ? !

મૂળ વાત આ છે કે, દીનનો ઈલ્મ કે અલ્લાહવાળાઓની સોબત— સંગ ન

હોય તો ઈમાનનો પણ વિશ્વાસ નથી. જુઓ, જહાલતથી કેવો કુફ્રનો કલિમો બકી નાખ્યો. જો એવા માણસને પણ કાફિર કહેવું જાઈઝ ન હોય તો શું (નઊઝુ બિલ્લાહ) ઈસ્લામમાં કુફ્ર પણ શામિલ છે ? લોકો કહે છે કે, 'મોલ્વી કાફિર બનાવે છે !' આ વાત ત્યારે ખરી થાય, જ્યારે આલિમો કોઈને કુફ્રની વાતો શિખવાડે, તેનો શોખ અપાવે તો તેઓ કયારે એવું કરે છે ? તેઓ તો ઊલટું પોતાના લખાણ અને બયાનમાં તેનાથી રોકે છે, પરંતુ જ્યારે એવા લોકો પોતાની જહાલત કે ખબાસતને લઈને કુફ્ર કરે છે, તો તેમને કાફિર બતાવે છે (ન કે બનાવે છે,) જેથી તવબા કરીને કુફ્રથી બાઝ આવી જાય !

**(બે બીં ! તફાવુતે રાહ અઝ કુજાસ્ત તા બકુજા !)**

(યાકૂબ ઈખરવી ગુફિર લહૂ)

## આલિમ આમ ઈમાનવાળાઓથી અફ્ઝલ-શ્રેષ્ઠ છે !

એક વાત આ આયતથી એ જણાય છે કે, આમ મુસલમાનોથી આલિમો અફ્ઝલ છે, કારણ કે આયતમાં પ્રથમ સામાન્ય રીતે સૌ ઈમાનવાળાઓના દરજા બુલંદ કરવાનું વર્ણન છે. ફરી સવિશેષ આલિમોનો ઉલ્લેખ છે. એથી સ્પષ્ટ થાય છે કે, આલિમોમાં કોઈ ખાસ ખૂબી તથા ફઝીલત છે, જેને લઈ તેમનો અલગ પણ ઉલ્લેખ કરવામાં આવ્યો !

## આમ મુસ્લિમોને પણ ઝલીલ-નીચ ન સમજવા જોઈએ !

એક વાત આ આયતથી એ માલૂમ થાય છે કે, સામાન્ય મુસલમાન પણ, ભલે તે જાહિલ જ હોય, અલ્લાહ તઆલાને ત્યાં મકબૂલ-પ્રીતિપાત્ર છે, કારણ કે આલિમોના (ઉલ્લેખથી) પહેલા સૌ ઈમાનવાળાઓની ફઝીલત વર્ણવી છે, તો પ્રત્યેક મુસ્લિમ જે ફરમાંબરદાર છે, તે મકબૂલ છે ! આલિમો, બિન આલિમોને નીચ અને તુચ્છ ન સમજે અને બિન આલિમોમાં જે શરીફ-ભદ્ર વર્ગના છે,

તે નીચી જાતિઓ ગણાય છે તેમને હલકા અને તુચ્છ ન સમજે, કારણ કે મહિમા ઈમાન તથા તાબેદારીનો છે, ન કે જાતિ કે ધંધાનો.

સારાંશ કે કોઈ મુસલમાનને ઝલીલ તથા હકીર ન સમજો. ભલે, તે ગુનેહગાર જ કેમ ન હોય. હા, તેના કામ (ગુનાહ)ને બુરું સમજો. જો તેના બુરાં કામોને લઈ ગુસ્સો આવે તો તે ઈલાહી (અલ્લાહ વાસ્તેનો) ગુસ્સો હોય, ન કે નફસાની (નફસના તકાઝાવાળો). પરાયાની શરારત પર જે ગુસ્સો આવે છે, તેનાથી નફરત તથા દુશ્મની થઈ જાય છે, જ્યારે તે જ શરારત અવલાદની હોય તો તે ગુસ્સામાં લાગણી તથા રંજ હોય છે. પોતે પણ તેની ઈસ્લાહ માટે દુઆ કરે છે તથા અન્યોથી પણ દુઆ કરાવે છે, તો ઈસ્લામી હમદર્દીનો તકાઝો આ છે કે, પરાયા ગુનેહગારની સાથે પણ ગુનેહગાર બેટા જેવો વર્તાવ રાખવો જોઈએ. ખુદા તઆલાની એવી શાન છે કે, જો ગુનેહગાર પોતાને ઝલીલ–નીચ સમજે છે તો તેની બખ્શિશ થઈ જાય છે અને એક મુત્તકી–પરહેઝગાર પોતાને મોટો માને છે, તો મરદૂદ–હડધૂત થઈ જાય છે, એવા બનાવો બન્યા છે. અલ્લાહ પાક પનાહમાં રાખે, આમીન ! માટે ન અલ્લાહ તઆલાની સામે નાઝ–ગર્વ કરે અને ન નાઉમ્મીદ થાય ! સારાંશ કે, બેઈઝઝતી તો કોઈ મુસલમાન (ગુનેહગારની પણ) કરે નહિ. હા, જો ગુસ્સો અલ્લાહ તઆલા વાસ્તેનો હમદર્દી તથા શફકતની સાથે કરે તો તેનો વાંધો નથી !

## પોતાને મોટો તથા સારો સમજવું ઘણું ખરાબ છે !

બાકી પોતાને મોટો તથા સારો માનવો ખૂબ બુરું અને અલ્લાહ તઆલાને અતિ નાપસંદ છે. અમારા વતનમાં એક લડકી નમાઝ–રોઝાની પાબંદ, તેની શાદી એવા એક માણસથી થઈ, જે એટલો પાબંદ ન હતો. એક દિવસ કહે છે કે, 'અલ્લાહની શાન ! હું આવી નેક–પરહેઝગાર અને મારા નિકાહ આવા માણસથી થયા !' ભાઈઓ ! કેટલી મૂર્ખાઈ છે. જો કોઈ બુઝુર્ગ છે તો પણ નાઝ કોના પર કરે છે ? એનું બિલકુલ એવું દષ્ટાંત છે કે, કોઈ મૂરખ

બીમાર, તબીબનો નુસખો પીને ગર્વ કરવા લાગે કે અમે દવા પી લીધી. જો દવા પીધી તો કોના પર ઉપકાર કર્યો ? ન પીત તો રોગમાં રીબાઈને મરત ! એ જ રીતે જો નમાઝ–રોઝા કર્યા તો કોના પર એહસાન કર્યું, ન કરત તો જહન્નમમાં સડત ! શરીઅત પણ આપણી રૂહ–આત્મા માટે એક નુસખો છે, તે પર અમલ કરીને નાઝ કેવો ? હા, શુક્ર કરવો જોઈએ કે, તેણે નેક કામોની તવફીક આપી !

આયતમાં અંતમાં ફરમાવે છે : **વલ્લાહુ ખબીરુમ બિમા તઅ્મલૂ–ન :** અર્થ : અને અલ્લાહ તઆલા તમારા અમલોથી ખબરદાર છે." માટે પ્રત્યેક હુકમની પાબંદી કરો અને કમી–કોતાહી (અમલની હોય કે નિય્યતની) તેનાથી બચો ! એમાં બંદાઓને એ તાલીમ આપી છે કે, તેઓ એ ધ્યાન રાખે કે, પ્રત્યેક સમયે અલ્લાહ તઆલા અમારા જાહેર–બાહ્ય તથા બાતિન–આંતરને જોઈ રહ્યા છે. તેની પ્રેકટિસ તથા ટેવ પાડવાથી હર ઘડી અલ્લાહ તઆલાનું ધ્યાન નસીબ થશે ! જેમ હાકિમની સામે કાનૂનના અમલમાં કોતાહી કે કાનૂન તોડવાની હિમ્મત નથી થતી, તેમ અલ્લાહ તઆલાના યકીન પછી માનવી શરીઅતની પાબંદીમાં મજબૂત થઈ જાય છે. અલ્લાહ તઆલા અમલની તવફીક તથા ખાતિમહ બ–ખૈર ફરમાવે, આમીન, યા રબ્બલ આલમીન !



પ્રકાશન નં. ૫૪૩

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની
બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# આલિમોની જરૂરત ઘણી છે



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



પ્રકાશક :

દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ
માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧,
ગુજરાત–ઈન્ડિયા



**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

# આલિમોની જરૂરત ઘણી છે

ખુત્બએ માષૂરહ પછી, **અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ, બિસ્મિલ્લાહિ ર્રહમા નિર્રહીમ. ઉદ્ઉ રબ્બકુમ તઝર્રુઅંવ્ વ ખુફ્યહ ઈન્નહૂ લા યુહિબ્બુલ મુઅ્તદીન** (ઈલા આખિરિહિ) : તરજુમો : "પુકારો, પોતાના પરવરદિગારને નમ્રતાની સાથે અને છુપાવીને, તહકીક તે દોસ્ત નથી રાખતો હદ–મર્યાદાથી નીકળી જનારાઓને અને બગાડ ન કરો જમીનમાં તેની દુરુસ્તીના પછી અને પુકારો તેને ડરથી અને ઉમ્મીદથી, તહકીક અલ્લાહ તઆલાની રહમત નજદીક છે નેકી કરવાવાળાઓથી."

ઉપર પઢેલ આયતોમાંથી ફકત **'લા તુફસિદુ ફિલ અર્દિ'** પર જ બયાનનો ઈરાદો છે. જે દા'વાને સાબિત કરવો છે, તે ખૂબ અજીબ છે, પરંતુ છે બિલકુલ સાચો, હકીકી અને અક્કલ મુજબ. તે દા'વો આ સવાલનો જવાબ છે કે દુનિયામાં સૌથી વધુ જરૂરી વુજૂદ–અસ્તિત્વ કોનું છે ? અને જરૂરત પણ ફકત દુનિયાના લિહાઝથી, જેની લોકોને તલાશ છે અને તેની કોશિશ કરતા રહે છે. ન દીનના એ'તિબારથી, જેનાથી લોકો બેપરવા છે, બલકે આ શબ્દોથી એ સવાલ સામાન્યજનોની નજરોમાં ઘણો કિંમતી તથા વજનદાર થઈ જશે કે તે કઈ વસ્તુ છે, જે દુનિયાની કામિયાબીના માટે સૌથી વધારે જરૂરી છે ?





# દુનિયાની સફળતા માટે સૌથી વધારે આલિમોની જરૂરત છે

સાંભળો ! આ પ્રશ્નનો જવાબ આ છે કે, દુનિયાની કામિયાબી તથા પ્રગતિ માટે પણ આલિમોનું હોવું સૌથી વધારે જરૂરી છે અને આ ખ્યાલનું સામાન્ય ખ્યાલોથી વિરુદ્ધ હોવું દેખીતું છે, કારણ કે અકસર લોકો તેમને નકામા માને છે. ફરી તેમાં જે સંપૂર્ણ આઝાદ તથા બેબાક–નિડર છે, તેઓ તો સ્પષ્ટ કહે છે કે, 'એ લોકો એવા નકામા છે કે તેમણે બીજાઓને પણ નકામા બનાવી દીધા.' અને જેઓ જરા સભ્યતા તથા તમીઝથી કામ લે છે, તેઓ ઝબાનથી તો આ વાત બીજાઓ સામે નથી કહેતા, પરંતુ તેમના વર્તાવ તથા અમલથી જણાય છે કે તેમની માન્યતા પણ આ જ છે.

કારણ કે માનવીનો જેવો ખ્યાલ તથા માન્યતા હોય છે, તે જ મુજબ અમલ તથા વર્તાવ કરે છે અને એ લોકોનો વર્તાવ આ છે કે, આલિમોથી મળતા નથી અને ન તેમને પસંદ કરે છે, બલકે બીજાઓને પણ તેમની પાસે જતા રોકે છે, તો એવા લોકો પોતાના વર્તાવથી સાબિત કરે છે કે, મોલ્વી લોકો નકામા છે, બેકાર હોય છે અને ઝબાનથી નકામા કહેનારાઓની બ–નિસ્બત, આ લોકોનું પોતાના વર્તાવથી મોલ્વીઓને નકામા બતાવવું વધારે ખરાબ છે, કારણ કે કહેવા તથા કરવામાં જમીન–આસમાનનો ફેર હોય છે.

જુઓ, એક માણસ તો કહે, કે હું પાણી પીશ અને એક જઈને પાણી પી લે તો જો કે બીજાએ મોઢેથી પાણી પીવાનો દાવો નથી કર્યો, પરંતુ તેનો અમલ પહેલાના ઝબાની દાવાથી વધેલ છે. આવી હાલતમાં મારો દાવો કે, 'બધાથી વધારે જરૂરી વુજૂદ આલિમોનું છે, ઘણો અજીબ લાગશે. હવે હું એ દાવાને સાબિત કરવા બયાન શરૂ કરું છું, પરંતુ એથી પ્રથમ આપના સંતોષ માટે એ કહી આપું છું કે, મારો ધ્યેય તેનો પ્રયાસ કરવાનો નથી, કે સઘળા લોકો આલિમ બની જાય.



## સર્વ મુસલમાનોને પૂરા આલિમ બનાવવા જરૂરી નથી, ન એ આલિમોનો ઘ્યેય છે

શકય હતું કે લોકો આ સાંભળીને કે આલિમોનું અસ્તિત્વ સૌથી વધારે જરૂરી છે, આ ખ્યાલ પેદા થાત કે હવે આ સલાહ દેવામાં આવશે કે, બધા લોકો આલિમ બની જાય અને એથી ગભરાઈને બયાનને શાંતિથી ન સાંભળત, તો વહશત દૂર કરવા માટે મેં પ્રથમ જ ચેતવી દીધા કે, મારો ઘ્યેય એ નથી, બલકે હેતુ આ છે કે, મુસલમાનોમાં આલિમોનો એક વર્ગ રહેવો જોઈએ.

## આલિમોથી સંબંધ તથા મુહબ્બત રાખવી સૌના માટે જરૂરી છે

અલબત્ત, સૌને આ વાત કહેવામાં આવે છે કે, એ વર્ગને બેકાર ન સમજો તો એથી આપના કોઈ કામ, નોકરી અથવા કોઈ પ્રકારની પ્રગતિમાં કોઈ ફેર નથી પડતો. હા, એક ગલત વિચારથી જેમાં આપ પડયા હતા, આ તકરીરથી નીકળી જશો અને આ ફાયદો પણ થશે કે, એ વર્ગ (આલિમો)ના ફૈઝ–લાભથી અત્યારે જે લોકો મહરૂમ–વંચિત છે, જ્યારે તેમને એ વર્ગ સાથે મુહબ્બત થશે તો તેઓ તેમના ફૈઝથી માલામાલ થશે.

## આલિમોની સાથે તઅલ્લુક, મુહબ્બત રાખવાથી શું લાભ થશે ?

અલબત્ત, આ હાલતમાં તથા પહેલાની હાલતમાં એક ફરક જરૂર થશે, (જેને જો તમે દુનિયાનું નુકસાન અથવા પ્રગતિની કમી સમજી લો તો શકય છે) તે ફરક આ છે કે, અત્યારે જે તમે ખુદાઈ કાયદાના ઘણાં બધા ગુનાહોના મુજરિમ છો, તે ત્યારે છૂટી જશે. હમણા તમે ગુનાહ કરીને પોતાને બરબાદ કરો છો, એ વાત ત્યારે જતી રહેશે. તો એને તમે ચાહે તો લાભ સમજો અથવા હાનિ સમજો. તમારી ટેવો પણ

પહેલાથી બદલાશે, પરંતુ ઘણી સરળતાની સાથે.

જુઓ, આપની બુદ્ધિનો ફતવો તો આ છે કે મુજરિમે પોતાનો ગુનાહિત ધંધો તરત જ છોડી દેવો જોઈએ, પરંતુ શરીઅતનો કાનૂન કહે છે કે, અમુક ગુનાહ જે શરીઅતમાં જુર્મ છે, તેમને છોડવામાં જલદી ન કરો, પ્રથમ કોઈ વ્યવસ્થા કરી લો અને તે સમય સુધી પોતાને ગુનેહગાર સમજીને તવબા તથા ઈસ્તિગફાર કરતા રહો. ફરી જ્યારે કોઈ બીજો બંદોબસ્ત થઈ જાય ત્યારે તે ગુનાહિત કામને છોડી દેજો. ભલા, કોઈ દુનિયાના કાનૂનમાં આ સહૂલત મળશે ? (હરગિઝ નહિ.)

## શરીઅત પોતાના હુસ્ન-રૂપમાં અજોડ છે

ખુદાએ પાકની કસમ, શરીઅતમાં તે હુસ્ન અને ખૂબસૂરતી છે કે તેની જે વાત પણ જોશો, અક્કલ હેરાન રહી જશે, પરંતુ અફસોસ, લોકોએ કદી શરીઅતને તથા દીનને ઊંડાઈથી નથી જોયો, માટે જ તે લોકોને બિહામણો રાક્ષસ દેખાય છે. ભાઈઓ ! શરીઅત આપની ઘણી હમદર્દ અને સહાયક છે, અમુક ગુનાહો સુદ્ધામાં, જે શરીઅતમાં જુર્મ છે. દા. ત. નાજાઈઝ નોકરીમાં એ છૂટ છે કે જો અત્યારે કોઈ બીજી વ્યવસ્થા નથી થઈ શકતી તો તેને હમણા ન છોડો, બલકે પ્રથમ હલાલ તરીકાનો બંદોબસ્ત કરી લ્યો, પછી તેને છોડો.

અને તે છતાં પણ શરીઅતથી વહશત થાય છે તો આપ જાણો, અમે જિમ્મેદાર નથી. સારાંશ કે, દીનના ઈલ્મ તથા આલિમો સાથે સંબંધ રાખવાથી દુનિયાના કામકાજ અને જરૂરતોમાં કોઈ પ્રકારની રુકાવટ નથી થતી, ફકત ગુનાહ છૂટી જશે અને તે પણ ઘણી ખૂબી તથા સરળતાથી. ખેર, આ તો દરમિયાનમાં—વચ્ચે એક વાત આવી ગઈ હતી.

## કુરઆન તથા દીની તાલીમને આજકાલ લોકો સમયનો બગાડ કહે છે

આજે તો આ હાલ છે કે, રામપુર રિયાસતમાં એક માણસે પોતાના

દોસ્તને (જેમનો દીકરો કુરઆન શરીફ પઢી રહયો હતો) અંગ્રેજી પઢાઈની સલાહ આપી. તેમણે કહયું કે, જરા કુરઆન શરીફ પૂરું થઈ જાય તો અંગ્રેજી શરૂ કરવામાં આવે. તેમણે પૂછયું કે, કેટલું કુરઆન શરીફ થયું છે ? અને કેટલા સમયમાં ? તેમણે કહયું કે, બે વરસમાં અડધું થયું છે. કહેવા લાગ્યા કે, મિયાં ! બે વરસ તો ખોયાં, હવે બીજાં બે વરસ શા માટે બરબાદ કરો છો ?

સાહિબો, ગજબ છે કે ખુદા પાકને માનનાર, આખિરતને માનનારના આવા વાહિયાત વિચારો. જે આખિરતને ન માને, તે આવું બોલે તો નવાઈ નહિ, પરંતુ આખિરતને માનનાર આવું કહે કે, કુરઆન શરીફ પઢવું, સમય બરબાદ કરવા સમાન છે એ ભારે નવાઈની વાત છે. શું આખિરતમાં તેનો અઝાબ ન થશે ? ભાઈઓ, અલ્લાહ તઆલાએ અક્કલ તો પરિણામ વિચારવા માટે જ આપી છે અને જેમ આ અંજામ વિચારવા લાયક છે કે આજે ભણીશું તો કાલે સારી નોકરી મળશે, એવો જ આ અંજામ પણ સોચવા યોગ્ય છે કે આખિરતમાં શું થશે ?

અફસોસ, દુનિયામાં થોડો સમય રહેવાનું છે અને તે પણ ખ્યાલી, તેના માટે તો (પૂરી) કોશિશ અને આખિરતમાં જવું યકીની, જરૂરી તથા ત્યાં સદાના માટે રહેવાનું છે, તેની તૈયારીની ફિકર ન હોય, બલકે ત્યાંની તૈયારીને સમયનો બગાડ કહેવામાં આવે !

## આજકાલ આખિરતથી ઘણી લાપરવાઈ છે, મિસાલો સહિત

હકીકત આ છે કે, આજકાલ આખિરતથી એટલી હદે લાપરવાઈ છે કે, તે યાદ જ નથી આવતી. એક વાર હું સહારનપૂરથી કાનપૂર જતો હતો. મારી સાથે શેરડીના ડંડા હતા. મેં તેને તોલાવીને મહેસૂલ અદા કરવા ચાહયું તો વળાવનારાઓએ તો રોકયો જ, પરંતુ ખુદ રેલવેવાળાઓએ પણ કહયું કે, આપ લઈ જાઓ, મહેસૂલની જરૂરત નથી, અમે ગાર્ડને કહી દઈશું. મેં પૂછયું કે, એ ગાર્ડ કયાં સુધી જશે ? જવાબ મળ્યો કે ગાઝિયાબાદ સુધી. મેં કહયું, આગળ શું થશે ? જવાબ મળ્યો, આગળ તે ગાર્ડ બીજા ગાર્ડને કહી

દેશે. મેં કહયું, આગળ શું થશે ? જવાબ મળ્યો, બસ, કાનપૂર આવી જશે, સફર પૂરી થઈ જશે. મેં કહયું, નહિ, એથી આગળ આખિરત હશે, ત્યાં જવું પડશે, તો ત્યાંની પકડ–ધકડથી ગાર્ડ સાહબ બચાવશે (કે ?) એ પર સૌ ખામોશ થઈ ગયા અને સ્ટેશન માસ્તર પર એની ઘણી અસર થઈ અને મહેસૂલ લઈ લીધું.

સાર એ કે આખિરત તે અકલમંદોને યાદ ન આવી. અત્રે એક વાત બીજી પણ વર્ણનપાત્ર છે, તે એ કે, આ બનાવમાં રેલવે–વાળાઓની મહેસૂલ છોડવાની રિઆયતને જે મેં કબૂલ ન કરી, તેનું કારણ શરીઅતની પાબંદી સિવાય શું હતું ? શું આજના સભ્યતાના દાવેદારોમાંથી કોઈ એવું કરી શકે છે ? કે જો કોઈને પોતાના હકની ખબર પણ ન હોય, છતાં તેનો હક અદા કરી દે, પરંતુ શરીઅત તેને જરૂરી ઠેરવે છે. હવે શરીઅત તથા મનઘડત સંસ્કૃતિને સરખાવી જુઓ ! કસમ ખુદાએ પાકની, અમે જોયું છે, કે ગરીબ દીનદાર લોકો જેમને કમઅકલ સમજવામાં આવે છે, તે આવી વાતોનો ખ્યાલ રાખે છે, પરંતુ કહેવાતા અકલમંદો આવી વાતોનો સહેજે ખ્યાલ નથી કરતા.

## અકલમંદ તે છે, જે અંજામ–પરિણામ પર દૃષ્ટિ રાખે

ભાઈઓ ! સમજદાર તે જ છે, જે પરિણામને જુએ તો જેમાં દીન નથી, તે કયાં અકલમંદ થઈ શકે છે ? આજકાલ અકકલ તથા દીનમાં વિરુદ્ધાઈ સમજવામાં આવે છે. હાલાં કે, આપણા બધા બુઝુર્ગો દુનિયાની અક્કલ પણ રાખતા હતા અને તેમનો દીન પણ કામિલ–પરિપૂર્ણ હતો.

હિરકૂલ એક ઈસાઈ રાજા હતો. તેણે હઝરત ઉમર (રદિ.) વિશે પોતાના એલચીને પૂછયું હતું કે, તેઓ કેવા માનવી છે ? તેણે જવાબ આપ્યો હતો કે તેમનો હાલ આ છે કે, ન કોઈને ધોકો આપે છે, ન કોઈના ધોકામાં આવે છે. હિરકલે કહયું કે, જો તેઓ એવા છે તો તેમના પર કોઈ ગાલિબ નથી આવી શકતું, કારણ કે જેમાં બુદ્ધિ અને દીન કામિલ દરજામાં હોય તેની શકિતનો સામનો બીજો કોઈ માનવી નથી કરી શકતો. આ વાત તો પૂરી થઈ.

હું એ બયાન કરી રહયો હતો કે, આખિરતથી જહાલત તથા બેપરવાઈ ખૂબ વધી ગઈ છે અને એની નોબત અહીં સુધી પહોંચી છે કે જે લોકો ખબરદાર થઈને (આખિરતની) કોશિશ તથા ચિંતા કરે છે તેમને બેવકૂફ અને મૂરખ સમજવામાં આવે છે. મારા એક મિત્ર જે બી. એ. છે, પરંતુ ખૂબ દીનદાર છે, પોતાનો કિસ્સો વર્ણવતા હતા કે, એક વાર સમયની તંગીના લઈ સામાન તોલાવ્યા વિના ટ્રેનમાં સવાર થઈ ગયા. જ્યાં જવાનું હતું ત્યાં પહોંચીને ટિકિટ ચેકરને તેની જાણ કરી અને સામાન તોલાવીને તેનું મહેસૂલ દેવા ચાહયું. ચેકરે કહયું કે, જાઓ, તેની જરૂર નથી. તેમણે કહયું કે, આપને માફ કરવાનો અધિકાર નથી, કારણ કે આપ રેલવેના માલિક નથી. તેને નવાઈ લાગી અને તેમને સ્ટેશન માસ્તર પાસે લઈ ગયો. મિત્રે ત્યાં પણ તે જ વાત કરી તો તે બન્નેવ આપસમાં અંગ્રેજીમાં કહેવા લાગ્યા, લાગે છે કે, શરાબ પીધી છે.

જાણે બીજાનો હક દેવો, એવું અજીબ કામ છે કે દેનાર પર શરાબ પીવાની શંકા થાય. હા, શરાબે મુહબ્બતે ખુદામાં મસ્ત હતા અને તેનો જ નશો તેમને ચકચૂર કરેલ હતો. છેવટે તેમણે કહયું કે, મેં શરાબ નથી પીધી, પરંતુ સ્ટેશનવાળાઓએ મહેસૂલ ન લીધું. લાચાર થઈ તેમણે બીજી રીતે તે અદા કર્યું. તે રીત આ કે જો રેલવે (કે બસ)નું કાંઈક આપણા શિરે રહી જાય તો તે જ લાઈનની એટલી કિંમતની ટિકિટ ખરીદીને ફાડી નાખો અને તેનાથી મુસાફરી ન કરો.

આ બનાવ મેં એટલા માટે કહયો કે, પરિણામને પણ જોવું જોઈએ. ખાસ કરીને જ્યારે દુનિયાના કામોનો અંજામ વિચારો છો, તો આખિરતનાં અંજામ પર નજર રાખવી તો ખૂબ જ જરૂરી છે. સાહિબો, શું મોતના અંજામનો ઈનકાર થઈ શકે છે ? આ તો તે અંજામ છે, જેનાથી કાફિરોને પણ ઈનકાર નથી. અલબત્ત, કાફિરોમાં થોડાક જ લોકો જેમનો કોઈ દીન નથી, આખિરતને નકારે છે, પરંતુ તેમનો એ'તિબાર જ શું ?

## જ્યારે ઈલ્મે દીન તથા તેની તા'લીમ જરૂરી ઠરી તો એ સમયને બરબાદ કરવું નથી

સારાંશ કે જ્યારે આખિરત હક છે અને તેના સામાન માટે અમલની જરૂરત તથા અમલ માટે ઈલ્મની જરૂરત. ફરી તેને મેળવવાને સમયની બરબાદી કહેવાનો શું અર્થ ? પરંતુ ઘણા લોકો તે છતાં તેને સમયની બરબાદી સમજે છે અને આ માન્યતા ન હોય તો પણ અમલ તો તે જ પ્રમાણે છે , જેનાથી આખિરતના અકીદામાં એક પ્રકારની કમજોરી સાબિત થાય છે. નહિ તો જો આખિરતનો અકીદો પાકો છે અને દીની ઈલ્મનો શોખ છે તો આલિમોની નાકદરી અને બેઈઝઝતીનું શું કારણ ? અને જો તેમની ઈઝઝત કરવામાં આવે તો અવ્લાદને દીની ઈલ્મ ન પઢાવવાનું શું કારણ ? આ ચિહ્નો તો ખરાબ જ અકીદાઓના છે.

## આલિમોથી અલગ રહેવાનો નબળો ઉઝર તથા તેનો જવાબ, ઉદાહરણ સાથે

આલિમોની નાકદ્રીના બારામાં અમુક આ ઉઝર બતાવે છે કે, 'અમે વઅઝ સાંભળી અને અકીદતમંદ પણ થયા, પરંતુ છેવટમાં જે મોલ્વી સાહેબે ચંદાની વાત કરી તો સઘળી અકીદત જતી રહી, પરંતુ હું કહું છું કે, તમારી મિસાલ એવી છે, જેવી રીતે કોઈ માણસ સઘળા તબીબોને છોડી દે, એ કારણે કે, તેણે થોડાક બનાવટી તબીબોને ધોકો દેતાં જોયા હતા. તો શું આપ તે માણસની માન્યતાને ઠીક કહેશો ? તથા આપે થોડાક અનાડી તબીબોના કારણે સારા તથા નિષ્ણાત તબીબોને પણ છોડી દીધા છે ? હરગિઝ નહિ. તો પછી થોડાક આલિમોના અનુભવના લઈ, સઘળા જ સારા તથા નિપૂણ આલિમોને શા માટે છોડો છો ?



## આલિમોથી નરી અકીદત ફાયદામંદ નથી, તેમનાથી દીનનો ફાયદો ઉઠાવવો જોઈએ

પરંતુ આલિમોને ન છોડવાથી મારો હેતુ આ નથી કે તમે તેમના ફકત અકીદતમંદ રહો અને તેમના હાથ ચૂમો. હાથ તો અમે પોતે તમારા ચૂમીશું. મતલબ આ છે કે, આલિમોથી દીનનો નફો હાસિલ કરો. હાલમાં જે અમુક આલિમો સાથે તમારી ખુશ્ક અકીદત છે તેની એવી મિસાલ છે કે, જેવી રીતે મશહૂર છે કે બે કંજૂસ હતા. એકે બીજાને પૂછયું કે, તમે ખાણું શી રીતે ખાવ છો ? તેણે કહયું કે, ભાઈ ! હર માસ એક પૈસાનું ઘી લાવીએ છીએ અને સામે રાખીને તેને એમ કહીને કે જો હું તને ખાઈ જઈશ, પૂરો માસ આમ જ પૂરો કરીએ છીએ, પછી છેવટમાં તેને ખાય લઈએ છીએ. તે બોલ્યો, તમે તો ભારે ઉડાઉ છો. અમે તો રોટી પકાવીને જે ગલીમાં ગોશ્ત ભુનવાની સુગંધ આવતી હોય ત્યાં ઊભા રહી ખુશ્બુ સૂંઘતા સુંઘતા રોટી ખાય લઈએ છીએ. આ બન્નેવ પણ ઘીના મુઅતકિદ હતા અને બન્નેવને ઘી થી એક પ્રકારનો સંબંધ પણ હતો, પરંતુ તેમને એ ઘીથી શું ફાયદો થયો ? એવો જ આપને નર્યો એ'તિકાદ અને ખાલી અદબ, તા'ઝીમ કરવાથી શું લાભ થશે ?

## વર્તાવથી જણાય છે કે, લોકો આલિમોને નકામા સમજે છે

સાર એ કે આ નિશાનીઓ છે, જેનાથી જણાય છે કે એવા લોકો આલિમોને નકામી ચીઝ સમજે છે. જેમ કે મારાથી એક ભાઈ પૂછવા લાગ્યા કે, આપે પોતાના ભત્રીજા માટે શું કામ પસંદ કર્યું ? મેં કહયું : અરબી પઢે છે, જેથી દીનની ખિદમત કરી શકે. કહેવા લાગ્યા : દેવબંદના મદ્રસામાં હંમેશા સો, દોઢ સો આદમી ફારિગ થઈને નીકળે છે, તે દીનની સેવાના માટે કાફી છે. આપે તેમના માટે અંગ્રેજી કેમ પસંદ ન કરી કે દુનિયાની પ્રગતિ કરત અને ખૂબ પૈસા કમાત ?

મેં કહયું કે, જનાબ ! દીનની ખિદમત જો ખસારાની વાત છે તો શું કારણ



કે દેવબંદ મદ્રસાના તલબા માટે જ એ નબળી હાલત પસંદ કરવામાં આવી ? ચાલો, અને સૌને સલાહ આપો કે, સૌ અરબી છોડી, અંગ્રેજીમાં લાગી જાઓ ! છેવટે તેઓ પણ મુસલમાનોનાં જ બાળકો છે. ને જો દીનની ખિદમત કોઈ ફાયદાની વસ્તુ છે તો શું કારણ છે કે મારા ભત્રીજા માટે પસંદ ન કરવામાં આવે ? આ જવાબથી તેઓ સંપૂર્ણ ખામોશ થઈ ગયા.

હું દુન્યવી તા'લીમથી રોકતો નથી, પરંતુ એ તો જુઓ કે, તમે પોતાની અવલાદના દીનની શું ફિકર કરી છે ? શું આપને ભરોસો છે કે, આપની અવલાદ આખિરતમાં ન જશે અને જો જશે તો તેમનો શું હશ્ર થશે ? એ જ રીતે વિચારો કે, શું દીનની ખિદમત કરવાવાળાઓની જરૂરિયાત નથી ? અને જો છે તો શું સર્વ મુસલમાનો પર તેનો બંદોબસ્ત જરૂરી નથી ? તો બતાવો કે આપે તેની શું ફિકર કરી ? આ પ્રસંગે શકય છે કે અમુક લોકો ખુશ થાય કે અમે આક્ષેપથી બાકાત છીએ, કારણ કે અમે એક બાળકને અરબી મદ્રસામાં દાખલ કર્યો છે, પરંતુ એ કોઈ ખુશીની વાત નથી, કારણ કે આપે જે કાયદા અને તરીકા પર તે બાળકને અરબી માટે પસંદ કર્યો છે એ તરીકા પર તે બાળક ખુદ તે કામનું નથી, જે અરબી પઢાવવાનો હેતુ છે, કારણ કે આજકાલ તરીકો આ છે કે જે સૌથી વધુ કમસમજ અને થૌર મગજનો હોય છે તેને અરબી (દીની) તા'લીમના માટે પસંદ કરવામાં આવે છે.

## દુનિયા કમાવા માટે મોટા ઊંચા દિમાગની જરૂરત નથી અને દીની ઈલ્મની પ્રાપ્તિ માટે આલી દિમાગની જરૂરત છે

હાલાં કે દુનિયા કમાવા માટે મોટા આલી દિમાગ તથા સમજદાર હોવાની જરૂરત નથી, એ તો ઘંટી દળવું છે. જેને પણ થોડી સમજ હશે તે પણ સારી રીતે કમાય શકે છે. દિમાગની વધારે જરૂરત તે કામના માટે છે, જેને શીખવવા માટે મોટા મોટા નબીઓ આવ્યા. અલ્લાહુ અકબર ! કેટલી હાલત બદલાઈ ગઈ છે. આપ જાણો છો ? નબીઓની શાન અને તેઓ શું વસ્તુ છે ? સાહિબો,

દુનિયાની અક્કલ પણ તેમના બરાબર કોઈમાં નથી હોતી. એ માનવંતોને દરેક પ્રકારની બુઝુર્ગી તથા ઈઝઝત–કીર્તિ દેવામાં આવે છે.

હવે બતાવો, અવલાદમાં કોને (આલિમ–મોલ્વી બનાવવા માટે) પસંદ કરવી જોઈએ ? અને દીની ઈલ્મના માટે કામના તથા હોશિયાર બાળકો પસંદ ન કરવાનું કારણ આ છે કે, લોકો સમજે છે કે અરબી પઢીને દીકરો ખાવા કમાવાને લાયક ન રહેશે, કોઈ મસ્જિદનો મુલ્લા બની જશે !

## જવાબ આ શંકાનો કે આલિમ બનીને કમાવાથી રહી જશે

તો અવ્વલ તો અમે એને જ નથી માનતા, કારણ કે ખાવું, કમાવું, એ એક મા'મૂલી–સામાન્ય જરૂરત છે. દરેક જ ખપ પૂરતું કમાય લે છે અને જો ઘણું કમાયો તો પણ તેના ખાસ (અંગત) ઉપયોગમાં તો થોડુંક જ આવશે, બલકે જે ખાવા–કમાવાનો મૂળ હેતુ છે કે જાન (શરીરને) લાગે, તેમાં બહુધા ગરીબ લોકો અમીરોથી વધેલા છે.

## એક અમીર તથા ગરીબની હિકાયત-બનાવ

હું (આપને) એક અમીર તથા ગરીબનો બનાવ સંભળાવું. તેઓ આપસમાં દોસ્ત હતા, પરંતુ ગરીબ તો ખૂબ મોટો તાઝો અને અમીર સાહેબ ખૂબ દુબળા–પાતળા. એક વાર તેણે પોતાના ગરીબ મિત્રને પૂછયું કે, યાર ! તું શું ખાય છે કે આટલો મોટો તાઝો છે ? ગરીબ મિત્રે કહયું કે, હું ખાણું તારાથી વધુ સ્વાદિષ્ટ અને ઉમદા ખાઉં છું. અમીરે કહયું કે, તે ખાણું મને પણ ખવડાવ !

ગરીબે તેની દા'વત કરી. સમય થતાં અમીર તેના ઘરે પહોંચ્યો. હવે આપસમાં આમ–તેમની વાતો થવા લાગી, પરંતુ ખાવા– પીવાનું નામ જ નહિ. જ્યારે ખૂબ વાર લાગી અને ભૂખ પણ કકડીને લાગી તો બેતકલ્લુફીના લઈ ખાણું લાવવાનો તકાદો કર્યો. ગરીબે વાયદો કર્યો કે, હમણા આવશે. છતાં પણ જ્યારે વધારે વાર લાગી અને ભૂખ સતાવવા લાગી તો જોરથી

ખાવું લાવવાનો તકાદો કર્યો. ગરીબ હજુ પણ ટાળતો અને વાયદા કરતો રહયો. છેવટે અમીર ભૂખથી ખૂબ વ્યાકુળ–બેચેન બની તકાદો કરવા લાગ્યો, ત્યારે ગરીબે કહયું કે, ભાઈ ! દા'વતનું ખાણું તો હજુ થાય છે (ન રહેવાય તો) વાસી ખાણું લઈ આવું.

અમીરે કહયું કે જે પણ તૈયાર હોય તે અલ્લાહ વાસ્તે જલદી લાવ. ખૈર, તે વાસી વધેલું, રોટી સાલન–શાક લઈ આવ્યો. મિત્રનો તો ભૂખનો માર્યો બુરો હાલ હતો, તે તેના પર તૂટી જ પડયો, ખૂબ મજા લઈ વાસી ખાણું ખાધું. ગરીબ રોકતો પણ રહયો કે દોસ્ત , બહુ ન ખા, દા'વતનું મઝેદાર ખાવું તૈયાર થઈ રહયું છે. અમીરે કહયું કે યાર ! મને તો આ જ ખૂબ મજેદાર લાગી રહયું છે. ગરીબે કહયું કે ભાઈ ! હું જે મઝેદાર ખાણું દરરોજ ખાઉં છું, તે આ જ છે. મતલબ કે હું જ્યારે ખૂબ ભૂખ લાગે છે ત્યારે જ ખાવા બેસું છું, એટલા માટે જે પણ ખાઉં છું તે બદનને લાગે છે. જ્યારે તું ખાલી નિયમ પૂરો કરે છે. નોકરે આવીને કહયું કે સાહિબ ! ખાવું હાજર છે. તું સાંભળીને વિના ભૂખે ખાવા બેસી જાય છે. (ભૂખ વિના તે બદનને શું લાગવાનું.)

સાર એ કે જો કોઈ હજારો રૂપિયા પણ કમાશે તો ખાવું, પીવું તો તેનું પણ મર્યાદિત જ રહેશે, જે કમાવાની મૂળ ગરજ છે. અલબત્ત, કમાવું માપ બહારનું હશે, પરંતુ જ્યારે કમાવાની મૂળ ગરજ મર્યાદા બહાર નથી તો કમાઈ અમાપ હોવાથી શું લાભદાયક થઈ. જ્યારે અસલ ગરજ કમ છે તો વધારે સામાનથી શું લાભ ?

તો અવ્વલ તો આ વાત બેહૂદા છે કે, મોલ્વી બનીને ખાવા– કમાવાથી રહી જશે, કારણ કે જરૂરત પૂરતું તો સૌ જ કમાય–ખાય લે છે અને જો માની લઈએ તો એને પણ સાબિત કરો કે તે કમાવું, જે આપ લોકોના ખ્યાલમાં છે એટલે કે નોકરી, વેપાર વગેરે, શું તે જરૂરી પણ છે ? એનું જરૂરી ન હોવાનો અંદાજ આપને એ રીતે થઈ જશે કે કોઈ દીનનું કામ કરનાર, ભૂખ્યો ઉઘાડો નથી, હોય તો આપ દેખાડો ? ભલે તે પઢાવતો હોય અથવા વઅઝ કરતો હોય (કે કિતાબો લખતો હોય) અથવા તેમાંથી કોઈ ઝલીલખ્વાર દેખાડી આપો.

## તે કઈ વસ્તુ છે, જે દીનનું કામ કરનારાઓમાં નથી

જ્યારે તેઓ (દીનના ખાદિમો) ભૂખ્યા, નાગા પણ નથી, ઝલીલ–ખ્વાર–બેઈઝઝત પણ નથી તો તે કઈ વસ્તુ છે જેની કમી તે લોકોમાં છે ? જો તે કોઈ વસ્તુ છે તો તે તમારી નરી હવસો છે, જે બેકાર તથા બેફાયદા છે. જરા, પોતે જ ઘરમાં જઈને સામાન તપાસો તો અડધાથી વધુ તે સામાન નીકળશે, જેને વાપરવાની કદી વારી જ નથી આવતી અને ચોથાઈથી વધુ તે નીકળશે કે આજ સુધી તમને એ પણ જાણ નથી કે તે ઘરમાં મવજૂદ છે. તો એવો સામાન ભેગો કરવાની જરૂરત શી છે ? તે આપ જ બતાવો.

## દુનિયાની તરક્કી મકસૂદ-ઇચ્છનીય નથી, તેનો વિરોધ મકસૂદ છે

અને જો આપનો મતલબ બેકાર હોવાથી આ છે કે, તે છોકરો આલિમ થઈને દુનિયાની પ્રગતિ નથી કરી શકતો તો ભાઈ ! એવું બેકાર હોવું તો ખાસ ધ્યેય છે. એને આપ પોતાની જ મિસાલથી સમજો કે આપનો એક નોકર છે, તેને તમે દસ રૂપિયા માસિક આપો છો અને તમને તેના પર દરેક રીતે વિશ્વાસ છે. ઈત્તિફાકથી કોઈ બહારનો માણસ તેને મળ્યો અને પૂછયું કે, તને શું પગાર મળે છે ? તેણે કહયું, દસ રૂપિયા. તે સાંભળીને મુસાફરે કહયું કે, મારી સાથે ચાલ, હું વીસ રૂપિયા પગાર આપીશ અને કામ અડધું લઈશ.

હવે દિલને ટટોલીને બતાવો, તે નોકર માટે ખૂબી અને ગર્વની વાત કઈ છે ? એ કે લાભ જોઈને લપસી પડે અથવા કહે કે તમે મને ભગાડવા આવ્યા છો. બેશક, તમે બીજી વાતને તેને માટે ખૂબી સમજીને પસંદ કરશો. હવે ઈન્સાફથી બતાવો કે જો કોઈ અલ્લાહ તઆલાનો નોકર છે અને પાંચ રૂપિયામાં ગુઝારો કરે છે અને બે હજાર રૂપિયા પર એ રીતે લાત મારે છે કે કમાવાની શકિત છે છતાં તેનાથી કામ ન લે તો તેને કમહિંમત, બેકાર,

પ્રગતિથી અભાગિયો કેમ કહેવામાં આવે છે ?

ભાઈઓ ! તેની કદર તો ઓર વધારે થવી જોઈએ, ન એ કે તેને મૂરખ અને ખુશ્ક–શુષ્ક દિમાગનો કહેવામાં આવે. સાહિબો, જેનું નામ આપે પ્રગતિ રાખ્યું છે, તેનો નિચોડ કસમ ખુદાએ પાકની, ખુદગરજી વિના કાંઈ જ નથી. ભલે, તેની પાછળ બુદ્ધિના વિરુદ્ધ કરવું પડે અને ભલે, દીન (પણ) છોડવો પડે, પરંતુ પોતાના લાભને હાથથી જવા ન દે.

## જેને જે વસ્તુનો શોખ નથી હોતો, તેમાં તે પ્રગતિ નથી કરતો

સાહિબો, જે કામથી દિલચસ્પી નથી હોતી, (માણસ) તેમાં પ્રગતિ નથી કરી શકતો. તો દીનની ખિદમત કરવાવાળા જેમને દુનિયાનો શોખ નથી, કઈ રીતે દુનિયાની પ્રગતિ કરી શકે છે ? હા, જે કામથી તેમને દિલચસ્પી છે અને હોવી જોઈએ, તેમાં (તેઓ) પ્રગતિ કરે છે.

## દીનદાર તથા દુનિયાદાર બન્નેવ, ચુસ્ત પણ છે અને સુસ્ત પણ

મતલબ કે દીનનું કામ કરનારા સુસ્ત પણ છે અને ચુસ્ત પણ, જે રીતે દુનિયાદાર પણ સુસ્ત છે અને ચુસ્ત પણ. (માનવી) જે કામથી દિલચસ્પી હોય છે તેમાં ચુસ્તી કરે છે અને જેમાં તેને દિલચસ્તી નથી હોતી, તેમાં આળસ કરે છે. મોટા ભાગે નોકરની મિસાલથી (જે ઉપર વર્ણવી છે) આપને તસલ્લી થઈ ગઈ હશે (વાત પણ સમજમાં આવી ગઈ હશે) તથા આપે ફેંસલો પણ કરી લીધો હશે.

## કિયામતમાં ફેંસલો સમજમાં આવશે

જો ન કર્યો હોય તો સમજી લો, અલ્લાહ તઆલા કુરઆને પાકમાં ફરમાવે છે : **"ઈન તસ્ખરુ મિન્ના ફઈન્ના નસ્ખરુ મિન્કુમ કમા તસ્ખરૂન"**

(છેવટ સુધી) તરજુમો : "જો તમે અમારી મશ્કરી કરો છો તો અમે પણ તમારાથી ઠઠ્ઠો કરીએ છીએ, જે રીતે તમે ઠઠ્ઠો કરો છો, તો નજીકમાં જ જાણી લેશો કે રુસ્વા કરનાર અઝાબ કોના પર આવે છે અને હંમેશાનો અઝાબ કોના પર ઊતરે છે ?"

સાહિબો, અમારી અને તમારી મિસાલ એવી છે કે, એક માણસ ગધેડા પર સવાર છે અને બીજો માણસ તેને કહે છે કે, તું ગધેડા પર સવાર છે, પરંતુ ધૂળના કારણે તેની ખબર નથી પડતી અને સવાર કહે છે કે, હું તો ઘોડા પર સવાર છું. પહેલો કહે છે કે, સારું, જરા ધૂળ બેસી જાય, પછી તને ખબર પડશે કે તારી જાંઘની નીચે ગધેડો છે અથવા ઘોડો. એ જ રીતે અમે કહીએ છીએ કે જો આપ એના પર રાજી નથી તો, જરા સબ્ર કરો.

**"સયઅ્લમૂન ગદમ્ મનિલ કઝઝાબુલ અશિર."** તરજુમો : કાલે કિયામતના દિવસે માલૂમ થઈ જશે કે કોણ, જૂઠો ઈતરાનારો હતો. સાહિબો, જ્યારે તમારા નોકરના માટે તો પ્રગતિ ન ચાહવી, ખૂબી તથા વફાદારી છે, તો પછી ખુદા તઆલાના નોકરના માટે એ ખૂબી અને વફાદારી નથી ? તો સાહિબ, આ છે તે નકામા હોવું, જેની હકીકત, વાંધો—એ'તિરાઝ કરીને આપે પોતે ખોલાવી.

## દુનિયાથી નકામા હોવું, આલિમો માટે ગર્વ છે અને એ જ તેમનો જવહર-અસલી ગુણ છે

હું ફરી કહું છું કે, તેઓ તેમને બેકાર કહેવાથી ખોટું નથી લગાડતા, બલકે પોતે એ પર ગર્વ કરે છે અને ખુશ થઈને કહે છે :

શે'ર :

**આશિકે બદનામકો પરવાએ નંગો નામ કયા ?**
**ઔર જો ખુદ નાકામ હો, ઉસકો કિસીસે કામ કયા ?**

સાહિબો, અમારા બુઝુર્ગો તે જ (કહેવાતા) બેકાર હતા કે આજે તેમની જૂતીઓ મળી જાય છે, તો માથા પર મૂકવામાં આવે છે. તો આ બુનિયાદ

હતી ઈલ્મે દીનથી બેરગબતી–અરસિકતાની કે લોકો આલિમોને નકામા સમજે છે અને તેથી તેનાથી દિલચસ્પી નથી અને તેની નિશાની આ છે કે, ઈલ્મે દીનને પોતાના અને પોતાની અવલાદના માટે અપનાવતા તથા પસંદ નથી કરતા.

## આલમગીરની ઈલ્મ તથા આલિમોથી દિલચસ્પીનો કિસ્સો

મને આલમગીર (રહ.)ની એક હિકાયત યાદ આવી. કિતાબોમાં જોયેલી નથી, મોઢે સાંભળી છે કે, એક દિવસ તેમણે જામિઅ મસ્જિદમાં તલબા–વિદ્યાર્થીઓને જોયા કે સખત પરેશાન ફરે છે, તેમના ખાવા–પીવાની કોઈ વ્યવસ્થા નથી. સમજી ગયા કે, એનું કારણ અમીરોની બેફિકી તથા લાપરવાઈ છે. ચાહયું કે, એની કાંઈક ઈસ્લાહ–સુધારણા થાય.

બસ વુઝૂ કરતા કરતા વડા પ્રધાનને એક મસ્અલો પૂછયો કે જો નમાઝમાં ફલાણી શંકા ઉપસ્થિત થાય તો શું કરવામાં આવે ? વઝીર તેનો જવાબ ન આપી શકયા. આલમગીરે જરા તેઝ નિગાહથી વઝીર સામે જોયું અને કહયું કે, તમને (એટલી) તવફીક નથી થતી કે નમાઝ, રોઝા, વગેરેના જરૂરી મસ્અલા યાદ કરી લો.

આ સાંભળીને વઝીર વગેરે કાંપી ઊઠયા અને તરત જ મોલ્વીઓ તલબાની ઢૂંઢ શરૂ થઈ ગઈ. હવે રોજ તેમનાથી પઢવા લાગ્યા અને આ રીતે તે બધા સંતોષી હાલતમાં થઈ ગયા, પછી તો આ હાલત થઈ ગઈ કે તાલિબે ઈલ્મ ઢૂંઢતા ન મળતા. હઝરત મવ. શૈખ મુહમ્મદ સા. (રહ.) ફરમાવતા હતા કે આલમગીરને બાર હજાર હદીસો યાદ હતી.

## અમીરોને આલિમોથી દિલચસ્પી થવાનો ફાયદો

જુઓ, જયારે અમીરોને આ જમાઅતથી દિલચસ્પી થઈ, ભલે પોતાની જરૂરતથી થઈ તો એની અસર એ બહાર આવી કે આલિમોથી લાભ ઉઠાવવા લાગ્યા. જો આપને પણ શોખ હોત તો કમથી કમ અઠવાડિયામાં એક જ

વાર કોઈ આલિમથી મસાઈલ પૂછી લેયા કરત અથવા તેમને પોતાની પાસે બોલાવત, કારણ કે આજકાલ તે રઈસ–મોટા લોકો કયાં છે, જેઓ પોતે આલિમો પાસે પૂછવા હાજર થાય ?

## હારૂન રશીદની દરખાસ્ત કે ઈમામ માલિક રાજકુંવરોને પઢાવે

આગલા સમયમાં આ હાલત હતી કે ખલીફા હારૂન રશીદે ઈમામ માલિક (રહ.)ને અરજ કરી કે, શાહઝાદાઓને હદીસ શરીફ પઢાવી જયા કરો ! ઈમામ સાહેબે ફરમાવ્યું કે, આપના જ ખાનદાનથી ઈલ્મે દીનને ગૌરવ પ્રાપ્ત થયું છે અને આપ જ (તેની) બેઈઝઝતી કરો છો. હારૂન રશીદે કહયું કે, સારુ, શાહઝાદા, આપના ઘરે હાજર થઈ જશે, પરંતુ તે સમયે આમ જનતાને અલગ કરી દેવામાં આવે.

## અમુક રઈસ (નમાઝની) જમાઅતમાં શરીક નથી થતા, આ બહાનાથી કે અમારો રોબ જતો રહેશે (તથા) તેનો જવાબ

જેવી રીતે આજે પણ અમુક રઈસ મસ્જિદોમાં જમાઅતથી નમાઝ એટલા માટે નથી પઢતા કે લોકો સાથે મળીને ઊભા રહેવાથી અમારો દબદબો જતો રહેશે. સાહિબો, જરા સાંભળો અને હોશમાં આવો ! આ તો હકીકતમાં શરીઅતના હુકમ સામે વાંધો છે કે, આવો હાનિકારક નિયમ બનાવ્યો. બીજું, આ બિલકુલ ખોટી વાત છે કે લોકો સાથે હળીમળીને રહેવાથી રોબ જતો રહેશે. રોબ તો ત્યારે પણ રહેશે, પરંતુ મુહબ્બત તથા ઉલફતની સાથે હશે. અત્યારે વહશત તથા પરાયાપણાની સાથે છે. ખુદા તઆલાના નિયમ બેહૂદા નથી કે તેમનાથી કોઈ પ્રકારનું નુકસાન થાય.

## આં હઝરત (સલ.)ના ખલીફાઓનો રોબ

જુઓ, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના

ખલીફાઓ–ઉત્તરાધિકારીઓનો જેઓ આપ (સલ.)ના તરીકા પર હતા–કેટલો રોબ પબ્લિક પર હતો, પરંતુ તેની સાથે જુઓ કે, તેમની ખાકસારીનો શો હાલ હતો ? ત્યાં સુધી કે, એક વાર હઝરત ઉમર (રદિ.)એ મિમ્બર પર ઊભા થઈને ફરમાવ્યું : "સાંભળો અને તાબેદારી કરો." હાજરજનોમાંથી એક માણસે કહયું કે, "ન સાંભળીશું કે ન માનીશું."

હઝરત ઉમર (રદિ.)એ કારણ પૂછયું તો તેણે કહયું કે, ગનીમતની ચાદરો જે આજે વહેંચાઈ છે બધાને તો એક એક ચાદર મળી છે અને આપના શરીર પર બે ચાદરો છે. લાગે છે કે, આપે વહેંચણીમાં ન્યાય નથી કર્યો. આપ (રદિ.)એ જવાબ દીધો કે, ભાઈ ! તેં વાંધો લેવામાં ઉતાવળ કરી. વાત આમ છે કે, મારી પાસે કુરતો ન હતો તો મેં મારા હિસ્સાની ચાદરની લૂંગી બનાવી અને પોતાના દીકરા અબ્દુલ્લાહ (રદિ.)થી તેમની ચાદર માંગીને તેનો કુરતો બનાવ્યો.

આ બનાવથી આપને જણાય ગયું હશે કે, એ બુઝુર્ગોમાં નાના–મોટા સૌ સરખા ભાગના હકદાર સમજવામાં આવતા હતા. આજે મોટાઓનો ડબલ હક હોવો જાણે અનિવાર્ય વાત છે. અલબત્ત, જો માલિક પોતે જ ડબલ હિસ્સો આપે તો કંઈ વાંધો નથી. સારાંશ કે નમ્રતા તથા નરમીનો આ હાલ હતો અને આટલી નરમી છતાં રોબની આ હાલત હતી.

## હઝરત ઉમર (રદિ.)ના દબદબા તથા રોબનો કિસ્સો

એક વાર આપ (રદિ.) ઘણા બધા સહાબએ કિરામ (રદિ.) સાથે જઈ રહયા હતા. અકસ્માતે–ઈત્તિફાકથી પીઠની તરફ આપે જે દષ્ટિ કરી તો જેના જેના ઉપર નજર પડી તે સૌ ઘૂંટણભેર ગબડી પડયા. સત્ય છે "જે અલ્લાહથી ડરે છે તેનાથી સૌ ડરે છે." અને જો કોઈના રોબ તથા દબદબામાં કમી, અલ્પતા, ઓછપ છે તો તે તકવા, પરહેઝગારી અને દીનદારીની કમીના કારણે છે. નહિ તો જરૂર દબદબો હોય છે. હા, વહશત તથા નફરત–ઘૃણા નથી હોતી.

## અલગ-થલગ રહેવાથી જે રોબદાબ હોય છે તેની મિસાલ

અને લોકો સાથે ન ભળવાથી જે રોબ હોય છે તે એવો છે કે જેવો લોકો વાઘથી ડરે છે કે, જો આજ સ્થળે વાઘ આવી જાય તો હમણા સૌ ઊભા થઈ જાય. તો જેવો આજકાલના રઈસોનો ખ્યાલ છે તેવો જ હારૂન રશીદને એ ખ્યાલ આવ્યો કે, જો શાહઝાદા બધાથી અલગ પઢશે તો તેમનો દાબ બાકી રહેશે.

એટલા માટે ઈમામ માલિક (રહ.)ને અરજ કરી કે, શાહઝાદાઓ સાથે કોઈને ન બેસાડો ! ઈમામ સાહેબે ફરમાવ્યું કે, એ પણ નથી થઈ શકતું. છેવટે શાહઝાદા જ હાજર થયા અને સૌની સાથે બેસીને તા'લીમ લેતા તથા હદીસ સાંભળતા. તે સમયના બાદશાહ પણ એવા હતા કે, એક આલિમે તેમને ટકાનો જવાબ આપી દીધો અને બાદશાહે કબૂલ કરી લીધો, પરંતુ આજે તે હાલત–પરિસ્થિતિ નથી.

## આજકાલ આલિમોએ અમીરોની સાથે કેવો વર્તાવ કરવો જોઈએ

અત્યારે પણ આલિમોને જોઈએ કે,.અમીરો સામે પોતાને ઝલીલ તથા રુસ્વા ન કરે, પરંતુ બિલકુલ જુદા પણ ન રહે, કારણ કે દુનિયાદાર ત્યારે પણ પૂરેપૂરા મહરૂમ–વંચિત રહેશે, માટે જો કોઈ માણસ દીનનો ફાયદો પ્રાપ્ત કરવા માટે આલિમોને માન સહિત બોલાવે તો ચાલ્યા જવું યોગ્ય છે.

અને મારો એ હેતુ નથી કે આલિમોને બોલાવીને આપ તેમનાથી અરબી પઢો. તેમાં તો આપને ફરી બહાના સૂઝશે તો મારો એ મતલબ નથી, કારણ કે અલ્લાહ તઆલાના ફઝલો–કરમથી ઉર્દૂમાં પણ એવો કાફી ઝખીરહ દીની સાહિત્યનો જમા થઈ ગયો છે કે, આપને અરબીની જરૂર જ ન પડશે.

## દીની કિતાબો એ છે જે (માન્ય) બાઅમલ આલિમોએ લખી છે

પરંતુ એ ખૂબ યાદ રાખવું જોઈએ કે, દીની કિતાબોથી મુરાદ શરીઅતના પાબંદ આલિમોની કિતાબો છે. ગમે તેની લખેલી વાહિયાત–બેહૂદી કિતાબો મુરાદ નથી. ભલે, તે ઉર્ફે મોલ્વી હોય, મારાથી એક નાયબ મામલતદારે કહયું કે, હું મઝહબી કિતાબો જોયા કરું છું. પૂછતા જણાયું કે, તેઓ બેદીન, નેચરી લોકોની કિતાબો જુએ છે. મેં કહયું કે, સાહિબ, જો તમે અંગ્રેજી કાનૂન યાદ ન કરો અને અખબાર–પેપર જ વાંચ્યા કરો તો શું આપ અંગ્રેજની અમલદારીમાં રહીને કામ ચલાવી શકો છો? કદી નહિ, કારણ કે જે કિતાબો સરકારે ઠરાવી છે તમે તેનો અભ્યાસ નથી કર્યો, બલકે પોતાના તરફથી નવી કિતાબો ઠરાવી તો એ જ મુજબ મઝહબમાં પણ તે જ કિતાબો જુઓ, જે મઝહબે ઠરાવી છે.

## તાલીમથી વધારે જરૂરત ઉમદા સહવાસની છે અને તેનો મહિમા

તાલીમની સાથે તેનાથી પણ વધારે જરૂરી એ છે કે, બચપણથી જ પોતાની અવલાદને કોઈ બુઝુર્ગની સુહબતમાં વખતો વખત રાખો અને પોતે પણ રહો, તેમની સુહબત–સહવાસમાં અલ્લાહ તઆલાએ દુરુસ્તી તથા ઈસ્લાહની અસર રાખી છે, પરંતુ સુહબતનો આપણા લોકોમાં બિલકુલ પ્રબંધ નથી. મેં એક મોકા પર તેનું એક આગવા તથા સંપૂર્ણ બયાનમાં વર્ણન કર્યું છે અને હવે ફરી કહું છું કે જ્યાં બીજી બધી જ જરૂરિયાતનો પોતાની અવલાદના માટે બંદોબસ્ત કરવામાં આવે છે, થોડા દિવસ માટે એનો પણ બંદોબસ્ત કરવામાં આવે કે, તેને કોઈ બુઝુર્ગના હવાલે કરી દો અને કમથી કમ એક વર્ષ તેમની પાસે જરૂર રાખો.

જો તમે કહો કે એમાં તો તેમની તાલીમનું ઘણું નુકસાન થશે તો હું કહું છું કે, તેનો રસ્તો આમ કરો કે દરેક વેકેશનમાં તેમને થોડાક દિવસ બુઝુર્ગના

સહવાસમાં રાખ્યા કરો. આ રીતે અમુક વખત કરતા (વર્ષની) મુદ્દત પૂરી થઈ જશે. સાર એ કે જે રીતે પણ હોય, ઈલ્મે દીનનો પ્રબંધ કરો. આજકાલ તો દીન અને ઈમાન જ ખતરામાં પડી ગયાં છે. આખિર પોતાના ઈમાનને પણ બચાવવાની જરૂર છે અથવા નહિ ? બસ, એની સલાહ આપું છું અને આ દાવો કરું છું કે દુનિયાને સંભાળવા માટે પણ દીનની જરૂરત છે, એટલા માટે મેં પ્રથમ આ દા'વો કર્યો કે સૌથી વધારે જરૂરી આલિમોની જમાઅત છે.

## પ્રથમ આયતનું વિવરણ અને તેનાથી આલિમોની જરૂરતની સાબિતી-પુરાવો

હવે તે આયતોથી એને પ્રૂફ કરું છું. એ બે આયતોમાં એક ઈર્શાદ આ પણ છે : તરજુમો : "ઈસ્લાહ અને દુરુસ્તી પછી જમીનમાં ફસાદ ન ફેલાવો." હવે આ જુઓ કે, ફસાદ શું છે અને દુરુસ્તી શું છે ? પ્રથમ આયતમાં આ ફરમાવ્યું છે : તરજુમો : "દુઆ કરો પોતાના રબથી આજિઝીની સાથે, છૂપી રીતે. પછી આ ફરમાવ્યું : તરજુમો : "અને દુઆ માંગો તેનાથી ડર અને ઉમ્મીદની સાથે." આ બન્નેવ ઠેકાણે દુઆનો આદેશ આપ્યો છે અને દુઆમાં બે અર્થની શકયતા છે યા તો દુઆના તે જ અર્થ હોય, જે ઉર્ફમાં છે અથવા તેના અર્થ ઈબાદતનાં પણ આવ્યા છે.

તો ખુલાસો એ થશે કે પ્રથમ પણ ઈબાદતનો હુકમ છે અને પછી પણ અને દરમિયાનમાં ફસાદની મનાઈ છે, જેનાથી સાફ જણાય છે કે ઈબાદત ન કરવી ફસાદ છે અને એનાથી એ પણ જણાય ગયું કે, ઈસ્લાહ શું વસ્તુ છે ? તો મતલબ આયતનો એ થયો કે, ઈબાદતની વ્યવસ્થા પછી ઈબાદત ન છોડો. જો દુઆના અર્થ ઈબાદતના ન લેવામાં આવે, બલકે પોતાના ઉર્ફી તથા ઝાહિરી અર્થ પર રહેવા દેવામાં આવે તો જો કે ત્યારે બાહ્ય રીતે એ આયત આ દા'વાને સાબિત કરવામાં લાભકર્તા ન હશે, પરંતુ ગેહરાઈથી જણાશે કે એ સૂરતમાં ઘણી વધારે લાભદાયી છે.

કારણ કે ઈબાદત બે પ્રકારની છે. એક તો તે ઈબાદત, જેનો હેતુ દીન જ છે અને એક તે ઈબાદત, જેનાથી કદી દુનિયા પણ મકસૂદ– ઈચ્છિત હોય છે.

દરેક માણસ જાણે છે કે, પ્રથમ ઈબાદત, પોતાની ઈબાદત હોવામાં વધારે મજબૂત છે. હવે સમજો કે, દુઆ એવી ઈબાદત છે કે, તેનાથી દુનિયાની તલબ પણ થઈ શકે છે. તો એ એ'તિબારથી દુઆ બીજા દરજાની ઈબાદત થશે.

તો જ્યારે એ આયતમાં તેને છોડવાને પણ ફસાદ ફરમાવવામાં આવ્યું છે, તો જે ખાલિસ–પ્યોર ઈબાદત છે, તેને છોડવું કેમ ફસાદ ન થશે. સારાંશ કે કુરઆને પાક એનો દા'વો કરી રહયું છે કે, ઈબાદતને છોડવું, જમીનમાં ફસાદ ફેલાવવાનો સબબ છે અને ઈબાદતનો બંદોબસ્ત જમીનમાં ઈસ્લાહ તથા અમન કાયમ કરવું છે.

રહી આ વાત કે જ્યારે આ હુકમ ઊતર્યો હતો ત્યારે દરેક પ્રકારે ઈસ્લાહ કયાં હતી ? તેના પછી ફસાદ કરવાથી મનાઈ ફરમાવવામાં આવી, કારણ કે કાફિરોની બહુમતિ હતી, જે પ્રત્યેક સમયે ફસાદમાં જ લાગેલા રહેતા હતા. એનો જવાબ આ છે કે, મુરાદ ઈસ્લાહથી તેનો સામાન તથા વ્યવસ્થા છે. એટલે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને દુનિયામાં મોકલવા, તે સામાન હતો જમીનમાં ઈસ્લાહનો, તો અર્થ એ થયો કે અમે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મોકલીને ઈસ્લાહનો સામાન કરી દીધો. હવે જો તમે તેમને છોડશો તો ફસાદ કરશો.

સાર એ કે ઈબાદત એટલે દીન ન હોવું, ફસાદનો સબબ છે. હવે હું તેને દાર્શનિક રીતે સાબિત કરું છું. પ્રથમ એને સમજી લો કે, દીન શું વસ્તુ છે ? જેથી આપ લોકોને ફરી આયતના મતલબમાં હયરત ન થાય.

## દીન હકીકતમાં પાંચ વસ્તુઓના સમૂહનું નામ છે

તો સાંભળો, દીન વાસ્તવમાં અમુક વસ્તુઓના સમૂહનું નામ છે, પરંતુ આપણે અત્યારે દીનનું સત્ત્વ કાઢેલું છે કે, પાંચ વખતની નમાઝ પઢી લીધી અને પૂરું થયું અને અમુકે એ પણ ન રાખ્યું, બલકે ફકત કલિમહ પઢી લેવાને બસ સમજ્યું અને **"મન કાલ લા ઈલા–હ ઈલ્લલ્લાહ દખલલ જન્નહ"**ની હદીસ શરીફનું પોતાની રાયથી વિવરણ કરીને કે ફકત કલિમહ

પઢી લેવું જન્નતમાં જવા માટે કાફી છે. તેને પોતાનો મઝહબ બનાવી લીધો અને એના પર ગજબ આ છે કે, અમુકે કલિમામાંથી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) રસૂલુલ્લાહની પણ જરૂરત ન સમજી. મેં તેમના કલામ–કથનમાં એની વઝાહત–ચોખવટ જોઈ છે કે (ખુદાની પનાહ) રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને માન્યા વિનાં નજાત–મોક્ષ, મુક્તિ થઈ શકે છે.

સાહિબો ! મોલ્વી લોકો એ જ રડે છે કે, તમારા ઘરમાં આગ લાગી છે અને તમને જાણ પણ નથી. (ખૈર) હવે બતાવું છું કે, દીન પાંચ વસ્તુઓના સમૂહનું નામ છે અને તે આ છે કે અકીદા– માન્યતાઓ, ઈબાદતો, મુઆમલાત, મુઆશરત–રહેણી–કરણી, અખ્લાક–આદતો, એટલે અભિમાન ન હોય, દેખાડો ન હોય, નમ્રતા હોય, લિલ્લાહિય્યત હોય, સંતોષ હોય, શુક્ર હોય, સબ્ર–ધીરજ હોય, વગેરે.

## દીનની ચીજોમાં લોકોએ જુદાઈ કરી દીધી છે

પરંતુ હાલમાં કોઈએ કોઈ વસ્તુને અને કોઈએ બીજી વસ્તુને છોડી દીધી છે. કોઈએ ઈબાદતને છોડી, કોઈએ મુઆમલાઓને, કોઈએ મુઆશરતને એ રીતે છોડી કે, પોતાના ઢંગને છોડીને બીજાઓના ઢંગને અપનાવી લીધો છે અને અમુકે બાતિની અખ્લાક–ઉમદા ટેવોને છોડી દીધી છે. આ વિગત–તફસીલ પછી આયતનો ખુલાસો એ થયો કે, દીન એટલે (ઉપરની) પાંચ વસ્તુઓ પર અમલ કરવાથી જમીનમાં ઈસ્લાહ કાયમ થાય છે અને તેમાં ખલલ નાખવાથી જમીનમાં ફસાદ ફેલાય છે.

## દીનની પાંચેય ચીજોને અલગ અલગ અમન કાયમ કરવા તથા ફસાદ-બગાડ મિટાવવામાં દખલ છે

તો હવે દાર્શનિક રીતે જોઈ લો કે અમન કાયમ કરવામાં અલગ અલગ દરેકને શું દખલ છે, તો અમુકની દખલ તો ઉઘાડી છે.

## અખ્લાક તથા મુઆમલાઓની દખલ તો સ્પષ્ટ છે

દા. ત. અખ્લાક–ઉમદા ટેવો કે તેમની અસર સર્વ લોકોના અમન–શાંતિમાં સ્પષ્ટ છે અને જરાક ગેહરાઈથી મુઆમલાની અસર પણ અમને આમ–જાહેર શાંતિમાં સ્પષ્ટ થઈ જાય છે, કારણ કે મુઆમલા વિશે જેટલા આદેશ છે તેમનું હાસિલ–તારણ એ છે કે, કોઈનો હક બરબાદ ન થાય, તો મુઆમલા જો શરીઅતના નિયમ મુજબ કરવામાં આવે તો ખૂબ ઈત્તિફાક–એકતા પેદા થાય.

કારણ કે આપની અક્કલ તો તે મસ્લિહતોની રિઆયત–ખ્યાલ નથી કરી શકતી જે શરીઅતે કરી છે. જેવી રીતે બગીચાનાં ફળ વેચવા, કે તેના સમય અગાઉ ફળ વેચ્યાં તો એ સૂરતને, શરીઅતે હરામ ઠરાવી છે, કારણ કે ફળ આવવા અગાઉ વેચવામાં એવી વસ્તુ વેચવી છે જેનું હાલમાં કોઈ વુજૂદ–અસ્તિત્વ નથી અને તેમાં કોઈકનું પણ નુકસાન જરૂર છે, વેચનારનું અથવા ખરીદનારનું. જ્યારે શરીઅતના કાનૂનથી વેચવામાં કોઈનું નુકસાન નથી અને જ્યારે કોઈનું નુકસાન નથી, તો અમન કાયમ થશે.

હવે આ બન્નેવ વસ્તુઓ (મુઆમલાત તથા અખ્લાક)ની અસર તો દુનિયાની વ્યવસ્થામાં સાફ જણાય આવે છે. બાકી પ્રથમ ત્રણ વસ્તુઓ (અકીદા, ઈબાદાત, મુઆશરત)ની દખલ જાહેર શાંતિમાં, ઓછી સ્પષ્ટ છે. તેને પણ સાબિત કરવી જરૂરી છે કે, આ ત્રણેય વસ્તુઓ પણ સામાન્ય અમનમાં દખલ તથા અસર રાખે છે.

## અકીદાઓ-માન્યતાઓનો સામાન્ય રીતે અમનમાં દખલ છે

પ્રથમ અકીદા, તો એમાં આ ત્રણ અકીદા–અલ્લાહ તઆલાને એક માનવું, રસૂલ (સલ.)ને માનવા, કિયામતને માનવી–આ ત્રણ માન્યતાઓ બધા અકીદાઓની જડ છે. આ ત્રણેયની જાહેર શાંતિમાં મોટી દખલ તથા

અસર છે. આપે અખ્લાક તથા મુઆમલાતની દખલ તો તેમાં માની જ લીધી છે અને તેને માની લેવાથી એ દાવો પણ સાબિત થઈ જશે. પ્રથમ નમૂના માટે એક મિસાલ—ઉદાહરણ પેશ કરું છું. તે એ કે અખ્લાકમાં જૂઠું ન બોલવું, સત્ય બોલવું, હમદર્દી રાખવી, સ્વાર્થ ન રાખવો, સર્વ દાખલ છે અને દુન્યવી વ્યવસ્થાના કાનૂનમાં ઘણી મહાન ચીજો છે, જેમના પર સર્વનો મદાર છે, પરંતુ બનાવોમાં મનન કરવાથી જણાય છે કે, જો ઉપરના અખ્લાક બે વ્યક્તિઓમાં જોવામાં આવે, જેમાં એક તો ખુદા, રસૂલનો માનનાર હોય અને બીજો ઈન્કારી હોય તો, યકીની વાત છે કે બન્નેવમાં ઘણો ફરક હશે.

અલ્લાહ તઆલાને ન માનનારમાં એ ગુણો ત્યાં સુધી જોવા મળશે, જ્યાં સુધી તે ગુણો પર અમલ કરવામાં તેના દુન્યવી લાભને હાનિ ન થાય અથવા તેના વિરુદ્ધ કરવામાં બીજાઓને જાણ થઈ બદનામીનો ડર હોય, ત્યાં સુધી તે એ અખ્લાક પર અમલ કરશે અને જ્યાં તેના દુન્યવી લાભને હાનિ થાય અને તેની બીજાઓને જાણ પણ ન થાય, જેથી બદનામી થાય તો, એ કદી એ ગુણોને છોડવાની પરવા ન કરશે.

આપણે બરાબર જોઈએ છીએ કે જ્યારે અધર્મી રાજાઓમાં આપસમાં કરાર થાય છે, તો તેની પાબંદી ત્યાં સુધી જ થાય છે, જ્યાં સુધી તેમાં લાભ હોય છે અથવા વચનભંગમાં તેમનું નુકસાન થતું હોય. જો બન્નેવ બાબત ન હોય તો, કરાર તોડવામાં તેમને લેશમાત્ર અવઢવ—હિચકિચાટ નથી હોતો.

એજ પ્રમાણે માની લ્યો કે, બે આદમી સફરે જાય. જેમાં એકની પાસે એક લાખ રૂા. (સસ્તા સમયના)ની નોટો હોય અને બીજાને ગરીબીમાં ટંકો જતી હોય અને અકસ્માતે, તે માલદારનું મૃત્યુ થઈ જાય, તો હું નથી સમજતો કે તે ભૂખે મરનાર જો ખુદાનો ઈન્કારી હોય તો, ફકત નૈતિકતાને લઈ તે પ્રામાણિકતા બતાવશે, વિશેષતઃ કોઈને જાણ પણ તેની બેઈમાનીની ન થાય એ સૂરતમાં. અલબત્ત, જે અખ્લાકની સાથે, ખુદા, કિયામતને પણ માનતો હોય, તે બેઈમાનીથી બચી શકે છે, કારણ કે તે જાણે છે કે, જો હું અહીં બચી ગયો તો, કિયામતમાં તો મારે ખયાનતની સજા જરૂર ભોગવવી પડશે.

એ જ રીતે મને એક બીજી વાત યાદ આવી. મારી પાસે ઘણી વાર પોસ્ટના સિક્કા લાગ્યા વિનાની ટિકિટો આવી જાય છે. જો હું તેનો ઉપયોગ કરવા

ચાહું, તો કોઈ પકડ નથી કરી શકતું, કારણ કે ત્યારે મારી પાસે ન પોષ્ટવાળા હોય છે, ન કોઈ બીજું જોનાર, પરંતુ અલ્લાહ તઆલાના જ ડરના કારણે હું પ્રથમ તે ટિકીટોને ફાડીને પછી જ પત્ર વાંચું છું. એ જ પ્રમાણે દરરોજના બનાવોને જોવામાં આવે તો જણાશે કે, બીજાઓના હકોની પૂરી હિફાઝત અને રિઆયત ત્યારે જ થઈ શકે છે, જ્યારે દિલમાં ખુદાપાકનો ડર હોય.

આ નમૂના તરીકે વર્ણન કર્યું, નહિ તો મનન કરવાથી જણાશે કે તમદ્દુન–કલ્ચર (દુનિયાના આરામની વ્યવસ્થા)ના સઘળા નિયમોમાં એની જરૂરત છે કે ખુદા તઆલા, રસૂલ (સલ.) અને કિયામતને માનતો હોય. મેં 'મઆલુત્તહઝીબ' નામી નાની કિતાબમાં તેને વિગતે લખ્યું છે. તે વાંચવા લાયક છે. તેમાં જણાવ્યું છે કે, આ નવી બેહૂદા તહઝીબ–સંસ્કૃતિના દુષ્ટ પરિણામ દુનિયામાં જ જણાનાર છે. સાથે તેની એક એક ખરાબી જણાવીને લખ્યું છે કે, કિયામતમાં નવી સંસ્કૃતિવાળાઓને સખત શિક્ષા થશે. સારાંશ કે, દુનિયાના અમન તથા ઈસ્લાહ માટે પણ અકીદાઓની દુરુસ્તી આવશ્યક ઠરી.

## શરીઅતના આ'માલને અમન કાયમ કરવામાં દખલ

હવે જાહેર શાંતિમાં આ'માલની દખલને સમજીએ, એ પણ ઈન્શા અલ્લાહુ તઆલા અખ્લાક–સંસ્કારની જરૂરત માની લેવાથી સાબિત થઈ જશે. સર્વ જાણે છે કે, અખ્લાકમાં મોટી વસ્તુ તવાઝુઅ–નમ્રતા છે. તેના ન હોવાથી પૂરા જગતમાં ફસાદ ફેલાય છે, કારણ કે ફસાદ–બગાડની બુનિયાદ તથા નાઈત્તિફાકીનું કારણ, અભિમાન તથા મોટાઈ છે, કારણ કે જો એ ન હોય અને તમે મને, અને હું તમને મોટા માનું, તો નાઈત્તિફાકીનું કોઈ કારણ નથી, માટે ઈત્તિહાદ તથા એકતા પેદા કરવા માટે નમ્રતા અને ખાકસારીની જરૂરત છે.

અને એ નમ્રતાની ટેવ નમાઝથી ખૂબ પડે છે. નફસની એ ખાસિયત છે કે, જો એને ઝિલ્લત–તુચ્છતા ન શીખવવામાં આવે તો, એમાં ફિરઓનિય્યત પેદા થઈ જાય છે. હવે નમાઝમાં પ્રથમથી જ અલ્લાહુ અકબર અર્થાત્

અલ્લાહ સૌથી મોટો છે, શીખવવામાં આવે છે. તો જે માનવી પાંચ વખત ઝબાનથી તથા દિલથી અલ્લાહુ અકબર કહેશે તથા ઝાહિરી–બાહ્ય અવયવોથી રુકૂઅ, સિજદા પણ કરશે, જમીન પર નાક, પેશાની રાખશે, તે કેમ કરી પોતાને મોટો માનશે? કોઈ કહે કે, એનાથી તો એ થશે કે, પોતાને ખુદાપાકથી મોટો ન સમજશે, પરંતુ બીજાઓથી મોટા ન સમજવાનું કોઈ કારણ નથી.

તો જવાબ આ છે કે, આ બિન અનુભવીપણાનો એ'તિરાઝ– વાંધો છે. જુઓ, કોઈ મામલતદાર પોતાની સત્તાના મદમાં ઓર્ડર આપી રહયો હોય અને અચાનક મુખ્યમંત્રી ત્યાં આવી જાય, તો એ તહસીલદારના મગજમાંથી તહસીલદારીના વિચાર સંપૂર્ણ નીકળી જશે. જો કોઈ ત્યારે તેને હુઝૂર (સાહેબ) પણ કહી દે, તો તેને એવું લાગશે, જાણે કોઈએ ગોળી મારી દીધી.

હવે સમજો કે, જેના દિલમાં અલ્લાહ તઆલાની મહાનતા તથા મોટાઈ હશે, તે પોતાને કીડીથી પણ કમજોર અને તુચ્છ સમજશે, કારણ કે મોટાઓ સામે નાનાઓ ઉપર પણ સત્તા નથી રહેતી. તો અલ્લાહુ અકબરમાં અલ્લાહ પાકની મહાનતાની તાલીમથી ગર્વની સંપૂર્ણ જડ ઉખડી જાય છે. ત્યાર પછી નાઈત્તિફાકીનું નષ્ટ થઈ જવું, જરૂરી તથા આવશ્યક છે.

## રોઝા, ઝકાત, હજ(ની જાહેર શાંતિમાં દખલ તથા અસર)

એ જ રીતે હેવાની ખ્વાહિશાત–મનેચ્છાઓથી દુનિયામાં સેંકડો ફસાદ–લડાઈ–ઝઘડા થાય છે. હવે રોઝાથી હેવાની શકિત ક્ષીણ–કમજોર થાય છે એ જ પ્રમાણે ઝકાત કે ઝકાત લેનાર ઉપરાંત બીજાઓને પણ ઝકાત કાઢનારથી મુહબ્બત થાય છે. જુઓ, હાતિમ તાઈથી સખાવતના કારણે સૌને મુહબ્બત છે અને એકતાની બુનિયાદ તથા કારણ આ જ મુહબ્બત છે. તો જુઓ, ઝકાતની એકતામાં કેટલી દખલ છે.

એ જ મુજબ હજમાં વિચારો કે તેમાં પૂરી દુનિયાના માનવીઓ, એક જ કામ, એક જ સમય, એક જ સ્થળમાં ભેગાં થાય છે અને ગર્વ, અભિમાનના

સઘળા સામાનથી ખાલી થઈ, એક ભવ્ય તથા મહાન દરબારમાં હાજર થાય છે, જેની ભાઈચારા તથા એકતામાં મોટી દખલ છે. એની જ અસર છે કે, હાજીઓના સમૂહમાં ખરાબ બનાવો ઓછા બને છે અને બીજા ટોળામાં, જેમને હાજીઓના મજમાથી કોઈ નિસ્બત નથી હોતી, ખરાબ બનાવો વધુ બને છે.

## શરીઅતે ઠરાવેલ રહેણી-કરણીની જાહેર શાંતિમાં દખલ છે

હવે રહી મુઆશરત–તર્ઝે જિંદગી, જીવન વ્યવહાર તો મનનથી જણાય છે કે, તેની જેટલી રીતો નાજાઈઝ છે, તે બધી તે જ છે, જેનાથી અહંકાર ટપકે છે. દા. ત. નાજાઈઝ રંગઢંગ અને પોશાકથી શરીઅતે રોકયા છે તો જેટલા ગેર શરઈ પોશાક છે, તે બધામાં તકબ્બુર અને મોટાઈ છે. જે લોકો શરીઅતના વિરુદ્ધ રંગ–ઢંગ રાખે છે, તેઓ વિચારે કે ત્યારે તેમના દિલની શું હાલત હોય છે ? તે હાલતને યાદ રાખે અને ફરી અઠવાડિયું શરીઅત મુજબ રંગ–ઢંગ અને પોશાક અપનાવીને તેની અસર જુએ તો જમીન અને આસમાનનો ફરક લાગશે. શરીઅત મુજબના પોશાકથી નમ્રતા પેદા થશે અને તેનાથી એકતા તથા અમન હાસિલ થશે.

## અકીદા અને ઈબાદતો તથા રહેણી-કરણીની જાહેર શાંતિમાં દખલ હોવાનું એક કારણ, જે ત્રણેયમાં મવજૂદ છે

ઉપરની તકરીર તો સમજમાં આવનારી હતી, હવે બીજી એક તકરીર છે, જે ત્રણેયમાં મવજૂદ છે, તે એ કે પ્રત્યેક વસ્તુમાં એક ખાસિય્યત–વિશેષ ગુણ હોય છે, તેને દરેક માનવી જાણે છે, તો એ જ મુજબ આ'માલમાં પણ એક ખાસિય્યત છે અને અકીદાઓમાં પણ અને તર્ઝે જિંદગી (મુઆશરત)માં પણ તે એ કે તે બધાથી દિલમાં એક નૂર–તેજ પેદા થાય છે અને તે નૂરથી આ હાલત તેની થાય છે, જેને એક હદીસ શરીફમાં બયાન ફરમાવી છે. તે હદીસ શરીફ આ છે કે, "મુસલમાન તે

છે, જેની ઝબાન તથા હાથથી બીજા મુસલમાનને તકલીફ ન થાય."

## દીનની દુરુસ્તીની, દુનિયાની દુરુસ્તીમાં દખલની ત્રીજી તકરીર

હવે હું એક વાત બીજી કહું છું, જે દીનની સઘળી ચીજોને શામિલ છે તે એ કે દીનની એ ગરજ નથી, કે તેનાથી દુનિયાનો લાભ પ્રાપ્ત થાય. ભલે, દીનનાં કામોથી, દુનિયાનો લાભ પણ થઈ જાય, બલકે મૂળ હેતુ દીનથી ખુદા તઆલાની રઝામંદી છે અને જ્યારે તે પાક ઝાત રાજી થશે તો તે પોતે જ તેની દુનિયાની સર્વ જરૂરતો પૂરી ફરમાવશે. અલ્લાહ તઆલાંએ કુરઆન શરીફમાં વાયદો ફરમાવ્યો છે : **"વ મંય્યત્તકિલ્લા–હ યજ્અલ્ લહૂ મખ્ર–જ વ યર્ઝુકહુ મિન હય્સુ લા યહ્તસિબ."** તરજુમો : "જે અલ્લાહ તઆલાથી ડરે છે, તો અલ્લાહ તઆલા તેને બન્નેવ જહાનની આફતોથી બચાવે છે અને એવી જગ્યાએથી તેને રોઝી આપે છે, જ્યાં તેને ગુમાન પણ ન હોય." તો દીનની દુરુસ્તીને, દુનિયાની દુરુસ્તીમાં આ રીતે દખલ થઈ.

## દીનના કામ, દુનિયાની નિય્યતથી કરવા ઘણી બે-તમીઝી તથા કમીનાપણું છે

પરંતુ દીનનાં કામ આ નિય્યતથી પણ ન કરવાં જોઈએ કે અલ્લાહ તઆલા રાજી થશે, તો દુનિયાના કામ બનશે, બલકે ફકત અલ્લાહ તઆલાની રઝામંદી માટે જ કરવા જોઈએ. દુનિયાના ફાયદાની નિય્યત ન હોય, ભલે હાસિલ જરૂર થશે.

જુઓ, વફાદાર નોકર તે જ છે, જે આકાની ખુશી તથા રઝામંદીને પોતાની મસ્લિહત તથા જરૂરત પર સરસાઈ આપે અને કોઈ કામ તેની મરજી વિરુદ્ધ ન કરે, નહિ તો તેને ખુદગરઝ—સ્વાર્થી કહેવામાં આવશે. હા, આકા પોતે જ તેની જરૂરતોને પૂરી કરશે અને જો જોવામાં આવે, તો રાહત પણ તેમાં જ છે કે કોઈનો તાબેદાર બનીને રહે. ભલે, તેના આદેશની મસ્લિહત—ફાયદો

સમજમાં આવે કે ન આવે અને જો પ્રત્યેક કામમાં મસ્લિહતને જ વિચારતો રહેશે, તો કાંઈ પણ નહિ કરી શકે.

## કામના સમયે લાભ પર નજર ન કરવી જોઈએ, નહિ તો તે કામ ખરાબ થઈ જશે

સાર એ કે માનવી જો કામના સમયે ફાયદાઓ પર દૃષ્ટિ રાખે, તો તે કામમાં આડ બની જાય છે. હઝરત ! સડક કૂટનાર મજૂર જો કૂટતી વેળા પૈસાની ફિકરમાં રહે તો જરૂર ચોટ ખાશે. જો ચોટથી બચવું હોય તો તે સમયે મજૂરી પર તદ્દન નજર ન રાખે, કામ પર સંપૂર્ણ લક્ષ રાખે. દુનિયાનાં કામોમાં તો લોકો આ નિયમોને જરૂર સમજે છે, પરંતુ દીનનાં કામોમાં એનાથી કામ નથી લેતા, જ્યારે કે (તેમાં તેની) વધારે જરૂરત છે.

મેં અત્યારે ત્રણ તકરીરો કરી અને દરેક તકરીરથી એ વાત સાબિત થઈ કે, દીન અર્થાત્ ખુદા તઆલાની ઈબાદતને, દુનિયામાં અમન કાયમ રાખવામાં ઘણી મોટી દખલ છે અને ત્રણ તકરીર એટલા માટે કરી કે, લોકોની સમજ તથા પસંદ અલગ અલગ છે, જેને જે પસંદ આવે તેનાથી તસલ્લી–આશ્વાસન મેળવે. એ દીનના કાનૂનોની ખૂબી છે કે, દરેક પોતાની સમજ મુજબ દીનની ખૂબીઓથી જાણકારી મેળવી શકે છે.

## એક હદીસ તથા તેની શર્હ-વિવરણ

અને તેનાથી એ હદીસ શરીફનો ભાવાર્થ પણ સારી રીતે સમજમાં આવી જશે કે, **"લા તકૂમુસ્સાઅતુ હત્તા યુકાલ ફિલ અર્દિ અલ્લાહ અલ્લાહ."** અર્થ : "જ્યાં સુધી કોઈ પણ અલ્લાહ અલ્લાહ કહેવાવાળો મવજૂદ છે (ત્યાં સુધી) કિયામત ન આવશે અને ટૂંકમાં એનું કારણ આ છે કે, દીન તથા ઈસ્લામ, તાબેદારી છે અને કુફ્ર તથા શિર્ક, બગાવત છે.

દુનિયાની સરકારોનો તો કાનૂન છે કે, જો કોઈ શહેરમાં બાગીઓ–નાફરમાનો વધારે હોય તો શહેર પર તે જ વખતે તોપખાનું ગોઠવી દેવામાં આવે છે. અલ્લાહ તઆલા પણ જો એમ જ કરત તો કાફિરોની બહુમતિના

કારણે, બહુધા તોપ ગોઠવાયા કરત, પરંતુ એ અલ્લાહ તઆલાનો કરમ છે કે, તેણે કાનૂન–કાયદો નકકી કર્યો છે કે જ્યાં સુધી એક પણ અલ્લાહ તઆલાનો માનનાર દુનિયામાં મવજૂદ છે, તેના તુફેલમાં આખી દુનિયાની હિફાઝત થશે. હા, જ્યારે બધા જ બાગી થઈ જશે, એક પણ વફાદાર ન રહેશે, તો તે સમયે સૌને ખતમ કરી નાખશે.

અને અત્રેથી એક બીજી વાત પણ સમજમાં આવી ગઈ કે, ઘણા બધા જેમને તમે તુચ્છ તથા આબરૂ વિનાના સમજો છો, જેવી રીતે અલ્લાહ અલ્લાહ કહેનાર ગરીબ, તેઓ હકીકતમાં તમારી બકા–અસ્તિત્વના સબબ છે કે તેમની રિઆયતથી તમે હલાક નથી થતા. અલ્લાહ તઆલાની એ આદતની આપણે પણ પૈરવી કરવી જોઈએ કે એવા લોકોના લઈ ઘણાની રિઆયત કરવી જોઈએ. સારાંશ કે દુનિયાનો બંદોબસ્ત તથા અમન–શાંતિ તાબેદારી (દીનના જ) કારણે છે.

## એ પરિણામ કાઢવું કે સૌથી વધારે આલિમોનું વજૂદ જરૂરી છે

હવે આ પણ સમજો કે તાબેદારી એક અમલ છે અને અકકલથી સાબિત છે કે અમલ–કર્મ, ઈલ્મ–જ્ઞાન વિના અશકય છે તો જાહેર શાંતિ માટે દીની ઈલ્મ જરૂરી ઠર્યો અને તેનો ખજાનો આલિમો પાસે છે. હવે બતાવો કે, એ લોકો અતિ આવશયક છે અથવા સૌથી વધુ નકામા ? સાહિબો, આલિમોની અનિવાર્યતા આ તકરીરથી નિઃશંક સાબિત થઈ ગઈ અને જો કોઈને આ તકરીર પર કોઈ જાતની શંકા હોય તો બિસ્મિલ્લાહ, હું જવાબ આપવા હાજર છું.

મેં શાયરો–કવિઓના તર્ઝ પર કોઈ કાલ્પનિક વાત નથી કહી, ન કોઈની તરફદારી–પક્ષપાત કર્યો, બલકે સ્પષ્ટ કહી દીધું કે, આલિમોમાં થોડાક બદનામ કરવાવાળા પણ છે, જે અમારી વાતચીતમાં સમાવિષ્ટ નથી, પરંતુ તેઓ પણ તવબા કરીને અને પોતાની હાલત સુધારીને એ જમાઅતમાં દાખલ થવા ચાહે તો માથાભેર આવે. સાહિબો, આશા છે કે મુસલમાનો સામે આ

બયાનથી હકીકત–વાસ્તવિકતા ખુલ્લી થઈ ગઈ હશે !

## તલબા-વિદ્યાર્થીઓને પોતાની સુધારણાંની તા'લીમ

હવે હું ઘણા અદબ–વિનય સાથે એક ટૂંકી વાત તલબાને કહું છું કે આપ લોકોની આવશ્યકતા, ઈલ્મ તથા અમલને લઈને છે, નહિ તો તમે કોઈ વસ્તુ નથી અને યાદ રાખો કે, તમારી મિસાલ લતીફ– ઉમદા ખાવાની છે. જો તેની જાળવણી ન થાય તો તેમાં વધારે અને જલદી દુર્ગંધ થઈ જાય છે. પછી તેને ફેંકી દેવું પડે છે.

એ જ રીતે જ્યાં સુધી તમે ઠીક રહેશો કે ઈલ્મ શીખવામાં કોશિશ કરતા રહો અને એથી વધારે અમલની કોશિશ કરતા રહો, ત્યાં સુધી તમારી હસ્તી લાભદાયક રહેશે, નહિ તો તમારા માટે હાનિકર્તા અને બીજાઓના માટે પણ ખરાબીનો સબબ થશે. માટે તમારી પોતાની પણ દુરુસ્તી કરવી જરૂરી છે અને તમારી દુરુસ્તીની બે રીતો છે : એક તો પઢવાના સમયમાં દીનદાર ઉસ્તાદથી પઢો. બેદીનને કદી પણ ઉસ્તાદ ન બનાવો. ઉસ્તાદની ખૂબ અસર પડે છે અને બીજ નાખવાનો એ જ સમય છે.

બીજી રીત કે ઈલ્મથી ફરાગત પછી કોઈ બુઝુર્ગની સેવામાં અમુક સમય રહીને પોતાના અખ્લાક–સંસ્કાર ઠીક કરી લો, ત્યારે તમે દીનની ખિદમત કરી શકશો. પછી લોકો તમારા પગ ધોશે.

## સામાન્યજનોને ગુઝારિશ કે બદઅમલ તથા બેઅમલ આલિમોની પૈરવી ન કરો, અલબત્ત, ખિદમત કરતા રહો !

ફરી આમ લોકોને કહું છું કે કોઈ આલિમ (બા–અમલ) ન હોય તો તેને છોડી દો, તે સરકારી આદમી નથી, પરંતુ યાદ રહે કે, કામનો માણસ પણ એ જ નકામાઓમાં મળશે, તેની તલાશમાં સૌની ખિદમત કરતા રહો, કારણ

એક ફૂલ માટે અનેક કાંટા વેઠવા પડે છે. શેખ સા'દી (રહ.)એ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની હિકાયત લખી છે.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.) મહેમાન વિના ખાણું ન ખાતા. એક વાર એક મજૂસી–અગ્નિપૂજક આપનો મહેમાન બન્યો, જેણે ખાતી વેળા બિસ્મિલ્લાહ ન પઢી. આપે નારાજ થઈ તેને ઉઠાડી દીધો તો તરત વહી–ઈલાહી સંદેશ આવ્યો કે, જો તે આગને પૂજે છે તો પોતાનું અહિત કરે છે, તમે ખાણા પરથી શા માટે ઉઠાડી દીધો ? અમે તો (પોતાની નાફરમાની છતાં) ૯૦ વરસ સુધી તેને રોજી આપી અને તમે એક જ દિવસમાં ગભરાઈ ગયા !

સૌને ખવરાવતા રહો. ભલે મુસલમાન હોય કે કાફિર, અલ્લાહ તઆલાનો ખાસ બંદો પણ તેમાં જ હાથ લાગી જશે. જુઓ, હુમા પક્ષીના શિકાર માટે દાણા નાખવામાં આવે છે, તેના પર ચકલી, કબૂતર, કાગડા સૌ જ ઊતરે છે, શિકારી કોઈને ત્યાંથી નથી ઉડાડતો, કારણ કે તેમની સાથે 'હુમા' પણ ફસાય જાય છે.

## દીની ઈલ્મને જે તલબ કરે, તેને તાલીમ દેવી જોઈએ, છંટણી ઠીક નથી

એ જ રીતે જો આપણે એમ ચાહિએ કે, અરબી ફકત એવા માણસને પઢાવીએ, જે ફારિગ થઈને બુખારી તથા રાઝી થાય તો તેની રીત પણ આ જ છે કે જે આવે તેને પઢાવવાનું શરૂ કરી દો ! તેમનામાં જ કોઈ રાઝી, ગિઝાલી પણ નીકળી આવશે અને સામાન્યજનોને જોઈએ કે, પ્રત્યેક આલિમની ઈઝઝત કર્યા કરે, તેમનામાં જ કોઈ કામિલ–પરિપૂર્ણ પણ મળી જશે. અલબત્ત, પઢાવનારાઓને જોઈએ કે જે તાલિબે ઈલ્મને પૂરો આલિમ બનાવવું હાનિકર્તા હોય, તેને જરૂરત જેટલું જ પઢાવે. અલબત્ત, તમે તેમની સાથે અવલાદ જેવો વર્તાવ કરો. ફરી મુહબ્બત તથા લાગણીથી તેમની કોતાહી, બેતમીઝી પર ચેતવો તો કોઈ વાંધો નથી, બલકે એવું કરવું જરૂરી છે.

બયાનનો સાર એ છે કે, દુનિયાને આલિમોના વુજૂદ–હસ્તીની ખૂબ મોટી

જરૂરત છે, કારણ કે દીનની સખત જરૂરત છે, જે આલિમોથી જ મળી શકે છે. તો મુસલમાનોને જોઈએ કે તેમની સાથે સંબંધ રાખે, પરંતુ તેનો હેતુ આ નથી કે મદ્રસામાં ચંદો આપીને નચિંત થઈ જાવ. મિયાં ! પૈસા તો ખુદા તઆલા આપશે, બલકે મતલબ આ છે કે, તેમનાથી ખુલીને મળો, તેમનાથી મસાઈલ પૂછતા રહો, જેથી તમને દીન તથા દીનદારોથી મુહબ્બત વધે અને એ મુહબ્બતના કારણે તમે તેમની સાથે કિયામતમાં રહો. હદીસ શરીફમાં છે : "આદમી પોતાના મિત્રની સાથે હશે." અને જ્યારે તેમની સાથે મુહબ્બત થઈ ગઈ તો અલ્લાહ તઆલા સાથે પણ (તે ચાહશે તો) મુહબ્બત થઈ જશે.

## ખાતિમો તથા દુઆ

સારાંશ કે ઉપરની બાબતોં જરૂરી છે. તેમની ચિંતા કરો. દુનિયા ખતમ થનાર છે. મરવા પછી દીન અને દીનદાર મિત્રો જ કામ આવશે. દુનિયા અને દુનિયાના મિત્રો કામ ન લાગશે. હજુ સમય છે કે મુસલમાનો હોશિયાર થઈ જાય, નહિ તો એક દિવસ આવનાર છે કે ઘણા લોકો હસરત–પસ્તાવાની સાથે કહેશે : **"યા લય્‌તની તખઝ્‌તુ મઅર્રસૂલિ સબીલા."** અર્થ : કાશ ! મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો રસ્તો અપનાવ્યો હોત. **"યા વયલતા લય્‌તની લમ અત્તખિઝ ફુલાનન્ ખલીલા."** હાય, અફસોસ ! કાશ મેં ફલાણા ફલાણા માનવીઓને મિત્ર ન બનાવ્યા હોત, જેમણે આખી જિંદગી મને દુનિયાના ધંધાઓમાં લગાવી રાખી, અલ્લાહ તઆલાથી દૂર રાખ્યો.

હવે બયાન ખત્મ કરું છું. અલ્લાહ તઆલાથી ઈલ્મ તથા અમલની તવફીકની (સૌ) માટે દુઆ કરો !

**સુબ્હા–ન રબ્બિ–ક રબ્બિલ ઈઝ્‌ઝતિ અમ્મા યસિફૂન, વ સલામુન અલલ્ મુરસલીન, વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન.**

**સમાપ્ત**